વિદ્યાકળાનિધિ—ચતુર્થકળા

# કળા વિલાસ

અથવા

## સહસ્રકળા પ્રદર્શન

# KALA BILAS

OR

## EXHIBITION OF ONE THOUSAND ARTS.

મહાકવિ ક્ષેમેન્દ્રના કાવ્યપરથી મોટા ફેરફાર સાથે

લખનાર

ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ

ત્રીજી આવૃત્તિ

ઇ. સ. ૧૯૧૫ સંવત્ ૧૯૭૧

કિંમત ૧૨ આના.

પહેલી આવૃત્તિ ઇ. સ. ૧૮૯૦.
બીજી આવૃત્તિ ઇ. સ. ૧૮૯૧.

ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કીધું;
નં૦ ૮, સાસુન બિલ્ડીંગ, સર્કલ, કોટ, મુંબઈ.

# અર્પણ પત્ર

જેમ પાર્વતીપતિ શંકરના મસ્તકપર વિરા-
જતા ચંદ્રમાંથી સદાકાળ ઝરતું અમૃત,
નિર્જીવ રૂંડમાળાઓને સજીવ કરી
આનંદ આપે છે, તેમ જ જે પ્રાણ-
પ્રિય સખાનો અમૃત તુલ્ય
સ્નેહ મારા નિર્જીવ થયેલા
મનને સજીવ કરી સદા
આનંદ આપે છે
તેવા સખા

**છગનલાલ ઠાકોરદાસ મોદીને**

સ્નિગ્ધ ને પ્રેમદ્રવિત હૃદયે આ
કળાવિલાસ અર્પણ કરું છું.

વિજય વિક્રમનું નવું વર્ષ }
સંવત્ ૧૯૪૯ }

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના



કળા એટલે હુન્નર, કસબ, ચતુરાઈ, દાવપેચ, છળ, પ્રપંચ, લક્ષણ, ચંદ્રની કળા, ભાવ, અંશ, કુંચી, વ. વ., એવા અનેક અર્થ થાય છે. આપણા દેશમાં કળાકૌશલ્ય સંબંધી ઘણા ગ્રંથો થયા છે. ચૌદ વિદ્યા ને ચોસઠ કળા, બોહોતેર કળા, છોતેર કળા એમ સાધારણ રીતે મનાયલું છે. પણ તપાસીએ તો સ્પષ્ટ જણાશે કે, અનેક પ્રકારના ધંધામાં જાત જાતની નિરનિરાળી અનેક કળા રહી છે ને અનેક ગ્રંથો પણ તેના રચાયલા છે.

આ પ્રકારના ગ્રંથોમાં કળાવિલાસ એ એક ગ્રંથ છે, એમ મને મારા મિત્ર શાસ્ત્રી શ્યામજી વિ. વાલજીએ કહ્યું; ને તે સાથે વિશેષ કહ્યું કે, એ ગ્રંથ જ્ઞાન ને ગમ્મત આપનારો છે, તેનું ભાષાંતર કરાવો તો ઠીક. તેપરથી મારા એક શાસ્ત્રીને આ કામ મેં સોપ્યું, અને તેણે ભાષાંતર તૈયાર કીધું. તેમાં મેં મારી ઇચ્છા પ્રમાણે યથેચ્છ ઉમેરો કીધો. મૂળ ગ્રંથમાં જ્યાં સમજણ નહિ પડી ત્યાં શાસ્ત્રી શ્યામજી વિ. વાલજીની મદદ લીધી; બીજા ઘણા ગ્રંથોમાંથી લઇને, તેમ કેટલુંક નવું કલ્પીને, કળાઓનાં દૃષ્ટાંતો આપીને નવી જ ઢબછબે આ ગ્રંથ મેં પછી તૈયાર કીધો; છતાં ક્ષેમેન્દ્રે વાર્ત્તાની જે ધાટી રાખી છે, તે જ મેં કાયમ રાખી છે. મેં જે ઉમેર્યું છે, તે મૂળ કરતાં

ત્રણગણું વધારે છે ને તેથી આ ગ્રંથ તદ્દન નવીન પ્રકારે તૈયાર થયેલો સંસ્કૃતના જાણનારા જોશે. હવે જનમનરંજન કર્તા તથા જ્ઞાન આપનાર એ થઈ પડે, એટલે આપણી મહેનત સાર્થક !

કળા એ વિષય એટલો ગહન છે કે, તેનાપર મોટું વાર્તિક લખાઈ શકાય, પણ તે માટે કોઈ બીજો વખત જોઇએ. હાલ તો આ ગ્રંથમાં માત્ર કળાનાં નામ આપ્યાં છે. એમાં લગભગ ૧૪૦૦ કળાઓનાં નામ સમાવ્યાં છે. મૂળ સંખ્યા તો ૧૫૦૧ ની થઈ છે, પણ ઘણી કળાનાં નામો બેવડાયાં છે, તથા કેટલીક કળાઓ બીજાના પેટામાં સમાય તેવી હોવાથી સઘળી મળીને ૧૪૦૦ કળા સમાઈ છે. આ ગ્રંથમાં કળા તરીકે જે દાખલ કર્યું છે, તે કેટલેક સ્થળે હુન્નર તરીકે, કેટલેક સ્થળે ચતુરાઈ તરીકે, કેટલેક સ્થળે ધર્મ—લક્ષણ તરીકે ને કેટલેક સ્થળે છળ પ્રપંચ તરીકે વપરાયલું છે. એમાંની કેટલીક કળાઓ સ્પષ્ટ સમજાય તેવી છે. તેનાપર સમજુતી આપવી વ્યર્થ છે; પણ કેટલીક સમજાવવા જેવી કળાઓ સમજાવી છે, છતાં કેટલીક એવી પણ છે કે, સમજાવવાની જરૂર હતી છતાં રહી ગઈ છે; કેમકે તેમ કરવા જતાં ગ્રંથ મોટો થઈ જાય, એવા ભયથી તે વાત તુરતવેળા વેગળી મૂકી દીધી છે. પણ જો લોકઇચ્છા અનુકૂળ હશે તો બીજી આવૃત્તિ વેળાએ તે ઇચ્છા પૂર્ણ કરવાનો પ્રયત્ન કરીશ. આમાં બાજીગરની કળા દાખલ કરવા યોગ્ય હતી, પણ તે માટે જાદુકપટ પ્રકાશ વગેરે ગુજરાતી તથા હિંદી ગ્રંથો થયા છે, એટલે તે કળા દાખલ કીધી નથી.

આ કળાના ગ્રંથમાં કેટલીક ન્યાતોપર આક્ષેપ થયેલો જણાશે, પણ તેપરથી તેઓએ દુઃખ ધરવાનું કારણ નથી; કેમકે જે કાળે ગ્રંથ લખાયલો, તે વેળા તેવા ગુણ–લક્ષણવાળા હશે. દાખલા તરીકે કાયસ્થો સંબંધી જે કળાદર્શન છે, તે તે કાળના કાયસ્થો માટે છે-જે રાજદ્વારી કામ કરતા હતા. સોની તો દેખીતા જ છે. વાણિયા માટે પૂછવું જ નહિ.

ક્ષેમેન્દ્ર કવિ કોણ હતો ને તેણે શા શા ગ્રંથો કીધા છે, તે સંબંધે વિદ્યાકળાનિધિની પ્રથમ કળામાં ખુલાસો કીધો છે. અત્રે દળાયલું દળવાની પછી શી આવશ્યકતા ?

આ ગ્રન્થનું હાલનું સ્વરૂપ બાંધવામાં ને ગ્રંથમાં વધારો કરવાની યોગ્ય સૂચના કરવામાં શાસ્ત્રી શ્યામજીએ સમયે સમયે જે ઉપયોગી મદદ કીધી છે, તેથી તેમનો ઉપકાર થયો છે.

દેવઉઠી એકાદશી. }
૧૯૪૬. } ઇચ્છારામ સૂ. દેશાઈ



# કળાવિલાસનું સાંકળિયું

# સહસ્ત્રકળા પ્રદર્શનનું સાંકળિયું

મહાકવિ ક્ષેમેન્દ્રકૃત

# કળા વિલાસ

(મોટા ફેરફાર સાથે)

## સર્ગ ૧ લો

### નગર વર્ણન

જ્યાં મણિમયભૂમિમાં પ્રતિબિમ્બરૂપે પડેલી મોતીઓની માળાઓ, નગરની હવેલીઓને ધારણ કરવા માટે અનેક રૂપ કરીને આવેલા શેષનાગ જેવી શોભતી હતી; જ્યાં રાત્રિરૂપી લલનાના અંધકારરૂપ અંધાર પછેડાને હરણ કરવામાં લૂટારા જેવો, મંદિરોમાં જડેલા સ્ફાટિકમણિની કાંતિનો સમૂહ, અભિસારિકાને* વિઘ્નકારક થઇ પડલો હતો; જ્યાં

* નવ નાયિકામાંની એક; જે સામી ચાલીને પતિની પાસે જાય છે તે.

શંકરના ત્રીજા નેત્રના અગ્નિની જ્વાળામાં બળી ગયેલો કામદેવ, તે નગરમાં રહેનારી લલિત લલનાના મુખની કાંતિરૂપ અમૃતનું પાન કરી અમર થયો હતો; જ્યાં સુરતસંગ્રામમાં શિથિલ થયેલી લલનાના સુંદર પરસેવાનાં જળબિંદુ વડે શીતળ જણાતો એવો પવન, સુરતસંગ્રામને લીધે છૂટા પડી ગયેલા સ્ત્રીના કેશમાં ગુંથેલાં પુષ્પોના પ્રસંગથી અતિ સુગંધદાર વા'તો હતો; જ્યાં કમળના વનમાં નવા કમળનાં કુંપળિયાં ખાવાથી જરા તીણો કલહંસનો મધુર કલરવ લક્ષ્મીના ચરણમાં ઝણઝણાટ કરતાં ઝાંઝરની માફક ચોમેર ફેલાઈ જતો હતો; જ્યાં મુગ્ધમયૂરો નૃત્યકળા કરતા હતા એવી સ્નાનભૂમિઓ (નહાવાની જગ્યાઓ) ઇન્દ્રાયુધ અને વર્ષાદથી છાઈ રહેલી મૂર્તિમતી વર્ષાઋતુ જેવી જણાતી હતી: જ્યાં ચંદ્રમાનાં કિરણોથી છવાઈ ગયેલી સ્ફાટિકમણિઓની હવેલીમાં ઉભેલી પ્રમદાઓ, જાણે ક્ષીરસમુદ્રના શ્વેત મોજાઓમાંથી બહાર નિકળતી અપ્સરાઓની માફક શોભતી હતી; ત્યાં, લક્ષ્મીના સુંદર આલિંગનથી મંગળના મંદિરરૂપ, અને રત્નથી અતિ ઝળાં ઝળાં કરી રહેલા એવા શ્રીકૃષ્ણના વક્ષ:સ્થળની પેઠે, લક્ષ્મીની ઘણી સમૃદ્ધિને લીધે સંગળ

મંદિર જેવું, રત્નાદિ અનેક પદાર્થો માટે દેશાંતરમાં અતિ પ્રસિદ્ધ એવું એક વિશાળ નગર હતું.

તે નગરમાં અનેક માયાવી ધૂતારાઓનો પરાજય કરનાર, સકળ કળામાં અતિ પ્રવીણ મૂલદેવ નામનો એક ધૂર્તશિરોમણિ રહેતો હતો. જૂદા જૂદા દેશમાંથી ઘણા ધૂતારાઓ આ ધૂતારા પાસે ધૂર્તવિદ્યા શિખવા માટે આવતા હતા. મૂલદેવે પોતાના ગુણના પ્રતાપથી ચક્રવર્તિની માફક અખૂટ દોલત મેળવી હતી.

## પ્રસ્તાવના

એક વખતે તે મૂલદેવ ભોજન કર્યાં પછી પોતાના મિત્રમંડળની સાથે સભામાં બિરાજ્યો હતો, એવામાં હિરણ્યગુપ્ત નામનો એક સંઘવી, પોતાના ચંદ્રગુપ્ત નામના પુત્રને સાથે લઈ, તેની સભામાં આવ્યો. આવતાં વેંતજ તે સંઘવીએ મહામૂલ્યવાળા મણિઓ તથા પુષ્કળ સુવર્ણ તેને ભેટ કરી પ્રણામ કર્યાં. મૂલદેવે તેને આસન આપી તેનો રુડી રીતે સત્કાર કર્યો. બાર પછી બે ઘડી વિશ્રાંતિ લઈ હિરણ્યગુપ્ત વિનયથી મસ્તક નમાવી મૂલદેવને કહેવા લાગ્યો:—

"સકળ કળામાં નિપુણ ને સકળ વિદ્યાના શિરોમણિ મહારાજ! થોડા પરિચયને લીધે પ્રતિભા વગ-

રની અમારી વાણી, નગરનારીના ચાતુર્ય આગળ જેમ ગામડાની સ્ત્રીનું ચાતુર્ય ચાલે નહીં એમ તમારી પાસે ડહાપણવાળી ગણાશે નહીં. પણ જે કંઈ બોલું છું તેમાંથી સાર, આપ સારગ્રાહી છો તે પકડી લેશો. તમારી બુદ્ધિનો પ્રભાવ એટલો તો છે કે, બૃહસ્પતિની બુદ્ધિ પણ તમારી આગળ પાણી ભરે છે. બૃહસ્પતિ કરતાં પણ તમે વધારે બુદ્ધિમાન છો. સૂર્યનાં કિરણો જેમ દિશાને પ્રકાશિત કરે છે તેમ તમારી બુદ્ધિનો ફેલાવો મારી આશાને ઉત્તેજન આપે છે. મેં મારા જન્મથી આજ દિન સૂધી ઘણા મણિઓ, મોતી અને સુવર્ણના ભંડારો મેળવી, એકઠા કરી મૂકેલા છે. આખર વયમાં આ એક જ પુત્રરત્ન મારે સાંપડ્યું છે. તમે જાણો છો કે બાલ્યાવસ્થા મૂર્ખાઇનું એક મોટું સ્થાન છે, અને તરુણાવસ્થા અતિશય ઉન્માદ કરાવનારી છે. વળી મોટા મોટા ધનના ઢગલાઓ, પવનવડે ચળાયમાન કમળના પત્ર ઉપર વળગી રહેલા જળની માફક, ચપળ છે—એવા ધનના ઢગનો નાશ થતાં વાર લાગતી નથી. જ્યાં ધન હોય છે ત્યાં મૃગનેણી પ્રમદાઓ, તરુણના મનને મોહની ફાંસીમાં નાખે છે—અને ધૂતારાઓ, ભ્રમરો જેમ કમળને ચૂસી લે છે તેમ, ધન-

વાનને ચૂસીને નિર્ધન કરી મૂકે છે—તેઓ અનેક ઉપાયોથી ધનવાનને લૂટે છે. આ ઉપર જણાવેલી અડચણો મારા પુત્રને અવશ્ય લાગુ પડશે. કારણ કે ધૂતારાઓ, લક્ષ્મીવાનના ઘરમાં ઉત્પન્ન થયેલા મૂર્ખ છોકરાઓને, પોતાના હાથના એક દડા માફક ગણી, જૂદા જૂદા છંદોમાં ફસાવી તેમને આડાંઅવળાં ગોથાં ખવરાવે છે. વળી વેશ્યાઓ પોતાના ચરણમાંના ઝાંઝરના મણિ જેવા બનાવી તેઓને પોતાને અધીન કરી મૂકે છે. માટે ધનવાનના છોકરાઓનો એક પણ આરો નથી. જેમ દેશથી અને મોતથી અજાણ્યાં પક્ષીનાં બચ્ચાં, પૂરું ચાલવા શીખ્યાં ન હોય, તોપણ મુખના સ્વાદને લીધે લંગડાતાં લંગડાતાં આગળ પડે છે, અને તેમને બિલાડાં જેમ ખાઇ જાય છે, તેમ દેશ અને કાળથી અજાણ્યાં છતાં પણ, ચપળ મુખવાળાં ધનવાનનાં સંતાનો શક્તિ વગર આગળ જવા હિમ્મત કરીને બાહાર પડે, તો તેમને ધૂતારાઓ લૂટી ખાય છે. આવાં આવાં સંકટમાંથી આ છોકરાને પાર ઉતારવા માટે તમારે શરણે આણ્યો છે. માટે તમારે આ છોકરાને પોતાનો આશ્રિત માનવો, અને તે આ સંસારમાં કોઇથી પણ ગાંજ્યો જાય નહીં એવો પાવરધો બનાવવો—એ આ દાસની માગણી છે."

મૂલદેવે તે સંઘવીનું બોલવું યથોચિત છે, એમ પોતાના મન સાથે વિચાર કરી, પોતાના ઓષ્ઠની લાલાશથી લાલ કિરણો ફેલાવતાં પ્રેમથી કહ્યું– "સંઘવીજી ! તમારો પુત્ર મારા ઘરમાં મારા પુત્રની માફક ભલે રહે. હું ધીરે ધીરે તે કુમારને સઘળી કળાનું રહસ્ય એવું સમજાવીશ કે ભલા ધૂર્તશિરોમણિથી પણ એ અંજાશે નહિ. એને સર્વ કળાનું એવું અંજન આંજીશ કે કદી કોઈથી પણ ગાંજ્યો જશે નહિ."

મૂલદેવે આમ જણાવ્યું એટલે પેલો બુદ્ધિશાળી હિરણ્યગુપ્ત પોતાના પુત્ર ચંદ્રગુપ્તને ત્યાં મૂકી, મૂલદેવને ફરી પ્રણામ કરી, મનમાં મગ્ન થતો પોતાના ઘર ભણી ચાલતો થયો.

## રાત્રિ વર્ણન

પછી, ધૂર્ત લોકોએ પરાજિત કરેલો તેજહીન જુગારી જેમ વસ્ત્ર માત્ર મૂકીને ભાગી જાય તેમ કિરણો ઝાંખાં થવાથી ધૂસરા રંગનો દેખાતો સૂર્ય આકાશમાંથી હળવે હળવે અદૃશ્ય થઈ ગયો. સૂર્ય અસ્ત થયા પછી અંધકારરૂપ હાથી ઉપર બેસીને સિંદૂર પૂર* જેવી લાલ રંગની સંધ્યાદેવી સન્મુખ

* સમૂહ.

પ્રકાશવા લાગી—સૂર્ય દિનપ્રભાનો હમેશ ત્યાગ કરતો હતો, તોપણ દિનપ્રભાદેવી તેની પાછળ ને પાછળ જતી હતી; પરંતુ (આ) રક્ત* છતાં પણ સંધ્યાદેવી પોતાના પતિ સૂર્યની પાછળ ગઈ નહીં. સ્ત્રીઓનાં હૃદયને કોણ જાણી શકે છે? કોઈપણ નહીં. જ્યારે સંધ્યાદેવી આકાશમાં આવેલી કમળની વાડીમાં હળવે હળવે આસક્ત થઈ રહી (સંધ્યાકાળ જ્યારે અસ્ત થવા આવ્યો અને તેની રતાશ માત્ર ઝાંખી થઈ ગઈ) ત્યારે ભ્રમરા જેવું કાળું નિરાધાર બનેલું અંધારું, વિકળની માફક આમ તેમ ભટકવા લાગ્યું—ચોમેર અંધારું ફેલાઈ ગયું. સૂર્યનો વિરહ થવાથી પૃથ્વીદેવી મોહરૂપ અંધારામાં ડૂબી ગઈ. ગમે તેવો પ્રચંડ ક્રૂર પતિ હોય તોપણ તે જ્યારે દૂર દેશ જાય છે ત્યારે સ્ત્રીને ઘણો જ વહાલો થઈ પડે છે, ત્યારે પૃથ્વીને સૂર્યના વિરહનું દુઃખ થાય તેમાં આશ્ચર્ય શું? એ પછી ઘણા સફેદ રંગના તારારૂપ મોતીઓની માળાઓથી શણગારેલી અને હમેશના પરિચયમાં આવેલાં અંધારારૂપ મોરપિચ્છનાં ઘરેણાં ઘાલવાથી ધોળાં મોતીની માળા અને મયૂરપિચ્છનાં ઘરેણાં પહેરનારી

* રક્તનો અર્થ જો કે રાતું છે તોપણ અહીં સંધ્યાને સ્ત્રી ઠરાવી રક્તનો પ્રેમવાળી એવો શ્લેષમાં અર્થ બતાવ્યો છે.

બીલડીના જેવી દેખાતી રાત્રિદેવી, ઝમઝમ ઠમઠમ પગલાં માંડતી, પૂર બાહારમાં પ્રગટ થઈ. પછી વિરહિણી સ્ત્રીને અગ્નિ જેવો જણાતો, કમળવનને જાગૃત કરવામાં દૂત જેવો લાગતો ને ચક્રવાકની સ્ત્રીને દુઃખ ઉપજાવનારો ચંદ્ર, હળવે હળવે ઉદય પામ્યો. કામદેવના શ્વેત છત્ર જેવો જણાતો, દિશારૂપ પ્રમદાના સ્ફટિક મણિના અરિસા જેવો દેખાતો, રાત્રિદેવીના શ્વેતતિલક જેવો લાગતો, પોતાના કરવડે* કમળનાં વલયની સાથે વિલાસ કરતો, શ્વેતકાંતિવાળો ચંદ્ર, આકાશગંગાના કિનારા ઉપર બેઠેલા રાજહંસની માફક શોભવા લાગ્યો.

તે ચંદ્રમાના સંબંધથી શ્યામરંગની રાત્રિ અતિ શોભાયમાન જણાતી હતી. રાત્રિના સંબંધથી કામદેવ ને કામદેવના પ્રસંગથી વસંતોત્સવ દીપવા લાગ્યો. વસંતોત્સવને લીધે મદવાળા અંતઃકરણમાં હર્ષ પામતી પ્રમદાઓની ગમત અત્યંત રસભર લાગતી હતી. આ વખતે સમૃદ્ધિ ઉપર પોતાનો કાર્યભાર ચલાવનારા ધૂર્ત ભ્રમરાઓ, કરમાઇ ગયેલી પદ્મિનીને છોડી, ઉઘડેલાં કમલિનીનાં વનમાં આનંદથી પ્રવેશ કરતા હતા. તારા રૂપી હાડકાંની માળાને ધારણ કરવાથી તથા ચાંદનીરૂપ શ્વેતભસ્મ શરીરે ચોળવાથી ધોળાં મોતીની

* કિરણવડે કમળના સમૂહમાં રમત કરતો.

માળા, હાડકાંની માળા અને ખપ્પરને ધારણ કરનારી કાપાલિકીની* માફક જણાતી રાત્રિ, પોતાના હાથમાં ચંદ્રરૂપી ખપ્પર લઇને દાખલ થઈ હતી; અર્થાત્ રાત્રિ પૂર જોશમાં આવી રહી હતી.

## કળા આરંભ

જ્યારે પ્રૌઢતા પામેલાં ચંદ્રનાં કિરણોનો હવેલીમાં બરાબર પ્રકાશ પડવા લાગ્યો, ત્યારે સ્ફાટિકના આસન ઉપર પોતાના પ્રિયમિત્ર ચંદ્રમા જેમ બેઠેલા હતા તેમ ધૂર્તશિરોમણિ મૂલદેવ મહારાજ પણ સ્ફાટિકાસન† ઉપર વિરાજ્યા. તુરત જ પ્રણામ કરતા કંદલી વગેરે તેના મુખ્ય શિષ્યો તેના પાદપીઠની‡ આસપાસ બેસી ગયા. પછી મૂલદેવે, પૂછવા માટે આવેલા બીજા ધૂર્ત મનુષ્યોના મનનો ખુલાસો કરી, સંઘવીના પુત્ર ચંદ્રગુપ્ત તરફ એક નજર કરી—બરાબર તે કુમારને નિહાળી દાંતનાં શ્વેત કિરણોવડે ચાંદનીને લજ્જાલીન કરતો તે બોલ્યો:—'વત્સ ચંદ્રગુપ્ત! ધૂતારાઓની કળાઓ ઘણી જ કુટિલ છે, તે કળા માત્રનું રહસ્ય—

---

* શિવધર્મ પાળનારી જોગણી. (હાલ એ જાતિ દક્ષિણ દેશમાં કોઈ ઠેકાણે છે.)

† સ્ફાટિક મણિનો બાજઠ.

‡ પગ મૂકવાની પાટલી.

અંદરનો સાર તને કહી બતાવું છું, સાંભળ; જો તું તેનું સારું અધ્યયન કરીશ તો તારા પિતાની ઇચ્છા પૂર્ણ થશે—તું કોઇથી ગાંજ્યો જઇશ નહિ. તોપણ ભાઈ, તારે આ મારી પાસેથી શિખેલી કળાનો દુરુપયોગ ન કરવો, કેમકે તેમ કરતાં ઘણા અનર્થ થાય છે. વળી તારામાં જે સજ્જનપણું છે તે પણ નાશ પામશે. પણ યાદ રાખજે કે મારી પાસે જે મનુષ્ય બરાબર કળાઓનો અભ્યાસ કરે છે તે કળાનિપુણ નર પાસે, ક્ષણવાર પ્રેમ રાખનારી હોવાથી જગતમાં ચપળા નામે ઓળખાતી લક્ષ્મી સ્થિર થઇને રહે છે.

## દંભ વર્ણન

આ દુનિયામાં ગંભીર અને નિરાધાર એક કૂવો છે. તે ખડ અને પાંદડાંથી ઢંકાયલો છે. તેમાં મૂર્ખ પશુઓ વારંવાર પડ્યા કરે છે. આ કૂવો એક મોટો લક્ષ્મીનો ભંડાર છે, અને સ્વભાવે કરીને જ તે અપાર ઉંડો છે. જગતમાં ઘણા જ કુટિલ અને ક્રૂર લોકો આ કૂવાના મુખની આસપાસ વિંટાઈ વળીને બેઠા છે અને તે કૂવાનું નામ દંભ છે. આ દંભ; કપટનો છાનો મિત્ર છે. ઇચ્છેલી વસ્તુને મેળવી આપવામાં એ ચિંતામણિ તુલ્ય છે. મહિમા વધા-

રવામાં મૂળ હેતુ છે. અને લક્ષ્મીને વશ કરવામાં ધૂર્તલોકોનો વશીકરણ-મોહનમંત્ર છે. જેમ પાણીમાં હાથ પગ વગર ચાલનારાં માછલાંની ગતિ જણાતી નથી, તેમ દંભની ચાલચલકત પણ કોઈ જાણી શકતું નથી; કારણ કે તેને હાથ, પગ અને મસ્તક જ નથી. છતાં તે સર્વ કાર્ય સાધી શકે છે, ને તે બળવાન્ ને સર્વવ્યાપી છે, તથાપિ તેનું રૂપ કેવું છે તે કોઈના પણ જાણવામાં બરાબર આવતું નથી. મંત્રના* પરાક્રમથી કપટી લોકો વશ થઈ શકે છે; ખોટા યંત્ર અને દોરા ચિઠ્ઠીથી મૂર્ખોને વશ કરી શકાય છે; નિર્ભય સ્થળ ઉપર જાળ વગેરે પાથરી પક્ષીઓને પકડી શકાય છે; અને માણસો દંભથી વશ કરી શકાય છે. માટે સર્વ કરતાં દંભ વધારે વિજયી છે. દંભ મનુષ્યના હૃદયને ઠગનારો છે, માયાનો એક સ્તંભ છે, જગતને જીતવાનો એ એક આરંભ છે, અમર છે, નિરાકાર-આકાર રહિત છે અને માયાને ઉત્પન્ન કરવામાં મુખ્ય બીજ છે.

## દંભસ્વરૂપ-તેનાં નામ

નિરંતર ગોળાકાર ફરતા, ઘણા સખ્ત, ને હજાર ધારવાળા માયાના કપટ ચક્રમાં, મુખ્ય નાભિ-મધ્ય-

* છાની સલાહથી.

ચક્ર દંભ છે. તે શિવાય દંભ નામનું એક ઝાડ છે. તેનું સ્વરૂપ સાંભળ. નેત્રને વિંચી જવાં આ તેનું મૂળ છે, પવિત્રતા એ તેનાં પુષ્પ છે, આ દંભતરુ સ્નાન કરવાથી ભીંજાયેલી ચોટલીના જળનું પાન કરી સુખરૂપ સો સો શાખા રૂપે ફાલે છે–વિસ્તાર પામે છે. વ્રત અને નિયમ વડે બકદંભ ઉત્પન્ન થયો છે, શુભ નિયમો વડે કૂર્મજદંભ ઉત્પન્ન થયો છે અને સૌથી શ્રેષ્ઠ મહા ભયંકર માર્જાર દંભ છે. તેની ઉત્પત્તિ નેત્રને હળવે હળવે આડાંઅવળાં ફેરવવાવડે થઈ છે.

ઉપર ગણાવેલા દંભોમાં બકદંભ, દંભરાજા ગણાય છે, કૂર્મજદંભ, દંભમહારાજા કહેવાય છે, અને માર્જારદંભ એકચક્રી ચક્રવર્તી મહારાજાધિરાજ પદને પામેલો છે.

જેના નખ, ડાઢી અને કેશ ઘણા મોટા હોય, જેને જટા હોય, જેને ડાઢી હોય, ઘણી માટી વાપરતો હોય, થોડું બોલતો હોય, સાવચેતીથી જોડા મૂકીને (જીવ મરશે એવી બીકથી) ચાલતો હોય, મોટી ગાંઠવાળી પવિત્રી પહેરતો હોય, પીઠ ઉપર હેમવસ્ત્રિ ધારણ કરતો હોય, હાથમાં પાત્ર લેવાથી જાણે હાથ અટકી ગયા હોય તેમ કાખમાં પીછોડી બોસી

હાથને ટટાર રાખતો હોય, આંગળીઓ વાંકી વાળી, ઘણી કલ્પના કરી, જુદા જુદા વાદ કરી, પોતાની પંડિતાઈ ચલાવતો હોય, માણસોની સમક્ષ ઓષ્ઠ ફફડાવી જપનો ઢોંગ કરતો હોય તેવા, તથા શહેરના રસ્તા ઉપર ધ્યાન કરવામાં તત્પર રહેનાર, તીર્થમાં ચાળા કરીને આચમનો કરવાથી અને ઘણી વાર સ્નાન કરવાનો ઢોંગ કરી સઘળા માણસોને રોકી રાખનાર, વારંવાર સહજ વાતમાં કાનના ખુણાનો સ્પર્શ કરનાર, "શી શી" એવા દાંતના શબ્દે કરી હેમંત ઋતુમાં સ્નાનની અતિશય કઠિનતા જણાવનાર, મોટું તિલક કરી દેવતાની હું મહાપૂજા કરું છું એમ સૂચવનાર, ઉપરથી જાણે કાગડાની દૃષ્ટિ મસ્તક ઉપર પડી હોય તેમ પોતાના મસ્તક ઉપર પુષ્પને ધારણ કરનાર, વગેરે મનુષ્યને દાંભિક જાણવા. દાંભિક હમેશાં મૂર્ખ લોકોમાં પૂજાય છે. વળી દંભી ગુણવાન્ ઉપર નજર કરતો નથી, પોતાનાં કુટુંબી ઉપર દ્વેષ રાખે છે, બીજાં માણસો ઉપર દયા રાખે છે અને યશ મેળવવાના અનેક ઉપાયો કરે છે.

## જંભાસુર તે દંભાસુર

આ દંભીને જ્યારે કોઈનું પણ કામ પડે છે, ત્યારે તે હજાર હજાર પ્રણામપૂર્વક મીઠાં વચનો બોલી,

પોતાનું કામ કાઢી લે છે. પણ કાર્ય પૂર્ણ થઈ રહ્યા પછી કરડી નજર કરી, ભ્રૂકુટિ ચડાવી, મૌન ધરી રહે છે પૂર્વે દેવતાની સમૃદ્ધિનો નાશ કરનાર જંભાસુર હતો, તે હમણાં દંભાસુરના સ્વરૂપથી પૃથ્વી ઉપર લોકોમાં વાસ કરીને રહ્યો છે, દંભનાં બીજાં પણ નામો છે:—શુચિદંભ, સ્નાતકદંભ,* શમદંભ અને સમાધિદંભ. બીજા સઘળા શતાંશે પણ સમાધિદંભની બરોબરી કરી શકે તેમ નથી. પવિત્રતા અને આચાર વિષે વિવાદ કરનારો, ઘણી માટી વાપરનારો, બીજાને ન અડકતાં છતાં પણ પોતાના કુટુંબીઓને એકાંતમાં નિર્ભયે અડકનારો, ઢોંગી મનુષ્ય શુચિદંભના પ્રતાપે જગતમાં વિશ્વામિત્રપણાને પામે છે. જાણી જોઈ પોતાનું પરાક્રમ છાનું રાખી ઉપરથી દયાળુતા બતાવનારો અને વગર વારસની થાપણને ઓળખાવનારો અહિંસાદંભ છે, ને તે જગતને લૂટે છે.

ભોગી—મોજ શોખ માણનાર દંભ પરમહંસ, બ્રહ્મચારી, નાગડા, છત્રધારી, દંડી, સંન્યાસી, અતીત, શરીરમાં રાખ ચોળનારા બાપી, માથામાં ટાલવાળા, જાડા શરીરવાળા, દૂબળા, મુનિના જેવો વેશ

* બહુ વાર સ્નાન કરનાર.

લેનાર, માથા ઉપર શાલ બાંધનાર અથવા તે મંદિરના શિખર જેવી શાલની ટોચ કરી માથે બાંધનાર, એવાં એવાં અનેક રૂપધારી મનુષ્યોમાં દંભરાજ ચોદિશાએ નજરે પડે છે. દંભનો પિતા લોભ છે, જે અતિ વૃદ્ધાવસ્થામાં છે. તે જગતમાં એટલો તો વધી ગયો છે કે, તેના પ્રતાપથી બધે ઠેકાણે દંભ પ્રથમ જોવામાં આવે છે. દંભની માતાનું નામ માયા છે. તેના ભાઇનું નામ અસત્ય છે. તેની સ્ત્રીનું નામ કુટિલાકૃતિ છે. તેના છોકરાનું નામ હુંકાર છે.

## દંભોત્પત્તિ

પૂર્વે ભગવાન્ બ્રહ્મા, ચૌદ લોક અને પ્રાણીમાત્રને સર્જી છેવટે ઘણા કાળ સુધી નવરા બેઠા રહ્યા. તે નવરાશના વખતમાં બ્રહ્માને મનમાં વિચાર આવ્યો કે, મારી પ્રજાની સ્થિતિ કેવી છે તે તો તપાસું. પછી સમાધિ ચડાવી પ્રજા તરફ નજર કરી તો પ્રજા માત્રને નિરાધાર દીઠી. બાપડી જેવી સર્જી હતી તેવી જ હતી. સર્વ નિષ્કપટ હતાં. આ જોતાં બ્રહ્માના મનમાં વિચાર આવ્યો કે, આ પ્રજા પોતે નિખાલસ મનની ને સાદી છે; માટે તે પૈસા વગેરે કમાઈ શકશે નહીં, તેમ તેમનો વ્યવહાર પણ ક્રમે કરી ચાલશે નહિ ને

આખરે સૃષ્ટિ અટકી પડશે. એ વ્યવહાર ચાલુ કરવા કંઈ કરવું જોઇએ, આવો મનમાં દૃઢ નિશ્ચય કરી, ક્ષણુ એક નેત્ર વિંચી, માયાની સમાધિ ચડાવી, પોતાની પ્રજાને આજીવિકા અને વૈભવ આપનાર એક પોતાનો વિશ્વાસપાત્ર મહાદેવ ઉત્પન્ન કર્યો ને તેનું નામ દંભદેવ પાડ્યું.

ઉત્પન્ન થયેલો દંભદેવ દર્ભની ઝુડી, પુસ્તક માળા, પાણીનું કમંડળ, તેના અંતઃકરણની વક્રતાને જાહેર કરનારું વાંકું શીંગડું, દંડ, કાળા મૃગનું પવિત્ર ચામડું, અને પાવડીને લઈ ક્રોધાતુર નેત્રના છેડાવડે, હુંકાર-સહિત ભ્રૂકુટિના અને મુખના ચાળા કરતો તથા ઘણા તિરસ્કારથી "સમગ્રના મનમાં હું ગમતો છું" એમ સૂચવતો, બીજાને ન અડકવાની ચોકસી રાખતો અને પવિત્રતાને જાળવતો, બ્રહ્મલોકમાં, તરત જ બ્રહ્માની પાસે ગયો; બ્રહ્મસભામાં જતાં જ તે આસન માટે મૌન ધરી ઉભો રહ્યો, પણ નીચે બેઠો નહીં. તેણે પોતાના કાન ઉપર દર્ભની મોટી પવિત્રી ચડાવી હતી, હાથને પાણીથી સાફ કરેલા હતા, ધોયેલા મૂળા જેવા માથા ઉપર દર્ભથી વિંટાયલી જટાના મૂળમાં ધોળાં પુષ્પો ખોસેલાં હતાં, ગળું લાકડાની માફક ટટારબંધ હતું, હોઠ જપ કરવાથી હાલતા

હોય તેમ દેખાતા હતા, નેત્રો સમાધિથી વિંચાઈ ગયાં હોય તેવાં જણાતાં હતાં, એક હાથમાં રુદ્રાક્ષનો બેરખો પહેર્યો હતો અને બીજા હાથમાં માટીથી ભરેલું એક પાત્ર હતું.

બ્રહ્મસભાના સમર્ષિઓ ને બીજા સર્વે તેના આવા વેશના મોટા આડંબરથી અંજાઈ જઈ, આ કોઈ મોટા ઋષિ છે એમ ધારી ઉભા થયા અને બે હાથ જોડી પ્રણામ કરવા લાગ્યા. આ વખતે જેણે આ સંસારની રચના એક ક્ષણમાં બનાવી હતી એવા બ્રહ્મા પણ તે દંભદેવને જોઈ તેની મોટાઇમાં મોહ અને આશ્ચર્ય પામી ગયા ને ભૂલમાં હર્ષથી ટટાર થઈ ગયા, અને જરાક કંપાયમાન પણ થયા. અગસ્ત્યમુનિ તેના અતિ સખ્ત નિયમને જોઇ, આશ્ચર્યમાં લીન થઈ ગયા. વસિષ્ઠ પોતાના અલ્પ તપને લીધે શરમાઈ પછવાડે ફરી ગયા. અતિ સરલ મુનિનો આચાર પાળવાથી નિર્દોષ એવા કૌત્સ તેનાં દર્શન કરતાં વેંતજ કંપવા લાગ્યા. નારદ પોતાના નિષ્કપટ વ્રતમાં ઉદાસી થઈ ગયા. જમદગ્નિ પોતાનું મુખ પોતાના ઘુંટણ ઉપર નિચું કરીને બેઠા. પછી શૂળીમાં પરોવેલાની માફક તદ્દન ટટાર ઉભેલો, અતિ ગર્વથી ભરેલો, મોટી કાયાવાળો દંભ આસન

મળવાની આશાએ ઉભો જ હતો,—કારણ કે તે આસન વગર બેસતો નહીં—તેની સામા બ્રહ્માએ જોયું. આ વખતે મહાત્મા બ્રહ્માના દંતની પંક્તિનાં કિરણો ચોતરફ ફેલાઈ જવાને લીધે તેનો શ્વેતહંસ પણ વધારે શ્વેત થઈ રહ્યો હતો. પછી બ્રહ્મા કહેવા લાગ્યા, 'પુત્ર, ગુણગણુની ગૌરવતા બતાવી આપનાર આ અતિ વિચિત્ર નિયમ વડે તું માનપાત્ર છે. અહીં આવ ને મારા ખોળામાં બેસ.' બ્રહ્માનું પ્રેમાળ ભાષણ સાંભળી દંભદેવે તેમના ખોળામાં પાણીની અંજલિઓ છાંટી, તે ખોળાને પવિત્ર કરી, અતિશય શ્રમે સંકોચસહિત તેમાં બેઠો અને પછી પોતે કેહેવા લાગ્યો કે—'ઉંચે સ્વરે તમે બોલશો માં, તમારે મને કદિ અવશ્ય જણાવવાનું હોય તો તમારા હાથથી મુખને ઢાંકીને એવી રીતે બોલવું કે તમારા મુખનો પવન મારા શરીરને લેશ પણ અડકે નહીં.' બ્રહ્મા, દંભદેવની આવી પવિત્રતા જોઇ, જરા હસી પોતાના હાથના છેડાને જરા હલાવતા બોલ્યા, 'એમ કે ? ચલ, તું દંભ છે, ઝટ ઊઠ, ઊભો થા. નિકળ અહિંયાંથી ને જા સમુદ્રરૂપી કટિમેખલાથી શોભાયમાન પૃથ્વીમાં અવતાર લે ને જૂદા જૂદા ભોગ ભોગવ. વિદ્વાનો પણ તારા સ્વરૂપને વસ્તુતાએ જાણી શકશે નહીં.'

એવી રીતે બ્રહ્મા તરફથી આજ્ઞા મળી એટલે દંભદેવ સંસારમાં અવતરી સંસારીઓના કંઠમાં પથરાઓ બંધાવતો સર્વત્ર પૂજાવા લાગ્યો. તે લોકોને જૂદા જૂદા ફંદોમાં ફસાવવા લાગ્યો. દંભદેવે પ્રથમ વનમાં નિવાસ કર્યો, ત્યારપછી શહેરોમાં નિવાસ કર્યો અને છેવટે બંગાળામાં* પોતાની વિજયપતાકા ખડી કરી દીધી. તે પછી વિજયપતાકાના પ્રતાપને પ્રત્યેક દિશામાં ફફડાવવા માટે ચોદિશામાં ભટકી, છેવટે બાલ્હીક દેશમાં વસનારા લોકોના વચનમાં વાસ કર્યો. દક્ષિણ દિશામાં રહેનારા લોકોના વ્રતમાં અને નિયમમાં વાસ કર્યો. કિર દેશમાં વસનારા લોકોના અધિકારમાં વાસ કર્યો. અને બંગાળામાં તો તેની વિજયપતાકા ઝગઝગાટ કરી રહી છે જ. કેમકે પ્રથમથી જ ત્યાં સર્વ વ્યાપી દંભદેવનો ઠામ હતો. જે દાન કરાવનારા છે, જે શ્રાદ્ધ કરાવનારા છે, જેઓ લલાટમાં સિદ્ધિ આપનારું રાતું, પીળું તિલક કરે છે, જે પ્રભાતમાં ભસ્મનું તિલક કરે છે, જે

---

* ૧૦-૧૧ મા સૈકામાં બંગાળા વગેરે પ્રદેશમાં ધર્મનો ઘણો ઢોંગ ચાલ્યો હતો તેથી ત્યાં દંભનો વાસ કવિએ કલ્પ્યો છે. પ્રબોધચંદ્રોદયમાં પણ દંભનું નિવાસસ્થાન બંગાળા જ કહ્યું છે.

વ્રત, પૂજા, યજ્ઞ વગેરે કરનારા છે, જે ઝાઝી માળાઓ ધાલે છે તે સઘળા દંભને સહાય કરનારા છે એમ જાણુજે; કારણ કે તેવા લોકો દંભને પુષ્ટિ આપે છે.

દંભે પૃથ્વી ઉપર વસનારા લોકોની નાતના હજારો વિભાગ પાડી, તે સર્વેના જે જે ઉપરીઓ હતા તેમના મુખમાં પોતે વાચાળતારૂપે વાસ કર્યો છે—જેથી તે સર્વે જૂઠું બોલવામાં નિર્ભય થયા છે. દંભદેવે પ્રથમ તો ગુરુના મુખમાં વાસ કર્યો, ત્યાર પછી શિષ્યના મનમાં વાસ કર્યો, તે પછી તપસ્વીઓના મનમાં વાસ કર્યો, તે પછી દીક્ષિતોના મનમાં વાસ કર્યો અને છેવટે પંડિતો, જોશી, વૈદ્ય, ચાકર, વાણીઆ, સોની, નટ, ભટ, ગવૈયા, કથા વાંચનારા વ્યાસ, સઈ, સુતાર, કુંભાર, વાળંદ, વગેરે સઘળાના મનમાં વાસ કર્યો છે. એટલે તેઓ પણ દંભની સહાયતાથી પૈસા કમાવવા લાગ્યા છે. નદીમાં માછલાં મારવા માટે એક પગથી ઊભો રહેનાર બગભક્તની તપશ્ચર્યા અને દૃઢ ધ્યાનનો ઢોંગ જોતાં સ્પષ્ટ માલમ પડે છે કે, તેણે પક્ષીઓમાં પણ વાસ કર્યો છે. વડ, મોટી જટા એટલે વડવાઈ અને વલ્કલ એટલે છાલરૂપી વસ્ત્રને ધારણ કરી, વનમાં ટાઢ તડકો સહન

કરી પર્વત ઉપર વસે છે, ને ફકત પાણી પીને તપસ્વીની માફક શરીરે ઘણો દુર્બળ દેખાતો ટટાર ઉભો રહી એક નિષ્ઠાથી ધ્યાન ધરે છે, તે ઉપરથી જણાય છે કે વૃક્ષમાં પણ દંભનો વાસ છે. આવી રીતે દુનિઆમાં સર્વત્ર દંભ જોવામાં આવે છે. કયાંઈ પણ દંભ વગરની કોઈ વસ્તુ નથી. માટે તેની જૂદી જૂદી કળાઓ જો જાણવામાં આવી હોય તો કપટી લોકોનું—ધુતારાઓનું જરા પણ ફાવી શકતું નથી. ધુતારાઓ આ દંભના વિસ્તારને કલ્પવૃક્ષ જેવો ગણે છે, કારણકે તે દંભના પ્રભાવથી પોતાનું ધાર્યું કરી શકે છે. પૂર્વે વિષ્ણુએ વામનના રૂપનો ઢોંગ કરી, બળી રાજાનું સઘળું રાજ્ય પોતાને તાબે કરી લીધું હતું, એ સઘળો પ્રતાપ દંભરાજાનો જ જાણવો.

મૂળદેવે આ પ્રમાણે હિરણ્યગુપ્તના પુત્ર ચંદ્રગુપ્તને પ્રથમકળા ભણાવી, તેપર વિચાર કરવાનું કહી તે દિવસે શિષ્યમંડળીને વિદાય કીધી.



# સર્ગ ૨ જો

## લોભવર્ણન-વણિકચરિત્ર

બીજી રાત્રિના જ્યારે ચંદ્ર પ્રકાશવા માંડ્યો ત્યારે મૂલદેવ પોતાના શિષ્યસમુદાયને આસપાસ બેસાડી ચંદ્રગુપ્તને સંબોધીને પોતાની કળા બતાવવા માટે બોલ્યો:-વત્સ ચંદ્રગુપ્ત! મનુષ્યને બીજી જે કળા જાણુવાની જરૂર છે તે લોભ છે.

લોભથી હંમેશાં ડરવું, કારણ કે લોભિયા માણુસને કાર્યાકાર્યનો વિચાર રહેતો નથી; અને તેવા માણુસોનો સર્વને ડર રહે છે. કપટ કરી એક વસ્તુને બદલે બીજી વસ્તુ અડાવી દેવી અને એક બીજાને છેતરવા વગેરે વિચિત્ર માયા સર્વત્ર ઘૂમે છે, તે સઘળાનું મૂળ-તે કરવામાં ઉત્તેજન આપનાર મુખ્ય લોભ સંગ્રહ કરી મૂકેલા ધનનું હરણુ કરાવે છે. લોભિયાઓને પોતાનું નાણું વધારવાની અતિશય ચાહના હોય છે, તેથી તે બીજાને આપે છે અને બીજા જે ધૂર્ત હોય છે, તે તેના નાણાને દેવાળું વગેરે કાઢી ઓળવે છે. આ લોભને શાસ્ત્રવેત્તાઓએ પોતાના સત્ત્વ, શમ, દમ અને તપવડે હરાવી પાછો

છે. એટલે તે વાણીઆઓના ઘણા જ કુટિલ હૃદયમાં જઇને છાનોમાનો વસ્યો છે. માટે હે વત્સ, વાણીઆઓનો તારે જરા પણ વિશ્વાસ કરવો નહિ. અગ્નરણી પવિત્ર નહિ ને વણિક મિત્ર નહિ!!

જ્યારથી વાણીઆના અંતઃકરણમાં લોભે વાસ કર્યો ત્યારથી તે લોક આપવું લેવું વગેરેમાં, તોલમાં, માપમાં, દ્રવ્ય ને વસ્તુ એ સર્વમાં અતિશય કપટ કરવા મંડ્યા છે. તેઓ ઓછું આપવા લાગ્યા, વધારે લેવા લાગ્યા, ખોટાં તોલ રાખવા લાગ્યા અને દેવાળાં ફૂંકી થાપણોને ઓળવવા લાગ્યા છે. તેઓ આનંદથી હમેશાં ધોળે દિવસે માણસ લૂટવા મંડ્યા છે. આવાં આવાં અનેક કપટો કરી, આખો દિવસ માણસોનાં નાણાંને લૂટતાં છતાં પણ જ્યારે પોતાને ઘેર કંઈ ધન ખર્ચવાની બાબત આવે કે તેઓ ત્રણ કોડી પણ ખર્ચી શકતા નથી. કોઈ પવિત્ર મનવાળો વૈશ્ય કદી કથા શ્રવણ કરવા જાય છે; પણ ત્યાં કથામાં દાન કરવાની વાત આવે અથવા તો તે પોતાને કરવું પડે તેમ હોય, તો સર્પના ભયથી જેમ દૂર ભાગે તેમ તે બાબતથી દૂર જાય છે. બારશ હોય, શ્રાદ્ધનો દિવસ હોય, કે સૂર્ય ચંદ્રનું ગ્રહણ હોય ત્યારે ઘણીવાર સુધી સ્નાન કર્યા કરે છે,

પણ એક કોડીનું દાન કરતો નથી. તીર્થકાંઠે સ્નાન કરવા જાય પણ જેવો જળમાંથી બહાર નિકળ્યો તેવોજ કોઈ મારી પાસે દક્ષિણા લેવા આવશે, આવા ભયથી ચોતરફ નજર કરતો, ચોરની પેઠે છુપાતો છુપાતો આડોઅવળો થઈ ગલીકુચીને રસ્તેથી લોભી વણિક પલાયન કરી જાય છે. કદી તે ત્રણ દમડી દાન કરશે તો સત્તર ઠેકાણે ગજાવી મૂકશે. તેને લોભ એટલો બધો હોય છે કે પોતે ખાશે પણ નહિ, ત્યારે બાપડાં છોકરાંને તો કેમ જ ખવાડે! આ સઘળો લોભદેવનો જ પ્રભાવ જાણજે. કપટી વાણીઓ વેપાર કરવા માટે બેઠો હોય ત્યારે બગલાની માફક મૌન ધરી બેઠો રહે છે, પણ જ્યારે કોઇને થાપણ મૂકવા માટે આવતો જુવે છે અથવા તો કોઈના હાથમાં પૈસા જુવે છે એટલે તરત ઉભો થાય છે, પ્રણામ કરે છે અને આસન આપી કુશળતા પૂછે છે. પાણી અને પાન સોપારીની ચમચી પણ છોડે છે, ને જાણે ગાઢપરિચય હોય તેમ ઘરનાં બાળગોપાળની વાત પૂછવા મંડી પડે છે. 'ભાઇને કેમ છે, મોટી ભાભી ઘણા દિવસ થયા જણાયાં નથી, મોટી બહેન તો સાસરે હશે, સાસરું તો સારું મળ્યું છે' એમ વાત કરી જાણે તેનું તન મન હોય તેમ પોતે

હેત પ્રીત બતાવે છે. પછી ધર્મ સંબંધી વાતચિત કરવા માંડીને ઈશ્વરને પૂર્ણપણે પિછાણીને દંભદેવને આરાધે છે. એ સર્વ ધનહરણ માટે જ કરે છે એમ સમજવું. આ બાબતમાં એક વાણીઆની વાર્તા પ્રસિદ્ધ છે તે તમને કહું છું તે ચિત્ત ધરીને સાંભળો.

## લોભી સાહુનું ચરિત્ર

પૂર્વે એક ધનાઢ્ય વેપારી વાણીઓ હતો. આ વાણીઆભાઈ પોતાની જાતિ પ્રમાણે કપટકળામાં ઘણા જ પ્રવીણ હતા. તેણે પોતાના સમયમાં ઘણા લોકોને લૂટીને બેહાલ કરી અખૂટ ધન એકઠું કર્યું હતું. એ વાણીઓ જાતે ઘણો લોભી હતો. ઘણા પૈસા છતાં પણ તે લોભીઓ, જે એક પૈસાના બે પૈસા કરવા માંગતા હતા તેવાને હજી ખોળતો હતો. પૈસા કોને વહાલા ન લાગે? કારણ કે સર્વ સુખનું સાધન સંપત્તિ છે.

એક વખતે તે શેઠની પાસે કોઇએક બીજો છોટો લોભી આવીને બોલ્યો, "હે ભાઈ, મારે તમારે ત્યાં મારા ઘરના તમામ પૈસા વ્યાજે મૂકી કાલે પરદેશ જવાની ઇચ્છા હતી. પણ કાલે સવારે વિષ્ટિ*

---

* તે નક્ષત્રમાં જો કંઈ શુભ કામ કર્યું હોય તો તેનું શુભ ફળ થાય નહીં.

છે, માટે હવે મારે શું કરવું? મારું જવું અટકી પડે છે.' તે વાર્તા સાંભળતાં વેંતજ લોભી શેઠનું મન તો અત્યંત રાજી થયું, પણ ઉપરથી ખોટો ખેદ બતાવી, તેના કામનો જાણે વિચાર કરતો હોય તેમ તે આવેલા છોટા લોભી તરફ વારંવાર નજર કરી, ઘણીવાર પછી બોલ્યોઃ—શેઠજી, આ દુકાન તમારી જ છે, જેમ તમારી ઇચ્છા હોય તેમ કરો. પરંતુ અમે તમારા પૈસા થોડા દિવસ રાખીશું, વધારે દિવસ અમારી દુકાનમાં કોઇના પણ પૈસા અમે રાખતા નથી. શેઠજી, જાણો છો કેની, આજે દેશ કાળ ઘણોજ બદલાઈ ગયો છે, કોઈ કોઇનો વિશ્વાસ કરવા જેવું નથી. અમે ન હોઇયે ને છોકરાંઓની દાનત બગડી, ત્યારે તમે તો અમનેજ ગાળો જ ભાંડો. માટે વરસ છ મહિનામાં દ્રવ્ય પાછું લઈ જવું હોય તો બેલાશક મૂકો—ઘર તમારું છે. તમે ઘણા સારા માણસ છો, તેથીજ હાં પાડવી પડે છે. તમારો તો હું દાસ છું. કાલે તમે જે વિટ્ટિનો વાંધો કાઢો છો, તેમાં કંઈ પણ અડચણ નથી. તમે સુખેથી આજે થાપણ મૂકી જાઓ. વ્યાપાર ધંધો કરતાં ઉલટું તમારું નાણું બમણું થશે. ને જે લાભ મળશે તે તમારો છે, આપણે તો દલાલીના શરીગત આ

બાબતમાં જેઓ લેણદેણ કરે છે તેને બરાબર અનુભવ છે; ને તે તમારાથી કંઈ અજાણ્યું નથી.

'શેઠજી, વિષ્ટિ વ્યતિપાતની તો કંઇએ હરકત નથી. મને એના સંબંધમાં એક વાત યાદ આવે છે. થોડા દિવસપર એક મારા મિત્રે મારીજ દુકાને વિષ્ટિ નક્ષત્રમાં ધન મૂક્યું હતું. તેનાં બમણાં નાણાં થયાં ને ફરીને વગર અડચણે ઝટ લઈ ગયો.' આવાં અનેક આડાંઅવળાં ગપ્પાંઓ મારી પોતાના મનોરથમાં આમ તેમ ગોથાં ખાનારા તે પાપી શેઠીઆએ, પેલા મૂર્ખ છોટા લોભીની પાસેથી ધન લઈ પોતાની પેટીમાં મૂક્યું. બીજે દિને તે થાપણ મૂકનારો પરદેશ ચાલ્યો ગયો.

પેલા શેઠે તો તેના ધનમાંથી વેપાર કરી અખૂટ દોલત મેળવી, ને તે દ્રવ્યવડે કૂબેરના જેવો કીર્ત્તિમાન્ થયો. ધનમાંથી ધન પેદા કરવું સેહેલ છે, તોપણ તેમાંએ કપટ વગર લક્ષાધિપતિ કોટયાધિપતિ થવાતું નથી. કપટ એ ધુતારાનો એક અખૂટ ભંડાર છે. કપટ કરીને તે લોભીસાહે હજારો લાખો સોનાના ચરુ ઘરમાં એકઠા કીધા, પણ તેમાંથી એક પણ ચરુ શેઠને કામ લાગ્યો નહીં. તે સુવર્ણના ચરુઓ બાળરાંડના સ્તનની માફક અત્યંત કલેશ ભોગવવા

લાગ્યા. આ સોનાના ચરુનો ઉપયોગ થતો નથી. તેમાં કંઈ આશ્ચર્ય નથી. કારણ કે વાણીઆઓ સુવર્ણને કમાઇ, કેવળ તેની રક્ષાજ માત્ર કરે છે, પણ તેને ઉપયોગમાં લેઈ શકતા નથી; તેમ તેનું દાન પણ કરતા નથી. એવા વાણીઆને સંસારરૂપ એક જીર્ણ ઘરમાં ભયંકર ઊંદરરૂપ જાણવા. તે ઊંદરોને ઉપયોગ કરવામાં અડચણ કરનારો પુરપતિ* નામનો એક ભયંકર સર્પ છે. તે સર્પની ફેણ અતિશય ભયંકર અને દુઃખદ છે. તે સર્પના શરીર ઉપર ઘણા કાંટાઓ છે, તે હંમેશાં આમ તેમ કોઇને ફસાવવાને ફર્યાં કરે છે. આના ભયથી ઊંદરો પોતાની મેળવેલી વસ્તુનો ઉપભોગ કરી શકતા નથી. તું જાણજે કે ઊંદર (વાણીયા) ખોદે (મેળવે) ને ભોરીંગ (રાજા) ભોગવે (પડાવી લે) તેમજ લોભી સાહુના હાલ થયા.

થોડાં વરસ વીત્યા પછી થાપણ મૂકનારો પેલો માણસ પરદેશમાંથી પાછો પોતાના ગામમાં આવ્યો

---

* રાજા—તેના ભયથી અથવા પોતાના નસીબનું ન હોવાથી વાણીઆરૂપ ઉંદરો કંઈ એકઠું કરે છે, તે સર્વ ભોગવી શકતા નથી પણ પરિણામે તે રાજાને આધીન થાય છે. કહેવત છે કે કાળા ખોદે ને ભોરીંગ ભોગવે.

અને જે શેઠની દુકાને પોતે ધન મૂક્યું હતું તે દુકાન ઉપર ગયો. પણ ત્યાં શેઠનો પત્તો મળ્યો નહીં. તે બાપડો તુરત બેબાકળો બની ગયો અને શંકાસહિત લોકોને પૂછવા લાગ્યો, કે તે મહા ધનાઢ્ય શેઠ ક્યાં ગયા છે? તે સાંભળી એક માણસ તે પૂછનારની પાસે જઇને કહેવા લાગ્યો, 'ભાઇ, હમણાં તો તેની લક્ષ્મી કંઈ વિચિત્ર જ પ્રકારની છે. તેના ઘરમાં અનેક જાતનાં ઊંચાં વસ્ત્રો, કસ્તૂરી, કેશર, અંબર, ચંદન, કર્પૂર, મરી, સોપારી, એલચી લવીંગ, તજ વગેરે અનેક પદાર્થો તૈયાર ભરેલા છે. ને જ્યાં ત્યાં લક્ષ્મી અથડાય છે. ઘરમાં લક્ષ્મીના પ્રતાપથી ઝળઝળાં થઈ રહ્યું છે. જ્યારે તે પૈસાની ગણતરી કરે છે, ત્યારે એક એક નાણુાથી ભરેલા ઓરડા ઉપર ખડીનો લીટો કાઢીને એક મુહૂર્તમાં ક્રોડો સોનામહોરો ગણી કાઢે છે. તેને નાની રકમ ગણવાનો તો વખત આવતો જ નથી. તે મેરુ પર્વત જેવડી સુંદર ઊંચી હવેલીમાં રહે છે. આ શેહેરનો રાજા પણ તે શેઠને ઘણું માન આપે છે, તેને તું શું પીછાણતો નથી?" પેલા ગરીબે 'બહુ મોટો ઉપકાર થયો' એમ કહી તે શેઠિયાના ઘર તરફ ચાલવા માંડ્યું. તે મેલાં ફાટેલાં કપડાં સહિત તે

શેઠના બારણામાં જઈ ઉભો, તેના મોં ઉપર જરા પણ તેજ ન હોવાથી અતિશય દરિદ્રી અવસ્થાવાળો દીનદાસ જેવો દેખાતો હતો, થોડીવારમાં હવેલી ઉપર બેઠેલા શેઠે મેડી ઉપરના ઝરૂખામાંથી તે થાપણ મૂકનાર શેઠને જોયો. તેને જોતાં વેંત જ જાણે વજ્ર વાગ્યું હોય તેમ શેઠ બેભાન થઈ ગયા અને તેના શરીરમાં ચાલતો શ્વાસ પણ પળવાર બંધ પડી ગયો.

પેલો પૈસા મૂકનાર થોડીવાર નીચે ઉભો રહી, પેહેરાવાળાની પરવાનગી મેળવી હળવે હળવે તે હવેલીમાં શેઠની પાસે ગયો અને એક ખૂણામાં લજ્જા ધરતો ને બિહતો બિહતો બેસી ગયો. જ્યારે સઘળાં માણુસો ઊઠી ગયાં ત્યારે તે શેઠ નજીક જઈ પોતાના નામની ઓળખાણ આપી પોતાનું ધન, જે પોતે તે શેઠની દુકાને મૂકેલું હતું, તે માગવા લાગ્યો, આ વાત સાંભળતાં શેઠે પોતાના હાથને નીચે પછાડ્યા. ને પછી ભમર ચડાવી, આડી નજર કરી, ધુવાંફુવાં કરતો કહેવા લાગ્યો—'અરે, આ શું? આ કળી કાળ આવ્યો કે શું? હર! હર! મહાદેવ! કેવા અસત્યવાદી માણુસો! આ પૃથ્વી ઉપર વસે છે તે તો જુવો! આ કોઈ ધુતારો, પેટભરો, પાપી ક્યાંથી આવ્યો છે? તું કોણ છેરે? તારું નામ શું?

તારા બાપનું નામ શું? ક્યાંથી આવ્યો છે? મેં તને કોઈ દિવસ પણ દીઠો હોય તેવું મને તો સાંભરતું નથી, ત્યારે મારા હસ્તક થાપણ મૂકી જવાની વાત કહે છે તે તો સંભવે જ કેમ? અરે રે!! તેં ક્યારે! કોને! ને ક્યાં ધનની થાપણ મૂકી છે? અને મૂકી છે તો કેટલી તે તો કહે? પણ તારી પાસેથી કેહેવરાવવાનું અમારે શું પ્રયોજન છે? સર્વ જાણે છે કે આ ગાંડો થયલો છે, તે ગળે પડી ધન લેવા આવ્યો છે. પણ અમારી દુકાને, હરગુસ*ના વંશની થાપણ હોય એ વાત કદી સંભવે નહીં. તેમ અમે ખોટું બોલી મિથ્યાપાતકના ભોગી થઇએ એવું કામ અમારાથી કદી પણ થાય નહીં તથાપિ કોઈ સાચું કે ખોટું કંઇપણ અમને કેહેવા આવે તો અમારે તો તે અવશ્ય સાંભળવું જ જોઇએ. મોટાઓનો એવો ધર્મ છે કે સર્વનું સાંભળવું, પણ કોઇનું અપમાન કરવું નહીં. તેથી તારાં આટલાં બે વેણ પણ સાંભળ્યાં, નહિ તો હમણાં જ તને સિપાઇને સ્વાધીન કરી દેતે. તેં જે દિવસે ખાતું પડાવ્યું હોય તે દિવસ કહે, અને તે દિવસે લખેલું સર્વ પોતાની મેળે ચોપડામાં તપાસી જોઇ લે. મારી તો વૃદ્ધા-

* છોટા લોભી તે વંશનો હતો.

વસ્થા થઇ છે, માટે દુકાનનો સઘળો બોજો મેં મારા પુત્ર ઉપર નાંખ્યો છે. પરંતુ તેમાં જે કંઈ લખેલું છે, તે સર્વ મારૂં છે તે જઇને તપાસ.'

શેઠનાં આવાં વચનો સાંભળી પેલા થાપણ મૂકનાર માણસના તો હોશજ ઉડી ગયા. પણ ધીર ધરી શેઠની રજા લઈ તરત તેના છોકરા પાસે ગયો. ત્યાં જઈ પોતાની મૂકેલી થાપણ માગી એટલે શેઠનો છોકરો બોલ્યો કે 'આગળની વાતમાં હું જાણું નહીં, તે તો બાપાજી જાણે છે.' એટલે વળી તે શેઠ પાસે ગયો. શેઠે સાફ જવાબ આપ્યો કે 'તેને પૂછો, હું કંઈ તે વિષે જાણતો નથી.' એટલે વળી તે બાપડો થાપણ મૂકનાર શેઠના છોકરા પાસે ગયો. શેઠના પુત્રે જવાબ આપ્યો કે "લખાણ સંબંધી જે કામ છે, તેમાં મારા પિતાજી વાકેફગાર છે, પણ હું નથી. લખવાનું કામ તેમનું જ છે.' આમ બાપ અને દિકરો બાપડા થાપણ મૂકનાર વાણીઆને દડાની માફક આમ તેમ ઉછાળવા લાગ્યા, પણ એમાંથી એકે તેનો નિકાલ કર્યો નહીં.

અંતે હારીને થાપણ મૂકનાર રાજદરબારમાં ગયો અને પોતાની સર્વ વાર્તા જાહેર કરી. રાજાએ તેની વાત બરાબર ધ્યાનમાં લઈ ઘણો ગુસ્સે થઇને તે

શેઠિયાને પકડાવી મંગાવ્યો. પછી પૂછ્યું કે, આ માણસે તારે ત્યાં કંઈ થાપણ મૂકેલી છે? તે બોલ્યો, 'ના મહારાજ.' રાજાને તે થાપણ મૂકનાર વાણિયાના કહેવાપર દૃઢ વિશ્વાસ હોવાથી—ને તેનો પૂરાવો પક્કો મળવાથી પેલા લોભીસાહને સજા કરવાનો હુકમ કર્યો. તુરત જ સિપાઇઓએ તેને ફડાફડ ફટકાનો માર માર્યો. બીજાં હથીઆરોનો પણ ઉપયોગ કર્યો; તથાપિ શેઠે એક પઇનું પણ દેવું કબૂલ કર્યું નહીં. ચમડી તૂટે પણ દમડી ન તૂટે. માર ખાધો, પણ પૈસાની વાત જ શી! ઉલટું તે બોલ્યો કે "તેણે મારા હાથમાં ફૂટી બદામ પણ આપી નથી." આવી રીતે અતિશય અપમાન અને માર સહન કર્યો તો પણ સ્વભાવથી જ લોભી એવા તે શેઠે ધન આપવું કબૂલ કર્યું નહીં. લોભી પોતાના શરીરને તૃણના તણસલાની માફક ગણે છે, પણ નાણાંમાંથી એક કોડી પણ વાપરતો નથી. છેવટે મરવું કબૂલ કરે છે પણ નાણું આપવું કબૂલ કરતો નથી. માર માર્યા છતાં પણ લોભીસાહે દેવું કબૂલ્યું નહિ એટલે નિરુપાયે રાજાએ તેને જવા દીધો ને બાપડો વાણીઓ રોઇને રહ્યો. એકના બે કરવાનો લોભ ઘણો બૂરો છે. લોભ મનુષ્યમાં છે, તેમ જ દેવોમાં પણ છે,

તે પર એક શાસ્ત્રની વાર્તા કહું છું તે પણ સાંભળ.

## શુક્રાચાર્ય ને કુબેરની વાર્ત્તા

પૂર્વે શુક્રાચાર્યના મનમાં આવ્યું કે હું નિર્ધન છું, માટે ધન મેળવું. આવો વિચાર કરી જેની પાસે સર્વ સંપત્તિઓ વસતી હતી એવા પોતાના બાળ-મિત્ર કુબેર પાસે જઈ દીનતાથી કહ્યું—'મિત્ર, દેવ અને દાનવ કરતાં પણ અધિક તારો પૂર્ણ વૈભવ મિત્રને અતિશય આનંદ આપે છે, અને શત્રુઓને દુ:ખ ઉપજાવે છે. તારી કીર્તિનો કંઈ પાર રહ્યો નથી. પણ તારા જેવા (કુબેર જેવા) ધનાઢ્ય મિત્ર છતાં હું દરિદ્રી રહું છું. તું જાણે છે કે મારે ઘણા કુટુંબનું પોષણ કરવું પડે છે. માટે આ વખતે હું મારી દરિદ્રતા સ્વતંત્રતા તરિકે મિત્રને જ કહેવા શક્તિમાન્ છું. કેટલાએકનો મત છે કે સુખમાં ને દુ:ખમાં સમાન ભાગ લેનારા મિત્રને મદદ કરવા માટે અવશ્ય કહેવું. એટલા માટે તમારી પાસે આવ્યો છું. સત્કુળમાં જન્મેલા મહાપુરુષો યાચક-વર્ગનું પણ પોષણ કરે છે, ત્યારે તેના વૈભવનો તેના મિત્રો શા માટે ઉપયોગ કરે નહીં? ઘણા પુણ્યથી મેળવી યત્ન વડે સંગ્રહ કરી રાખેલો ભંડાર જેમ અનુપમ સુખ આપી સુખદુ:ખમાં સહાય કરે છે,

તેમ પૂર્વપુણ્યથી મેળવેલો મિત્રમણિ પણ સુખમાં અને દુઃખમાં સહાયક થઈ પડે છે.' એવી રીતે શુક્રાચાર્યે કુબેરને એકાંતમાં કહ્યું, એટલે મિત્રના સ્નેહમાં અને લોભમાં ડૂબેલો કુબેર, મન સાથે ઘણીવાર સુધી વિચાર કરી બોલ્યોઃ—

'તું મારો મિત્ર છે; હું તને ઓળખું છું. પરંતુ પ્રાણના પણ પ્રાણ જેવા વહાલા આ ધનમાંથી જરા પણ તને આપી શકીશ નહીં. મિત્રોએ મિત્રતા કરી, સ્નેહની ઇચ્છા રાખવી જોઇએ, પણ નાણાંની ઇચ્છા રાખવી જોઇએ નહીં. જ્યારે નાણાં જેવું કંઈ કામ પડે ત્યારે તો ઘણા મિત્રો થાય છે. તેમ બાયડી, છોકરાં વગેરે મેળવતાં પણ કંઈ વાર લાગતી નથી—દ્રવ્યથી દુનીઆમાં સૌ મળે છે, પણ દ્રવ્ય કોઇથી મળતું નથી. દુનિયામાં ધન મેળવવામાં ઘણી મહેનત પડે છે. પૈસાનો ખર્ચ કરવો એ એક અતિ સાહસિક, અતિ કઠિન અને આશ્ચર્ય ભરેલું કામ છે. જે પોતાના શરીરને દાન તરીકે અર્પણ કરવા ડરતો નથી તે પણ દ્રવ્ય ખર્ચ કરતાં ઘણો અચકાય છે.' આવી રીતે કુબેરે ના પાડી શુક્રાચાર્યની આશાનો ભંગ કર્યો, એટલે શુક્રાચાર્ય મૂર્ખમતિની પેઠે શરમના માર્યા વિલે મોઢે નીચું જોતા પોતાના ઘર ભણી ચાલ્યા ગયા.

શુક્રાચાર્ય પોતાને ઘેર ગયા પછી ઘણા વિચારમાં પડી ગયા. પછી પોતાના કાર્યભારી સાથે ઘણી વાર સંકેત કરી માયાનું રૂપ ધરી કુબેરનું ધન હરવા માટે કુબેરના શરીરમાં પેઠા. શરીરમાં પેસતા પહેલાં શુક્રાચાર્યે પોતાના જ આશ્રિતોને સમજાવી રાખ્યા હતા કે, હું કુબેરના શરીરમાં પ્રવેશ કરું તે વખતે તમારે કુબેર પાસે ધન માંગવા માટે આવવું. હું કુબેરના શરીરમાં બેઠાં બેઠાં તેને ઉસકરીશ એટલે તે તમને ખૂબ ધન આપશે. એ સંકેત પ્રમાણે બ્રાહ્મણો કુબેરની પાસે આવ્યા. એટલે કુબેરે બ્રાહ્મણોને ઉદારદિલથી ધન આપવા માંડ્યું. ધન આપતાં આપતાં જ્યારે કુબેરના ભંડાર ખાલી થઈ ગયા ત્યારે શુક્રાચાર્ય તેના શરીરમાંથી બહાર નિકળી પોતાને ઘેર ચાલ્યા ગયા. પાછળથી આ સર્વ-શુક્રાચાર્યનું કરેલું કપટ હતું એમ જ્યારે કુબેરના જાણવામાં આવ્યું, ત્યારે તે પોતાને માથે હાથ મૂકી ઘણો અફસોસ કરવા લાગ્યો; અને પોતાના શંખ, મુકુંદ, કુંદ, અને પદ્મ વગેરે ભંડારો તળીઆઝાટક ખાલી થઈ ગયા તેના અફસોસથી ઉંડો નિઃશ્વાસ નાખીને બોલ્યો કે, "મારા મિત્ર દૈત્યગુરુ શુક્રે મને કપટથી દગો દીધો. તે મારા પૈસાનું હરણ કરી મને ખડના

તણખલા જેવો કરી ગયો. આ દુઃખ મારે કોને કહેવું? શું કરું ક્યાં જાઉં? હાય હાય! માણસો પણ નિર્ધનને બોલાવતાં નથી. માટે દ્રવ્ય વગરનો જે હોય છે તેને કોઈ રીતની પણ સહાય–ટેકો મળતો નથી. જ્યાં ત્યાં નિર્ધનનું અપમાન થાય છે. ત્યારે માણસના મનમાં અને શરીરમાં મોટાં મોટાં દુઃખો ઉત્પન્ન થાય છે, માટે ધર્મની બાબતમાં પણ સહાય કરનાર ધન માણસને શરીર જેવું વહાલું છે, તેમાં જરા પણ સંદેહ નથી. તે ધન જ્યારે નાશ પામે છે, ત્યારે સર્વસ્વ નાશ પામ્યું સમજવું. વિદ્વાનમાં ગણાવું, શરીરને સુંદર કહેવરાવવું, કીર્તિમાનમાં ખપવું, કુળમાં મહત્તા મેળવવી, શૂરાઓમાં સુભટ ગણાવું, એ સર્વ પૈસાથી બની શકે છે. જે માણસ નિર્ધન છે તે ગુણવાન્ છતાં પણ બેવકુફ ગણાય છે.” એવી રીતે કુબેરના અંતઃકરણમાં શોકાગ્નિ ઝળઝળાટ બળવા લાગ્યો–શોકથી તેના શરીરમાં અત્યંત દાહ થવા લાગ્યો. પછી કુબેરે પોતાના કાર્યભારીની સલાહ લીધી. મંત્રીએ તેને જણાવ્યું કે, તમે શંકર પાસે જાઓ ને વિતક વાર્તા કહો. તુરત કુબેર શંકર પાસે ગયો અને પોતાના દરિદ્ર દુઃખની વિતક વાર્તા કહી સંભળાવી.

**શિવે** કુબેરની વાત સાંભળી **શુક્રાચાર્યને** દૂત મારફતે તેડાવ્યા. તુરત જ ધનાઢ્ય **શુક્રાચાર્ય** ત્યાં હાજર થયા અને મુકુટ ઉપર બે હાથ મૂકી **શંક**રને પ્રણામ કરી તેમની આગળ ઉભા રહ્યા.

પછી **શિવે** કહ્યું—"તેં કૃતઘ્ન થઈ તારા મિત્રને ઠગી લીધો છે, તે ઘણું જ દિલગીરી ભરેલું કામ કર્યું છે; કારણ કે કૃતઘ્ની પણ મિત્ર ઉપર દ્રોહ કરતો નથી. યશની જરા પણ દરકાર ન કરનારા પોતાની મર્યાદાને લોપનારા કૃતઘ્ની માણસો જેવી ઠગાઈ કરે છે તેવી ઠગાઈ પોતાના સ્નેહી પ્રેમપાત્ર મિત્ર ઉપર કરવી તે તારા જેવાને ઉચિત ગણાય નહીં. અરે સુમતિ, આવું કામ શું તારા જેવા વિદ્વાન્ માણસને ઘટિત કહેવાશે? શું તે તારા આચરણને અનુકૂલ કહેવાશે? કે તારા કુળને લાયક ગણાશે? કદી પણ નહીં. તેવાં આચરણો સદ્ગુણનો નાશ કરે છે. તું ઠગારો થયો; તે શું અતિ શ્રમે પઠન કરેલી તારી નીતિનું પરિણામ છે કે? અથવા તો તે શાંતિ છે? કે તને તારા વડીલો તરફથી મળેલો એવો ઉપદેશ છે? કે તારી બુદ્ધિનો સહજ ભ્રમ છે? બોલ એ શું છે?

"આ દુનિયામાં ધન કોને વહાલું નથી અને ધનમાં

કોનું મન લલચાતું નથી? સઘળા ધનને માટે સ્મશાનમાં પણ રહેવાનું કબૂલ કરે છે. પરંતુ યશરૂપ ધનની આશા રાખનારા મહાપુરુષો દુરાચરણ કરી પૈસો મેળવતા નથી. માટે તું નિર્મળ ભૃગુના વંશને શા માટે કલંક લગાડે છે? લોભરૂપ મેઘમંડળ, યશરૂપ રાજહંસનો મોટો શત્રુ છે: જે માણસ પોતાની અવિનાશી કીર્તિનો ત્યાગ કરી પવનથી ચલાયમાન અર્થાત્ ઘણા જ હલકા ખડના તણુસલા ઉપર વળગેલા જળની માફક ક્ષણ માત્રમાં નાશ થઈ જનારા ધનને ગ્રહણ કરે છે, તેવા માણસોને ધૂર્તોની વચમાં કયી જાતના ધૂર્ત ગણવા વારુ? જે ખળ માણસ પોતાના સદાચરણનો ત્યાગ કરી બીજાને દગો દે છે, તેણે પોતાના પવિત્ર આત્માને જ દગો દીધો એમ સમજવું. યશસ્વીની લક્ષ્મી હમેશાં ચકચકાટ કરે છે, પણ અપયશ પામેલા પુરુષની કમળ જેવી કોમળ લક્ષ્મી પણ અપયશરૂપ ઝેરી ઝાડના ભયંકર વાસથી હમેશાં મૂર્છિત જ રહે છે, પણ કોઈ દિન સતેજ જણાતી નથી, ને તે વૃદ્ધિ પણ પામતી નથી. અપમાન પામેલા લોકો ગમે તેમ બોલે છે, તોપણ સત્પુરુષોની કીર્તિમાં જરા પણ મલિનતા આવતી નથી. માટે મૂર્ખાઈને લીધે તારું જે અનુચિત ને

મલિન કર્મ પ્રસિદ્ધિમાં આવ્યું છે, તે કલંકવાળા કર્મને નિર્મળ કરવા માટે તું લીધેલું ધન કુબેરને પાછું આપ, અને અપવાદરૂપ ધૂળથી ધૂસરા થયેલા તારા યશને પાછો શુદ્ધ કર એવું મારું કહેવું છે."

ત્રણ ભુવનના દેવ એવા શંકરનું કહેવું સાંભળી શુક્ર બે હાથ જોડી વિનય સહિત બોલ્યા:—"મહારાજ, જો નસીબ સારાં હોય તો ઇંદ્રના મુકુટની ટોચ ઉપર વિશ્રામ કરનારી—ઇંદ્રાદિ દેવતાઓએ પણ કબુલ કરેલી આપની આજ્ઞાને કયો માણસ સ્વીકારતો નથી? સર્વ સ્વીકારે છે. પરંતુ જે દરિદ્રીના ઘરમાં બાયડી, છોકરાં, નોકર, ચાકર વગેરે દુઃખી થતાં હોય તેવાને બીજાનું ધન લૂટી લેવામાં સારાનરસાનો વિચાર રહેતો નથી. હમણાં મારી પણ એવી જ અવસ્થા છે, તેથી મેં વિચાર કર્યો કે કુબેર મારો મિત્ર છે, તે આવા દુઃખના વખતમાં મને સહાય કરશે. તેના સંબંધમાં મારા મનમાં આશા પણ ઘણી મોટી હતી. હું શરમ મૂકી નિર્ભય થઈ કુબેરની પાસે ગયો અને મેં તેની યાચના કરી. પણ શઠ શિરોમણિ કુબેરે તો મને સાફ ના કહી, ને મારી આશાને તોડી પાડી. એ તેણે વગર હથી-

આરે મારો વધ કર્યો કહેવાય, ઝેર વગર વિષપાન કરાવી માર્યો કહેવાય, અને અગ્નિ વગર અગ્નિથી દઝાડયો કહેવાય; માટે તે મારા શત્રુને છેતરવો તે કંઈ નીચ કર્મ ગણાતું નથી; પણ ઉત્તમ વિજયી કર્મ ગણાય છે. વળી દુર્બળ માણસો કપટથી કદી પૈસા એકઠા કરે તો પણ તેને અપવાદ લાગતો નથી. આપે ધન પાછું આપવા માટે મને બહુ વિનવ્યો, પણ હું આપને એક વિનતિ કરું છું કે, આપે અણુ-માત્ર પણ ધન કોઈને આપવું નહીં. કારણ કે ધન એ એક જીવનનું ખરું મૂળ છે. તેમાં પ્રત્યક્ષ પ્રમાણ એ કે નાણાંનો નાશ થવાથી પ્રાણનો નાશ થાય છે. અરે! પ્રાણ જાય તે ઠીક, પણ ધન જાય તે બહુ ભુંડું!" આવી રીતે શુક્રાચાર્યે ઉત્તર આપ્યો, પણ તેને શંકરના ઉપદેશની જરાપણ અસર થઈ નહીં, એથી શંકરને અત્યંત કોપ ચઢ્યો અને શુક્રા-ચાર્યને તત્કાળ ગળી ગયા. શુક્રાચાર્ય શંકરના ઉદ-રમાં ગયા પછી તે ઉદરના આગ્નથી દાઝવા લાગ્યા અને ચીસો પાડવા લાગ્યા. એ સાંભળી શંકર બોલ્યા:– "હે શુક્ર, કુબેરનું ધન પાછું આપી દે." શુક્રે જવાબ આપ્યો કે "મહારાજ, પ્રભુ પ્રભુ કરો. વળી લીધેલું ધન પાછું આપેલું ક્યાંઈ સાંભળ્યું

છે? મરતાં સુધી પણ તેનું ધન પાછું નહીં આપું. હવે એ વાતનો તો આંક જ વાળો." પછી વધારે કોપેલા શિવના ઉદરના અગ્નિમાં બળતા શુક્રાચાર્ય ઘણી ચીસો પાડવા લાગ્યા. ત્યારે વળી શિવજી બોલ્યાઃ—"અરે દુરાગ્રહી, તું બીજાનું ધન શા માટે કબજે કરીને બેઠો છે? જેનું ધન હોય તેને પાછું આપ. મારા ઉદરના જઠરાનલમાં પડ્યો પડ્યો દુઃખી શા માટે થાય છે? હઠ છોડી દેહ બચાવ—દેહ હશે તો દ્રવ્ય મળશે—પણ દ્રવ્ય દેહને આણુશે નહિ." તેના ઉત્તરમાં શુક્રાચાર્ય બોલ્યાઃ—"હાડકાં અને ચરબીને બાળી નાખનારા સંપ્ત જઠરાગ્નિમાં બળી મરવું એ વધારે ઉત્તમ છે, પણ મરતાં સુધી એક કોડી પણ હું આપવાનો નથી." આટલું બોલી ભયંકર જઠરાગ્નિની અતિ ઝળઝળાટવાળી ઝાળમાં જ્યારે પોતાનું મરણ પાસે આવ્યું ત્યારે, શુક્રે પાર્વતીની સ્તુતિ કરવા માંડી. સ્તુતિના પ્રતાપથી પાર્વતી મનમાં ઘણાં જ પ્રસન્ન થયાં અને શંકરને વિનવવા લાગ્યાં. શંકર પોતાની પ્રાણપ્યારીના વિનયમાં વિનીત થઈ પ્રેમપૂરમાં તણાતા ચાલ્યા અને તરત તેના પ્રેમ તરંગમાં નિમગ્ન થઈ ગયા, એટલે શુક્રાચાર્યને મનમાં જરા જીવવાની આશા

આવી. પછી થોડીવારમાં શુક્ર શંકરના શુક્ર* દ્વારા બહાર નીકળ્યા અને ફરીને પાછા પોતાનું કાર્ય કરવા લાગ્યા; પણ કુબેરનું લીધું ધન પાછું દીધું નહિ.

હે ચંદ્રગુપ્ત! આવી રીતે લોભી માણસો સપ્ત પીડા સહન કરે છે, પરંતુ પોતાના પ્રાણ જતાં પર્યંત પણ હલકા લોકોની માફક પોતાની કુટિલતા છોડતા નથી તથા સહજ મળી શકે એવા ધનનો પણ ત્યાગ કરી શકતા નથી. માટે લોભીનો સંસર્ગ સારો નહિ, ને લોભી થવું પણ સારું નહિ. જે માણસના મનમાં લોભને લીધે થયલી કપટ કળાએ વાસ કીધો છે, એટલે જે લોભી માણસ અતિ માયાવી હોય છે, તે બીજાને છેતરે છે અને વખતે પોતે પણ છેતરાય-દંડાય છે. પરંતુ જે નિર્લોભી છે તે તો છેતરતા પણ નથી અને છેતરાતા પણ નથી.

વળી હે વત્સ! ઉપર કહેલા મહા અનર્થકારક લોભે જેઓમાં મુખ્યત્વે કરીને નિવાસ કરેલો છે, એવા વણિકો તે લોભના આશ્રિત હોવાથી પોતાનામાં જે ૬૪ કળાઓ રાખે છે તે તને કહું છું, તે પણ લક્ષ દઈ શ્રવણ કરઃ—

---

* શંકરના વીર્યદ્વારા બહાર નિકળ્યા તેથી તેમનું શુક્ર એવું નામ પડ્યું છે, કારણ કે સંસ્કૃત ભાષામાં વીર્યને શુક્ર કહે છે

# વાણીઆની ૬૪ કળા

૧ ઓછું આપવું.
૨ વધતું લેવું.
૩ ધારણ ભૂલવવી.
૪ મૂછ નીચી કરી બતાવવી ને મૂછ ઉંચી પણ રાખવી.*

---

* દિલ્લીમાં એક વાણીઆ અને એક મુસલમાન ઉમરાવની સામાસામી હવેલીઓ હતી. પોતપોતાના ઝરૂખામાં સવારમાં બેસતાં મુસલમાન ઉમરાવ મૂછપર હાથ નાંખે, કે વાણીઓ પણ તેમ કરતો હતો. તેથી મુસલમાન ઉમરાવને ક્રોપ ચઢતો. એક દિવસે મુસલમાને કહ્યું:—"અબે બનિયા, મૂછ તો હમ અમિરોંકી ઉંચી હોયગી! તેરી મૂછ તો નીચી રહેનેવાલી હૈ." વાણીઓ કહે કે, "મિયાં ચલો ચલો, એસી બાતો છોડ દો. મેરી મૂછ તો ઉંચી હૈ." આમ તકરાર થતાં એમ ઠર્યું કે બન્ને જણા છ મહિના પછી લડાઈ લડે, ને તેમાં જે હારે તેની મૂછ નીચી. મિયાભાઇએ તો દમપર દમ લશ્કર રાખ્યું ને છ માસમાં ટેક જાળવવા માટે પોતાની મીલકત પણ સર્વે ગીરો મૂકી દીધી, જે વાણીઆએ પાછલે હાથથી સર્વે ગીરો રાખીને નાણાં આપ્યાં. વાણીઆએ તો માત્ર ચાર જમાદાર જ રાખ્યા હતા, જેઓ રોજ સવાર પડે કે આવીને પેલા મિયાં સાહેબને સંભળાવવાને વાણીઆને બેશરસલી સાથે કહે કે "સાબ, તીન હજાર સીપાઈ કલ રખા, ઔર આજ દો હજાર રખા;" વાણીઓ વધારે રાખવા હુકમ આપ્યો જાય, પણ જમાદારોને તેણે સમજાવી રાખેલા તેથી તે એક માણસ રાખે નહિ. મિયાભાઈ તો એ સાંભળી

૫ લોભને ગુપ્ત રાખવો.
૬ ઠાકોરજીનું નામ ઘડી પળે બોલવું.
૭ રાજ દરબારમાં જતાં ઘેલા ગાંડા થવું.*
૮ બાયલાના ચાળા કરવા (જેથી કોઈ જાણે કે કંઈ સમજતો જ નથી.)
૯ બૈરાંમાં બડી બડી વાતો કરવી.
૧૦ ત્રણ પૈ ધર્માદા આપી તેર ઠેકાણે કહી વળવું.
૧૧ સુરત ઈચ્છા થાય તો તે વખતે વેવલાંપણું બતાવવું.
૧૨ ખોટી શૂરવીરતા બતાવવી.
૧૩ મૌન વૃત્તિનો ઢોંગ કરવો.
૧૪ છેતરવા માટે સગાં કુટુંબીનો દાવો કરવો.

---

ફુલાઇને માણસ વધાર્યાં જ જાય. છ માસની મુદ્દત થયે મિયાંએ કહ્યું કે, "બોલ બે બનિયા, તેરી મૂછ નીચી કે ઉંચી? ઉંચી રખતા હોય તો ચલ લડનેકું." વાણીઓ ગાંડોઘેલો થઇને બોલ્યો:–"નારે સાહેબ તમે તો અમીરો છો, અમારા વાણીઆનું શું ગજુ? લોની સાહેબ અમારી મૂછ એકવાર નહિં પણ સાત વાર નીચી." એટલે અમીર ઉલઉમરા ફુલાઈ ગયા ને કહ્યું કે, "અબ સાલા કૈસા ઠિકાને આયા!" અમીરે રાખેલી સેના પછી વિખેરી નાંખી, ત્યારે જણાયું કે ૧૦ લાખની ખોટ! વાણીએ તેની મીલકત રાખી લીધી હતી એટલે અમીરને પાછા તેને જ પૂછતા જવું પડ્યું ને તેથી વાણીઆ મૂછ નીચી પણ થઈ ને ઉંચી પણ રહી!

* દરબારમાં જતાં સીપાઈ ધક્કો મારે તો તે પણ ખાઈ રહે, ને કહેશે કે "સીપાઈ બાવા માફ કરો, બહુ મહેરબાની!" એમ કહેતો પાઘડી સંભાળતો ધુસી જશે.

૧૫ વેપારમાં યાહોમ ઝોકાવવું ને કઈકને રડાવવાં.

૧૬ જાત્રાપેત્રા કરી ધર્મીપણાનું ડોળ ઘાલવું.

૧૭ નામામાં છક્કો પંજો રમવો.

૧૮ કસમ લેવામાં તૈયાર થવું; ને કસમ આપવામાં તૈયારી બતાવી આંજવો.

૧૯ ડાહી માના દીકરામાં ખપવું.

૨૦ ચોખવટની ઘણી વાતો કરવી.

૨૧ દ્વિઅર્થી ભાષા બોલવી. *

૨૨ હિસાબ દેતાં પાંચ વીશે સો ને લેતાં સાત વીશે સો કરવા.

૨૩ સાચા સાથે શત્રુતા રાખવી.

૨૪ કાર્ય સાધવામાં કુશળતા તે વેળાએ દીકરો થવું.

૨૫ કાર્ય થયા પછી બાપ થઈ બેસવું.

૨૬ લંપટપણું ગુપ્ત રાખવું.

૨૭ સ્ત્રીનાં મેહેણાં ટોણાં ને તરકા ખાવા.

૨૮ તે વળી ગુપ્ત રાખવા.

૨૯ પકડાય તો સ્ત્રીને નિંદવી, છતાં તેના સારા ગુણો કહી બતાવી પોતાની કસુર બતાવવી.

૩૦ લોક દેખતાં સ્ત્રીને ગાળો ભાંડવી ને જોર બતાવવું.

---

* વાણીઓ વસ્તુ આપતાં લેતાં કહે કે તમારામાં ખાય તે ઢેડો—મતલબ કે તમારા ભાણામાં ઢેડો ખાય—હું ન ખાઉં, અથવા તમારામાં ખાય ઢેડો, અમારે શું ? વળી કહે કે એક અડધી હરામ છે—એટલે અડધી હરામ કરે, પણ રૂપીઓ કમાય.

૩૧ કોઈ ટાંણે સ્વપત્નીની નિંદાની વાત જાતે જ જણાવવી ને તે વાત સ્ત્રીને કહી મર્દાઈ બતાવી તેને રાજી રાખવી.

૩૨ મોટાને મારવા ને નાનાને બચાવવા, ને ધર્મી કહેવડાવવું.

૩૩ પ્રીતમાં અપૂર્ણું છતાં પૂર્ણપણું બતાવવું.

૩૪ અતિઆહારી, ઘણો વિષયાંધ, નિદ્રાવાળો, સેહેજમાં સેહેજમાં બીહનાર ને ક્રોધી છતાં એ પાંચે વસ્તુ ગુપ્ત રાખવી.

૩૫ હર કોઈ વસ્તુ સમજવાનું ડોળ ઘાલવું.

૩૬ બોબડું તોતડું બોલી કાર્ય કરવું.*

---

* એક વખતે એક રાજાની બે રાણીઓની બે દાસીઓ માર્ગમાં લડી. ત્યાં એક વાણીઆનો દીકરો જોવા ખાતર ઉભો હતો. દાસીઓની મારામારીની ફરિયાદ રાજા પાસે ગઈ; ને પોતપોતાના બચાવમાં તે વાણીઆના દીકરાને સાક્ષીમાં રજુ કીધો. રાજાની રાણીએ ઠરાવ કીધો કે, જો વાણીઆનો દીકરો આપણી તરફ સાક્ષી ન આપે તો પછી તેને શિક્ષા કરાવવી. આ વાત તે વાણીઆને ખબર પડતાં ગભરાયો. પછી પોતે સાક્ષી આપવા ગયો, ત્યાં રાજા જે જે પ્રશ્નો પૂછે કે તું જાણે છે? ત્યાં બોલે કે 'હા હા હા હા!' 'શું જાણે છે?' 'લડી લડી લડી લડી.' આમ કેટલાક જવાબ ગાંડિયા પેરે દેતાં રાજાને લાગ્યું કે એ ગાંડો છે ને તેથી હાંકી મૂકયો.

૩૭ સકળ શાસ્ત્રમાં નિપુણતા બતાવવી.

૩૮ સાધુસંતની વાતો સાંભળવામાં તત્પર, પણ દક્ષિણા આપવામાં મોળાપણું.

૩૯. વચોવચથી વાત ઉડાવવી.

૪૦ વાત કરતાં ભૂલી જવાપણું—અર્થાત્ વાતમાં ભૂલાવી દેવા માટે 'ભાઇને કહ્યું કે, ભાઇને આમ ને ભાઇને તેમ,' એમ કહી મુદ્દાની વાત ઉડાવવી.

૪૧ લોભ બતાવી એકના બમણા કરી આપવા માટે દ્રવ્ય લેવું.

૪૨ નપુંસકપણું છુપાડવા પાંચમું વ્રત લેવું*

૪૩ નિર્લજ્જ થવું.

૪૪ સમય સાધવા—ધપ્પો માર્યો તો ધૂળ ઉડી ગઈ એમ સમજવું.

૪૫ તેનું વેર લેવું.†

૪૬ મિત્ર વગર રહેવું.‡

૪૭ વળી મૈત્રીમાં ટેકીપણું પણ ખરું §

---

* જૈન લોકો માટે આ છે. તેઓ પાંચમું વ્રત ધારણ કરે છે. તે વ્રતમાં સ્ત્રીનો હંમેશ લગી સંસર્ગ જ નહિ.

† એક વખતે માર્ગમાં એક રાજાના વાણિઆ દિવાનને એક મનુષ્યે ધપ્પો માર્યો. જો આ વખતે તે કંઈ બોલવા જાય, ને કંઈ શાસન કરે તો લોકોમાં ફજેતી થાય કે દિવાને 'ધપ્પો ખાધો, ધપ્પો ખાધો.' તેથી તે વેળાએ તે ત્યાંથી ચાલ્યો ગયો. પણ તેજ મનુષ્ય બીજા કાર્ય પ્રસંગે સપડાયો ત્યારે તે વેળાનું વેર રાખીને સખ્ત શિક્ષા કીધી.

‡ કહેવત છે કે 'વાણિયા કાયસ્થ મિત્ર નહિ ને અધરણી પવિત્ર નહિ.'

§ મુદ્રા રાક્ષસમાંનો ચંદનદાસ એ ટેકીપણામાં મશહુર છે.

૪૮ બહુ બોલાપણું.

૪૯ નહાવા ધોવામાં કુશળતા.

૫૦ પટામાગુ.

૫૧ સદા ઉદ્યોગી.

૫૨ સગાં કુટુંબના જશનો નગર ખરચે ભૂખ્યો.

૫૩ હરકોઇને રડાવવામાં કુશળ.

૫૪ પૈસા મળ્યા કે થોડાનું સોનું લઈ ઘણા દાટી મૂકનારો.

૫૫ છતે પૈસે દરિદ્ર.

૫૬ ફાટાંતુટાં વસ્ત્ર પહેરી મેલો ઘેલો ફરવાની ટેવ રાખવી.

૫૭ માનતા માનવામાં તત્પર ને માનતા પાળવામાં ઘણા પાછળ હોવું.*

૫૮ દુઃખમાં ધિરજ રાખવી.

૫૯ અતિ ઘણો લોભી છતાં-અતિ ઘણા દાતારીનો ડોળઘાલૂ.

---

* એક સમયે એક વાણિયો બીજે ગામ ઉઘરાણી જતો હતો. માર્ગમાં તેણે એક વાઘ દીઠો ને ગાત્ર શિથિળ થઈ ગયાં; એટલે માનતા માની કે "હે પ્રભુ સચરાચર વ્યાપક મહાત્મા! જો આ વેળા તું મને ઉગારશે તો હું ૧૦૦૦૦ બ્રાહ્મણ જમાડીશ." આમ બોલતો કે એક ઝાડપર ચઢી ગયો. સંયોગાસંયોગથી વાઘ બીજે માર્ગે ફંટાયો ને વાણીઓ ઘેર આવવા પાછો ફર્યો. વાટમાં વિચાર કરવા લાગ્યો કે, "૧૦૦૦૦ બ્રાહ્મણ?—ગજબ—એ આપણાથી કેમ જમાડાય. પાંચ હજાર બસ છે." પછી વળી વિચાર કીધો કે "પાંચ હજાર પણ ઘણા થયા, અઢી હજાર બહુ." અઢીથી સવા ને સવાથી છસો ને ત્યાંથી ત્રણસો, એમ ઉતરતાં ઉતરતાં એક બ્રાહ્મણપર વાત આવી. તે પણ જમાડવાને મન ચાલે

| | |
|---|---|
| ૬૦ મેડુ, અલી, ફીકાની મા કહી વચ્ચે સ્ત્રીને બોલાવી, તકરાર આવી પડી હોય ત્યારે ગત | કરવી. |
| | ૬૧ છાબડી દીબડી કર-વામાં એકકો—ઢાંક પીછો-ડો કરવો. |

---

નહિ. ઠરાવ્યું કે અગાડી જોઈ લઈશું. એક પ્રસંગે એક બ્રાહ્મણ તેને ત્યાં આવ્યો, ને યાચના કીધી. બ્રાહ્મણ તદ્દન નિર્માલ્ય, ડગુમગુ થતો, હાડકાં ને ચામડીવાળો જ હતો; વળી બીજે દિવસે કપિલાષષ્ઠી હતી એટલે વાણીએ વિચાર્યું કે લાવ કાલે આ બ્રાહ્મણને જમવા તેડું. બ્રાહ્મણને નિમંત્રણ કીધું. બ્રાહ્મણે કહ્યું, "ભાઈ નોતરું તો ભલે દીધું, પણ એટલું કરજે કે હું કહું તેમ તારી બાયડી કરે." વાણીએ જાણ્યું કે એ તે વળી શું કરવાનો હતો, તેથી તેણે હા કહી. ને બાયડીને કહ્યું કે મહારાજ કોઈ સાક્ષાત્ દેવાંશી છે માટે ખૂબ સેવા કરજે ને સંતોષ પમાડજે. એટલામાં બીજે ગામથી કહેણ આવ્યું કે ફલાણો સાહુકાર ભાગે છે, ને જો આજને આજ નહિ જશો તો તમારા રૂપીઆ ખોટા થશે. વાણી-આએ પોતાની બાયડીને પેલા બ્રાહ્મણની સોંપણ કીધી ને કહ્યું કે તેમને રાજી રાખજે, ને તે જેમ કહે તેમ કરજે. વાણીઓ ગયા પછી બ્રાહ્મણ આવ્યો, ને તેની બાયડી પાસેથી પેટીની કુંચી માંગી લીધી ને તેમાંથી દ્રવ્ય કાઢી આખા ગામના બ્રાહ્મણોને જમવાનાં નોતરાં દીધાં. સાંઝના ૧૦૦૦૦ બ્રાહ્મણોને જમાડ્યા, ને દરેકને એકેક મુગટો દક્ષિણામાં આપ્યો. સાંઝના વાણીઓ પાછો ફર્યો ત્યાં રસ્તામાં જમીને જતા બ્રાહ્મણો મળ્યા તે આશીર્વાદ દેવા લાગ્યા કે "રાજ-

૬૨ દેખાવમાં નિર્માલ્ય, ગાંડીઓ ને વેવલો. મતલબમાં પાકો.

૬૩ વિશ્વાસઘાતી.

૬૪ તાલી આપવામાં કુશળ* (બક્ષીસમાં).

---

# સર્ગ ૩ જો

---

## કામ વર્ણન

ત્રીજી રાત્રિએ સર્વ મંડળી ભેળી થઈ ત્યારે મુખ્ય શિષ્ય કંદલીએ કહ્યું કે "ગુરુરાજ, આજે કંઈ બહારનું ઝાઝું કામ નથી, માટે અમને અમારા ઉદ્યોગમાં વધારે સરળતા મળે તેવો કંઈ નવો ઉપદેશ કરો." મૂલદેવે ચંદ્રગુપ્તને પાસે બોલાવી કહ્યું કે:—"બે દિવસની કળા તો તને યાદ રહી હશે—હવે આજે ત્રીજા

---

ધિરાજ; ધન્ય છે તને કે તેં કાંઈ ન કરે તેવું કીધું છે." વાણીઓ વિચારમાં પડ્યો કે એ શું છે, ઘેર આવીને જોયું તો આવો નૌતમ ખેલ દેખ્યો ને પછી કપાળ કૂટીને રહ્યો. કહેતી છે કે બનિયા ચોરે પળી પળી ને રામ ઉડાવે કુપ્પા.

* કહેવત છે કે રાજા રીઝે તો ગામ આપે, બ્રાહ્મણ રીઝે તો આશીર્વાદ દે, પણ વાણિયો રીઝે તો હી હી હા હા કરતો કે તાળી આપે—ને કહેશે કે "કેમ ભાઈ કેવી મઝા પડી?"

દિવસની કળા સાંભળ. દંભ, લોભ એ જેવા દુર્જય છે તે કરતાં વધારે દુર્જય કામદેવ છે.

## સ્ત્રી ચરિત્ર-તેની (પર) કળા

(૧) કામ, પોતાની અનુપમ અવર્ણ્ય સૌંદર્યતા વડે, માણસને અત્યંત મોહ ઉત્પન્ન કરી, ભયંકર ઝેર છતાં, ઈંદ્રવર્ણનાં ફળ પેરે, અલૌકિક મધુરતા બતાવી, મનુષ્યના પ્રાણ હરે છે. (૨) જેમ પોતાના જ ગંડસ્થળમાંથી ઝરતી મદની ધારામાં મગ્ન થયેલા ભ્રમરાઓના ગુંજારવવડે, પોતાની મદાવસ્થાને સૂચવનારા કામાતુર થયેલા હાથીઓ નિમેષ માત્રમાં વિષયાંધ બની કૃત્રિમ હાથણીને અધીન થઈ જાય છે અને તેને લીધે તેઓ ફાંસીમાં ફસાઈ પડે છે, તેમ જ કામીજનના પણ હાલ સમજવા જોઇએ. આવા વિષયના પાશમાં પરાધીનતાથી પકડાએલા મોટા મત્ત હાથીઓ પણ કામના રંગમાં આવવાથી ઠગાઈ જાય છે અને પરિણામે પુરુષની પાટૂના માર, તીક્ષ્ણ અંકુશના પ્રહાર, અને ઉજ્જડ એકાંત પ્રદેશમાં બંધન વગેરે મહા સંકટ ભોગવી અનેક દુઃખો સહન કરે છે, તો પછી અલ્પ પ્રાણી-પુરુષનું શું ગજું? આ શું કામદેવનો પ્રભાવ થોડો છે? (૩) કામદેવની મોહિનીરૂપ લલિત લલનાઓના કટાક્ષના

મારથી–તેની ખરી ખુબી જાણનારા ઘણા વિષયી પુરુષો, સહજમાં ફસાય છે. સ્ત્રીઓ તેવા પુરુષોને પોતાના અનુચર–બનાવી રમકડાના મોરની માફક નચાવે છે, અને પિશાચિણીઓ જેમ રાત્રિએ માંસ અને લોહીનો આહારપાન કરે છે, તેમ તેઓ રાત્રિએ કામીપુરુષોને કૃત્રિમ પ્રેમ બતાવી વારંવાર ફસાવે છે. (૪) ખરે, સ્ત્રીઓ આશકરૂપ મૃગને બાંધવાની મજબૂત દોરી છે; (૫) હૃદયરૂપના મદ-મત્ત હાથીને કેદ કરવામાં મોટી સાંકળ છે અને (૬) દુઃખની મોટી લતા છે. (૭) તેની ફાંસીમાં જે બંધાય છે તેનો ફરીને કેમે કર્યો પણ છૂટકો થતો નથી. (૮) જે માણસ સંસારની વિચિત્ર માયાને જાણતો હોય, વળી શંબરાસુરના* કપટને જાણતો હોય, અને વળી વિચિત્તિની માયાને જાણવામાં કળાકુશળ હોય, તેટલું છતાં પણ તે સ્ત્રીની માયાને–કળાને યત્કિંચિત્ પણ જાણી શકતો નથી. (૯) સ્ત્રીઓનું શરીર પુષ્પના જેવું અતિ કોમળ જણાય છે, (૧૦) પરંતુ તેનું હૃદય વજ્રની શિલા જેવું અતિ

* શંબરાસુર એવો તો માયાવી હતો કે તે માયાનું રૂપ ધરી શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નને હરી ગયો હતો, છતાં તે કોઇના પણ જાણવામાં આવ્યો નહોતો.

કઠિન છે; તો આવી મહા કુશળ વિચિત્ર ચિત્રશાળી સ્ત્રીઓ બીજાનાં અંત:કરણને કેમ હરણ ન કરે? કરે જ. (૧૧) સ્ત્રીચરિત્ર જ વિચિત્ર છે; તે કોઈ પણ દિવસે પવિત્ર કરી શકશે નહિ ને કોઇનું મિત્ર પણ થશે નહિ. (૧૨) સ્ત્રીઓ પોતા ઉપર ખરો-દઢ પ્રેમ રાખનારાપર ઉદાસી રહે છે, (૧૩) પોતાને નમન કરનારા ઉપર પ્રેમભાવ રાખે છે અને (૧૪) જે પોતા ઉપર પ્રેમનો અંશ પણ ન રાખતો હોય-કેવળ બેદરકાર હોય-અવગુણની ખાણ હોય, દુર્ગુણની મૂર્ત્તિ હોય, વિકાર શિવાય જોતો ન હોય તેવાને માટે અત્યાતુર બને છે. (૧૫) તે નીચ મનુષ્યપર લદબદ થતી અતિશય પ્રેમ રાખે છે, ને (૧૬) ધૂતારાઓના વચન ઉપર વિશ્વાસ રાખે છે. (૧૭) સ્ત્રીઓ સદ્વૃત્તિ-શાળી અને સારા સ્વભાવની છે એમ કહેવામાં અતિ શંકા ભરેલું છે. (૧૮) તે અબલા છતાં સબલા છે, (૧૯) રાંક છતાં વાઘ છે, (૨૦) કોમળાંગી છતાં વજ્રાંગી છે, (૨૧) નિર્મળા છતાં કુમળા* છે.

(૨૨) વારંવાર પુરુષોના ટોળામાં દેખાવ દેનારી, (૨૩) ઘણી કામાતુર, (૨૪) મોહ ઉપજાવી ધૈર્યધ્વંસ

* કુ એટલે ખરાબ ને મળા કહેતાં દોષવાળી-અર્થાત્ ખરાબ દોષોવાળી છે.

કરનારી સ્ત્રી જેના ઘરમાં ગૃહિણી હોય છે, તે પુરુષનો જન્મ પશુ સમાન-તરણા તુલ્ય જાણવો; અને તેવી સ્ત્રીઓને કબજે રાખનારા પુરુષોનો જન્મ સફળ માનવો. (૨૫) સ્ત્રીઓ પોતાના મદનવિકારથી પોતાના પતિને મોહ પમાડી વશ કરી મૂકે છે; એટલે વશ થયેલો પતિ બેભાન થઈ તે સ્ત્રી ગમે તે કૃત્ય કરે છે તોપણ મૂગો બેસી રહે છે. (૨૬) જ્યારે પતિ કંઈ પણ બોલતો નથી ત્યારે સ્ત્રીઓ પોતે નિરંકુશ બની ઘરના તમામ કામકાજમાં પતિને દોરે છે. તે એટલે સુધી કે પોતાના ચાકર જેવો પતિને બનાવી મૂકે છે. આ સર્વ પ્રભાવ કામદેવનો જાણવો-(૨૭) સ્ત્રીના મોહમાં પતિ લટુજી જેવો થઈ જાય છે.

(૨૮) કેટલીએક પ્રૌઢા સ્ત્રીઓ-જેના બોલવાનો અક્ષર કે ભાવ બરાબર જાણી શકાય નહીં એવું કપટથી જ ભરેલું કાલું કાલું બોલી, જાણે સ્વભાવથી જ મૂર્ખ હોય એમ દર્શાવીને પોતાના પતિ પાસે લલાટમાં ચાંલ્લો કરવા માટે ચંદ્રમાની માંગણી કરતાં ગાંડી ઘેલી થઈ જઈ-જાણે પોતે કંઈ સમજતી જ નથી એમ બતાવતાં કહે છે કે "મને આ ચંદ્રમા આણી આપોની! હું તેને મારા લલાટમાં ધારણ કરીશ."

(૨૯) ગાંડીઓ પતિ પ્રેમમાંજ લીન થયેલો તેને મનાવે છે, ને રાજી કરે છે; પણ તેનાં કાળાં કર્મો તે જાણી શકતો નથી. (૩૦) વળી ઠાકુરજીનાં દર્શન કરવાનું બહાનું કાઢી પોતાની મરજી પ્રમાણે આમ તેમ શહેર આખામાં આથડી, અતિ શ્રમિત થઈ, પાછી જ્યારે ઘેર આવે છે ત્યારે (૩૧) વૃથા વિલાસ ચિહ્ન બતાવી પતિને ખુશી કરી, (૩૨) તેની પાસે પોતાનાં ચરણ ચંપાવે છે, (૩૩) સ્ત્રીઓ એકને નેત્રના વિકારોથી રમાડે છે, (૩૪) બીજાને વચનથી રમાડે છે, (૩૫) ત્રીજાને ચેષ્ટાઓથી રમાડે છે, (૩૬) ચોથાને મોહમાં ફસાવે છે—અર્થાત્ સ્ત્રીઓ સ્વભાવથીજ બહુરૂપી—અનેક રૂપધારી છે.

(૩૭) સ્ત્રી પોતાના પતિ તરફ ચપળ હરિણી માફક વર્તે છે. (૩૮) પરપુરુષરૂપ વૃક્ષ તરફ ભ્રમરીની માફક અનુસરે છે. (૩૯) એ સ્વભાવે ચંડાળણી જેવી છે. (૪૦) મોહ ઉપજાવનારી મિથ્યા માયા છે. (૪૧) એ કુટિલ વેશ્યા છે; માટે તે કોની થાય તે કહો. (૪૨) જ્યારે સ્ત્રીઓ એકાંતમાં બેઠી હોય છે ત્યારે હમેશાં ઉંડા નિસાસો મૂકીને સ્વત: કહે છે કે, "જૂદા જૂદા તરુણ પુરુષો સાથે

અડચણુ વગર સંભોગસુખનો અને તેના ધનનો ઉપયોગ કરનારી વેશ્યાઓને ધન્ય છે; કારણુ કે તે પોતાના મનની માની સર્વ આશા પરિપૂર્ણ–સફળ કરે છે.” (૪૩) ચપળ સ્વભાવવાળી સ્ત્રી પોતાની બારીમાં ઉભી રહીને રસ્તા ઉપર નજર કર્યા કરે છે અને (૪૪) મરજીમાં આવે તે પ્રમાણે છંદિષ્ટ ગાયનો ગાયા કરે છે. (૪૫) તે કારણુ વગર, માળામાં રહેલા સ્ટાફિક મણિની માફક આમ તેમ દોડયા કરે છે, ને (૪૬) હસ્યા કરે છે. સમયે તે પોતાના આડોસી પાડોસીને કહે છે કે, (૪૭) “મારો વર તો પશુની પેઠે કંઈ બોલી પણ જાણતો નથી, ને કંઈ કરી પણ જાણતો નથી. તે તો ઢોવા જેવો છે. વિલાસની તો વાત જ સમજતો નથી. રાત પડે કે પાડા પેરે ઘોરયા કરે છે. મેં તો એને પરણીને કાંઇએ સુખ દીઠું નથી. એને પાલવે પડી તે હું રાંડના ભોગ જ તો. ફલાણો કેવો છેલછબીલો નટવર નાગરો છે! તે તો જાણે ઠાકર જ તો, એમ કહી પોતે પુરુષની પેઠે સ્વતંત્ર થઇને ફરે છે.” (૪૮) જ્યારે કોઈ પણુ છેલ તેને ઘેર જાય છે, ત્યારે તે સ્ત્રી ઉભી થઈ પોતે સામી જાય છે ને પછી આંખનાં ચણિયારાં મચમચાવી ચરકાથી તેને લલચાવે છે. (૪૯) બબ-

હારમાં પણ પોતેજ જવું આવવું કરે છે, (૫૦) લેવડ દેવડ પણ પોતેજ કરે છે, પણ પતિને જરાય ગણકારતી નથી. (૫૧) ઘરમાં ઉંચે સ્વરે બોલે છે; અને (૫૨) સહજ વાતમાં ધણીને ધમકાવતાં જરા પણ વાર લગાડતી નથી. આવી સ્ત્રીના પતિને જીવતાં મુવા જેવો જાણવો.

## પતિના દોષ બોલનારી ૧૨ પ્રકારની સ્ત્રીઓ

(૧) ઈર્ષાળુ સ્ત્રી, (૨) ઘરડા વરની સ્ત્રી, (૩) નોકરની સ્ત્રી, (૪) ગુલામની સ્ત્રી, (૫) સુતારની સ્ત્રી, (૬) સોનીની સ્ત્રી, (૭) ગવૈયાની સ્ત્રી, (૮) લોભીની સ્ત્રી, (૯) વણજારાની સ્ત્રી, (૧૦) વસવાયાની સ્ત્રી, (૧૧) પુરુષો સાથે ભટકનારી સ્ત્રી, અને (૧૨) સુંદરરૂપવાળા તરુણને પસંદ કરનારી સ્ત્રી હમેશાં પરપુરુષના ગુણ ગણાવ્યા કરે છે અને પોતાના પતિના દોષો ખુલ્લા કર્યા કરે છે.

હે **ચંદ્રગુપ્ત!** વેશ્યા જ વેશ્યા નથી, પણ નીચે જણાવેલી સ્ત્રીઓ પણ વેશ્યા જેવી જ જાણવી:-

## ૪૧ જાતની વેશ્યા સ્ત્રીઓ

(૧) દરિદ્રી.
(૨) ભોગ ભોગવવાની ઇચ્છાવાળી, દુર્ગુણશાળી.
(૩) રૂપાળી સ્ત્રી.
(૪) કુરૂપડા વરની સ્ત્રી.
(૫) મૂર્ખની સ્ત્રી.

(૬) સર્વ કળા જાણવાનું અભિમાન રાખનારી.
(૭) દરિદ્રી પતિ સાથે સંગ કરવામાં ઉદાસી.
(૮) જુગટું રમવામાં અને
(૯) દારુ પીવામાં પ્રીતિ-વાળી.
(૧૦) લાંબી વાર્તા કરનારી.
(૧૧) ગીત સાંભળવામાં પ્રેમ રાખનારી સ્ત્રી.
(૧૨) નિપુણ.
(૧૩) વેશ્યા સાથે મિત્રતા રાખનારી. [નારી.
(૧૪) શૂરવીરના ગુણ ગા-
(૧૫) ઘરના કામમાં બેજીવ રહેનારી.
(૧૬) નવાં નવાં વસ્ત્ર પેરવામાં ઉમંગી.
(૧૭) શણગાર સમજવામાં પ્રેમ રાખનારી.
(૧૮) નિર્ભયતાથી બોલનારી.
(૧૯) પ્રત્યુત્તર આપવામાં ચતુર. [નારી.
(૨૦) અસત્ય ભાષણ કર-
(૨૧) સ્વભાવથી જ નિર-લજ્જ.
(૨૨) પરિચિત મનુષ્યને કુશળ અને આરોગ્યતાના સમાચાર પૂછનારી.
(૨૩) પ્રેમપૂર્વક ડહાપણવાળું ભાષણ કરનારી.
(૨૪) એકાંતમાં વિચિત્ર ગમ્મત કરનારી.
(૨૫) ઉપરથી સાવિત્રી જેવો ડોળ રાખનારી.
(૨૬) યજ્ઞમાં જનારી.
(૨૭) તીર્થમાં જનારી.
(૨૮) દેવમંદિરે ભટકનારી.
(૨૯) જોશીને ત્યાં જનારી.
(૩૦) વૈદ્યને ત્યાં જનારી.
(૩૧) કુટુંબીને ત્યાં હમેશાં જનારી.
(૩૨) ભોજન વગેરેમાં સ્વતંત્રતાથી ઘણો ખર્ચ કરનારી.
(૩૩) યાત્રામાં જનારી.
(૩૪) નવાં નવાં વ્રત વગેરેનો ઉત્સવ કરનારી.

(૩૫) ભિક્ષુકની સ્ત્રી.
(૩૬) સંન્યાસીની સેવા કરનારી.
(૩૭) પતિ ઉપર ઉદાસી બતાવનારી.
(૩૮) સુંદર રૂપશાળી પુરુષપર પ્રેમ રાખનારી.
(૩૯) વારંવાર પરપુરુષને જોવામાં ઇચ્છાવાળી. [રી.
(૪૦) પોતાનું વચન પાળના-
(૪૧) વિલાસી પુરુષ ઉપર પ્રેમ રાખનારી.

એટલી સ્ત્રીઓને શુદ્ધ વેસ્યાજ જાણવી. સંધ્યા,* સ્ત્રીઓ અને પિશાચિણીઓ નિરંતર દોષાસકત હોય છે; તે મનુષ્યોને મોહ† ઉપજાવનારી છે, બહુ ગ્રહવાળી‡ છે, ચપળ હોય છે, ભયંકર છે અને રક્તની§ છાયાને હરે છે.

## સ્ત્રીસેવનથી પુરુષની સ્થિતિ

(૧) જ્યારે મૂઢબુદ્ધિનો માણસ હલકાં કાર્ય કરવા

* સંધ્યા દોષા (રાત્ર) ઉપર આસક્ત પ્રીતિવાળી છે અને પિશાચિણી તથા સ્ત્રી દોષમાં પ્રીતિવાળી છે.

† સંધ્યા અંધારાથી મૂઝવે છે અને પિશાચિણી તથા સ્ત્રી મોહથી મૂઝવે છે.

‡ સંધ્યાકાળે ગ્રહો—તારાઓ પ્રકાશે છે અને પિશાચિણી તથા સ્ત્રી વિશેષે ગ્રહ વિઘ્ન કરનારી છે.

§ પિશાચિણી અને સંધ્યા રક્ત—રાતા રંગની હોય છે અને સ્ત્રી રક્ત—આશકની છાયાને કેહેવાં કાંતિને હરે છે; એટલે કામીને નિસ્તેજ બનાવી મૂકે છે.

લાગે છે; અને સ્ત્રીમાં લપટાય છે ત્યારે નિસ્તેજ પુરુષો ચપળ-કળા કુશળ સ્ત્રીને અધીન જ હોય છે; એટલે (૨) તેની સ્વતંત્રતા પોતાની મેળે જ નાશ પામે છે. માટે સ્ત્રીઓને તો માત્ર મોટી મોટી શૃંગારની વાતો કરીને અને જૂદાં જૂદાં આભૂષણો ઘડાવી દેવાની વાતો કરી કરીને જ વશ કરવી; કારણ કે તેવાં ગપ્પાંઓ તો સ્ત્રીઓનું મંત્ર તંત્ર વગરનું વશીકરણ છે.

## સ્ત્રી વશ કરવાનો અષ્ટાંગધારી મંત્ર

(૧) સ્ત્રીઓને વશ કરવામાં સ્વકીર્ત્તિનું ગાન કરવું. (૨) સ્વપરાક્રમ કહેવાં, (૩) આતાળપાતાળની વાતો કરવી, ને (૪) ખૂબ ફૂડાકી મારીને રીઝવવી. વળી (૫) વાર્ત્તાઓ કહીને રંજન કરવી. (૬) અનેક પ્રકારે જુઠાં સાચાં જણાવવાં. (૭) સમયે વશ વર્તવાનું ડોળ ઘાલી, તથા લોભ બતાવી ને (૮) જેમાં થડ કે ડાળ કંઈ નહિ હોય તેવી વાતો કરી પ્રસન્ન કરવી.

સ્ત્રીમાં સમજ શક્તિનું ઘણું કાચું હોય છે-કારણ કે સ્ત્રીઓ અને મૂર્ખ લોભમાં ફસાય છે. ખરેખર આ અતિ ભયંકર કળિકાળમાં અપાર કપટની ભરી પિશાચિણી સ્ત્રીઓનાં અતિશય દુઃખ ઉપજાવનારાં

કાળાં કર્મનું શ્રવણ અથવા દર્શન કરવાથી ક્રિયા માણસને કંપ ન થાય? તે વિષે એક પુરાતન કથા તમને દષ્ટાંત તરિકે કહું છું.

## સ્ત્રીચરિત્ર–સમુદ્રદત્ત ને વસુમતીની વાર્તા

પૂર્વે જગતમાં અતિ પ્રસિદ્ધ ધનદત્ત નામનો એક નગરશેઠ હતો. તેનો વૈભવ એટલો તો હતો કે, કુબેર પણ લજ્જાનો માર્યો આ પૃથ્વીનો સંગ છોડી હિમાલય ઉપર જઈ વસવા લાગ્યો. રત્નો પણ સમુદ્ર જેવા તે શેઠના આશ્રય તળે નિવાસ કરીને રહ્યાં હતાં; અર્થાત્ આ શેઠ પાસે અસંખ્ય સોના મહોરો ને રત્નોનો ભંડાર હતો. પરંતુ એ શેઠને પુત્રરત્નની ખોટ હતી. દુનિયામાં સર્વ સુખ તો કોઈ-ને જ મળે છે. ખાનાર ત્યાં ધાનાર નહિ ને ધાનાર ત્યાં ખાનાર નહિ, તે પ્રમાણે એક બાબતમાં આ શેઠને પણ હતું, કેટલાએક દિવસો વિત્યા પછી અનેક દેવ દેવીના ઢોંગ સોંગ કર્યાં પછી તે શેઠને ત્યાં એક કન્યા અવતરી. આ કન્યાનું શરીર ઘણું સુંદર હતું. તે સાક્ષાત્ રતિ સમાન મૂર્તિમતી–સ્વરૂપવતી ને શોભાયમાન જણાતી હતી. આ કન્યાના કટાક્ષ આગળ ચોદિશા અધીન હતી. જેવી તે રૂપમાં હતી તેવી જ તે શરીરમાં પણ સર્વ અવયવોથી પૂર્ણ હતી તેના અંગમાં કોઈ પણ ભાગ ખોડવાળો નહોતો.

શેઠને પણ આ એક જ કન્યારત્ન હતું, માટે તેને પુત્રની પેઠે લાડથી ઉછેરવા લાગ્યા. જ્યારે તે કન્યા પરણાવવા લાયક ઉમરે પહોંચી ત્યારે તેના પિતાએ વૈભવમાં અને કુળમાં પોતાના જેવો જ બીજા નગરનો એક સાહુકારનો સમુદ્રદત્ત નામનો પુત્ર હતો, તેની સાથે તે કન્યાને પરણાવી; ને જમાઇને પોતાને ઘેર ઘરજમાઇ કરી રાખ્યો. સમુદ્રદત્ત પોતાના સસરાના ઘરમાં રહી અનુપમ આહાર વિહારમાં મોજ મઝા કરવા લાગ્યો. તે પોતાની નવયૌવના પ્રમદા સાથે નવનવા વિલાસ વૈભવ, સુખરૂપ ભોગવતો હતો.

એક વખતે એ શેઠના નગરમાં બીજા દેશમાંથી કેટલાએક વેપારીઓ આવ્યા, તેઓ ધન કમાવા માટે બીજા દેશમાં જવાને તૈયાર થયા; એટલે તેમને જોઈ, સમુદ્રદત્તને પણ ધન પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ. પોતાના સસરાની આજ્ઞા લઈ તે પણ તેઓ સાથે સમુદ્રયાત્રાએ ગયો. પતિ પરદેશ ગયા પછી, એક સમયે, તરુણાવસ્થામાં આવેલી સમુદ્રદત્તની વિલાસપાત્ર સ્ત્રી વસુમતી, હવેલીએ ચડી અગાસીમાં પોતાની અંતરંગ સખીઓ સાથે ચોપટ ખેલવા લાગી. એવામાં તે વિશાળનેત્રા વસુમતીની નજરે,

રસ્તા ઉપર જતો એક કામદેવ જેવો રૂપાળો રઢિ-
યાળો પુરુષ પડ્યો. આ પુરુષ નજરે પડતાં વેંત જ
વસુમતીની મતિ વિપરીત ગતિવાન્ થઈ–અર્થાત્
શુદ્ધમતિ કોપાયમાન થઈ હોય, તેમ દૂર નાસી ગઈ;
અને જાણે કોઇએ એ ચપળનયનાને છેતરી હોય,
તેમ તે સ્ત્રી વિપરીતમતિ થઈ વિચારશૂન્ય–મૂઢ બની
ગઈ. તે પોતાના મનમાં ઉત્પન્ન થયલા કામવિકા-
રને રોકી શકી નહીં. એ વખતે તેનું શરીર અત્યંત
કંપવા લાગ્યું, તાવનું લખલખું ભરાઈ આવ્યું, હોઠ
ફીકા પડી ગયા, ગળે શોષ પડ્યો, ઉદાસીનતા સર્વાંગે
વ્યાપી રહી ને તુરત જ ચોપટમાંથી ચિત્ત ચોરાઈ
ગયું. આવી તેની સ્થિતિ જોઈ કટિમાં પહેરેલી
કટિમેખલા ઝણઝણાટ કરી તેને બોધ આપવા લાગી
કે, "અયે ચપળ! તું તારા શિયળવ્રતનો ભંગ શા
માટે કરે છે? નદી જેમ પોતાની મર્યાદારૂપ કિના-
રાનો નાશ કરતી નથી, તેમ તારે તારા કુળની
મર્યાદાનો નાશ કરવો ઉચિત નથી." આ વિચાર એક
ક્ષણ મનમાં રહ્યો, પણ તેટલામાં તો કામદેવે પોતાનું
પુષ્પબાણ એવા તો જોરમાં સચોટ કાવળી જગ્યાએ
માર્યું કે તે સુવાસિત પવનની લપટની ઝપટમાં
સપડાઈ ગઈ ને તે સાથે ભાન વગરની થઈ પડી.

તુરતાતુરત, કામાતુર બનેલી વસુમતીએ, પોતાની એક અંતરંગ સખીને બોલાવી; પછી તેને એકાંતમાં લઈ જઈ પેલા રસ્તા ઉપર જનારા પુરુષને બતાવી કહ્યું કે, "પેલા તરુણને તેડી લાવ. મારાથી એના વગર રહેવાય તેમ નથી. જો એ મને મળશે નહિ તો હું વિરહાનલમાં બળી મરીશ." કામનો વિકાર ઝેર જેવો ઘણો સખ્ત છે, તેને કોઇક જ કામિની રોકી શકે છે. કામની સર્વ કળાને વશ થયેલી વસુમતી, આ વખતે પોતાના મનને કબજે રાખી શકી નહીં. બાઇની આજ્ઞા થયેલી જોઈ તે અધમ સખી તરત નીચે ઉતરી, રસ્તા ઉપરથી તે પુરુષને તેડી લાવી. એ જાર પુરુષે સ્વતંત્ર રીતે વર્ત્તનારી વસુમતીને કામકેલિથી—સુરતવિલાસથી સહજ સહજ પ્રેમ દાખવી, શાંતિ અને મૃદુ ભાષણથી—વળી પરિહાસવચનથી અત્યંત રાજી કરી, વશ કરી લીધી. પછી તે છેલછબીલો હંમેશાં તેની સાથે એ જ પ્રમાણે વિલાસ કરવા લાગ્યો.

હવે સમુદ્રદત્તની કથા સાંભળ. તેનો પ્રેમ પોતાની પ્રિયામાં સચોટ હતો. રાત્રિ દિવસ પ્રિયા પ્રિયા જ ઝંખતો હતો. પરદેશમાં જઈ તે અપાર ધન કમાયો, ને એમ પરદેશમાં રહેતાં ઘણા દિવસ વીતી ગયા.

એક વખતે શરદ ઋતુમાં તે એકાંતમાં સૂતો હતો તેવામાં વસુમતી તેને સાંભરી આવી; ને તત્ક્ષણે તેને પોતાની સ્ત્રીને મળવાની અતિ ત્વરિત ઇચ્છા થઈ. પોતાનો સર્વ ધંધો આટોપી દઈ, કેટલાંક વહાણોમાં માલ ભરી તે પોતાના સસરાના નગર ભણી પાછો વળ્યો. દડમજલ વહાણો સફર કરતાં પોતાના નગરની સમીપ આવી પહોંચ્યાં. સમુદ્રદત્ત પોતાના સસરાના નગર આગળ આવી પહોંચ્યો કે વહાણમાંથી ઉતરી પડી, વહાણમાંની વસ્તુ જેમની તેમ નાખોદાને સોંપી, પોતે શહેરમાં પ્રવેશ કીધો. એ દિને સસરાને ઘેર મહોત્સવ હતો. સર્વ કુટુંબીઓ તેમાં રોકાઈ ગયાં હતાં. સસરાને ઘેર પહોંચતાં સમુદ્રદત્ત પણ તે ઓચ્છવમાં દાખલ થઈ ગયો, ને તે આખો દિવસ તેણે આનંદમાં જ કાઢી નાખ્યો. સમુદ્રદત્તના આવવાથી સર્વ કુટુંબીઓ ખુશી થયાં, પણ વસુમતી ઘણી નિસ્તેજ થઈ ગઈ. તે બેબાકળી જેવી ફરવા લાગી. તેના મનમાં તો તેનો પ્રીતમ રમી રહ્યો હતો; તેથી આ નવું લફરું આવ્યું તે તેને કંટકરૂપ થઈ પડ્યું. એમ કરતાં રાત્રિ પડી. દેવમંદિર જેવા શયનગૃહમાં સમુદ્રદત્ત ઉમંગથી પોતાની પ્રાણવલ્લભાને મળવાને ગયો. ત્યાં ઉત્તમ સફેદ રંગના ઓછાડવાળી

શય્યા પાથરી હતી, સુગંધિ ધૂપ મધમધતા હતા, ને સ્તંભમાં* જડેલા મણિઓ દીવાની ગરજ સારતા હતા. આવા ઇંદ્રભુવન જેવા રતિમંદિરમાં સમુદ્રદત્ત પોતાની પ્રિયાને પૂર્ણ પ્રેમથી આલિંગન કરી શય્યા ઉપર સૂતો. પરંતુ વસુમતીને તે સર્વ કાળ જેવું લાગતું હતું. તેનું ચિત્ત તો પોતાના પ્રીતમમાં જ ચોટયું હતું. વસુમતી પોતાની આંખો મીંચી યોગિનીની પેઠે ધ્યાન ધરતી શૂન્યમૂઢ થઈ પડી હતી ને હરપળે પોતાના માનીતા યારનું મનમાં ચિંતવન કરતી હતી. તે પ્રતિક્ષણે નિઃશ્વાસ મૂકતી કે, "હાય! હવે તેને ક્યારે મળીશ." સમુદ્રદત્તે તેને ચુંબન કરી કેટલાએક શૃંગારના હાવભાવ નમ્ર–પ્રેમી ભાષણ કરી બોલાવી વિનવી, તોપણ તે સ્ત્રી એકની બે ન થઈ. તેણે આ પ્રેમનો કંઈ ઉત્તર આપ્યો જ નહિ, પણ ઉલટી ભયભીત થઈ હોય તેમ વારંવાર હાંફવા અને કંપવા લાગી. પ્રેમાતુર ઘેલા પતિએ તેના શરીર ઉપરનાં વસ્ત્રને ખેંચવા માંડ્યાં, એટલે વસુમતી પોતાના અંગોને સંકોચી દૂર ખસી ગઈ; કેમકે તેના મનમાં પોતાના યારનું ધ્યાન એકતાર થઈ રહ્યું હતું. મૂર્ખ સમુદ્રદત્ત આમ નખરાં કરતી અશુદ્ધા* વસુમતીને પ્રણયકુ-

---

* સ્ત્રીના ત્રણ પ્રકારના ભાવ છે, શુદ્ધ, અશુદ્ધ ને સંકીર્ણ.

પિતા માની મધુર વચનો બોલી પ્રણામ કરવા લાગ્યો, અને સમજાવવા લાગ્યો કે, "અરે પ્યારી, આ તને શું થયું? તારા ઉપર તો મારી જીવનદોરી છે ને આમ મને કાં તરછોડે છે? અરે મીઠી મલ્લિકા*! જરા મારાં મૃદુવચન માન્ય કરીને એક પ્રેમ ચુંબન તો લેવા દે! આ દાસ ઘણીવાર થયાં તારા પ્રેમની આશા ધરી ખાસ તારી સેવા કરવા માટે તલપી રહ્યો છે તેને નિરાશ કરી વગર કારણે કોપવું એ તને ઘટિત છે વારુ?"

આવી રીતે સમુદ્રદત્તે બહુ વાર સુધી વસુમતીની પ્રાર્થના કરી, તોપણ પરવશ પડેલા તેના અંતઃ-કરણમાં લેશ પણ પ્રેમાંકુર ફૂટ્યો નહીં. ક્યાંથી ફૂટે? આવી રીતે ઘણા મૂર્ખ પશુઓ, પરપુરુષમાં આસક્ત થયેલી સ્વકીયા, જે પોતાના તરફ ઉદાસી બતાવી

---

શુદ્ધમાં વળી ત્રણ છે. મંદ, તીક્ષ્ણ, ને તીક્ષ્ણતર (અતિ તીક્ષ્ણ). ગામડીઓ નાટકકર્તા જેવા ભાવ વગર સમજે બતાવે છે તે અશુદ્ધભાવ. ને કંઈ સ્નેહ ને કંઈ સ્નેહ નહિ તે સંકીર્ણ ભાવવાળી સ્ત્રી છે.

* બ્રાહ્મણકન્યા તે કુન્દપુષ્પવતી, ક્ષત્રિકન્યા ને માલતી વૈશ્યકન્યા તે મલ્લિકા ને શુદ્રકન્યા તે કેરવી. આ વૈશ્યકન્યા હતી માટે મલ્લિકા.

દૂર રહેતી હોય, તેને વશ કરવા અને તેની સાથે પ્રેમ કરવા માંડે છે, ને વારંવાર તેની પ્રાર્થના કરી લંપટપણું દર્શાવે છે; પણ તેનું કપટ કળી શકતા નથી. આ બાબતમાં કોઈ કહેશે કે કામદેવનો વાંક છે, પણ તેમ નથી. તે બિચારો કામ તો પરતંત્ર છે ને કેટલેક અંશે સ્વતંત્ર પણ છે. જેમ સંધ્યા ઘણા મેઘમાં રક્તા* છે, પણ એક સૂર્ય ઉપર રક્તા† નથી, તેવી કામ અવસ્થા છે. સ્ત્રીએ પતિને તો પ્રેમથી જ જોવો ને તેમાં જ કામાંધ થઈ તો ભલે-પણ યાર! પરપુરુષની યારી! ધિક્કાર તેનું જીવતર! બળ્યો તેનો મનખો!

ઘણીવાર સુધી સમુદ્રદત્તે વસુમતીને વિનવી, ને જ્યારે તેણી વશ ન જ થઈ ત્યારે થાકીને તે નિરાંતે બેઠો, પણ વસુમતીના મનને નિરાંત વળી નહિ.

અર્ધરાત્રિ ગઈ ને હંમેશનો સમય થયો એટલે વસુમતીને યાદ આવ્યું કે, હવે મારો યાર ઉપવનના લતાકુંજમાં-સંકેતગૃહમાં દાખલ થયો હશે; પણ મારાથી ત્યાં આજ જવાશે નહીં, તો તે સુજના પ્રાણપ્યારાના શા હાલ? હાય હાય! હવે શું કરું? એમ મનમાં બોલી એકદમ મૂર્છા ખાઇને નીચે પડી

---

* રક્તા-રાતી. † રક્તા-પ્રેમવાળી.

ગઈ. તે સન્મુખ બેઠેલા પતિને ઝેરના જેવા જોવા લાગી. પ્રેમાંધ–રક્ત થયેલા પતિએ સારી રીતે તેનું આશ્વાસન કીધું, મનાવવા પ્રયત્ન કીધો, પણ વ્યર્થ. તે પરપુરુષરક્તા કામિનીને, મહાસંકટકારી રાક્ષસના વિનયથી તે વળી મનને શાંતિ કેમ વળે?

સમુદ્રદત્ત વિનય કરી કરીને જ્યારે થાકયો ત્યારે શય્યામાં એક તરફ સુઈ ગયો; ને તુરત નિદ્રાવશ થઈ ગયો. પતિ જ્યારે ભર ઉંઘમાં પડ્યો, ત્યારે વસુમતીએ સોળ શણગાર સજી બાલે બાલે મોતી પરોવી હળવે હળવે રતિમંદિરમાંથી જવાની તૈયારી કીધી. એ દિવસે તેના ઘરમાં ઉત્સવ હતો, તેથી ઘરનાં સર્વ માણસો કેફી પદાર્થ પી ભર નિદ્રામાં ઉંઘતાં હતાં. ઘરમાં કોઈ કોઇને જતાં આવતાં અટકાવે તેમ ન હતું. આ તક જોઈ મોડી રાત્રે શેઠના ઘરમાં એક ચોર ભરાયો હતો; તેને કાને વસુમતીના ચરણનાં ઝાંઝરનો ઝમકારો આવ્યો. તુરત જ તે ઘરના એક ખૂણામાં છુપાઇને આ સ્ત્રી શું ચરિત્ર કરે છે ને ક્યાં જાય છે, તેની માર્ગપ્રતીક્ષા કરવા લાગ્યો.

અર્ધરાત્રિ થવાથી પૂર્વદિશારૂપ પ્રમદાનું આલિંગન કરીને બેઠેલો ચંદ્રમા, પોતાના પૂર પ્રકાશમાં અંબોડાપર પ્રકાશવા લાગ્યો હતો. ચોમેર ચાંદની છાઈ

રહી હતી, અને કમળો ઉઘડી ગયાં હતાં. દિવસે સૂર્યના તાપથી તપી ગયેલું આકાશ ચાંદનીના છંટકાવથી અત્યંત શીતળ બની ગયું હતું. ભ્રમરાઓના ગુંજારવથી મુખર* બનેલી વાપિકાઓ પોતાની અંદર ઉઘડી ગયેલી કુમુદિનીથી† ભ્રમરનો ઉપહાસ કરતી હોય તેવી જણાતી હતી. પછી જ્યારે ચંદ્રમાએ રાત્રિદેવીનું અંધકારરૂપ વસ્ત્ર ખેંચી લીધું, ત્યારે નગ્ન થવાથી લજ્જા પામેલી રાત્રિ દેવીએ કુમુદવનના સુગંધમાં લીન થયેલા ભ્રમરગણરૂપ વસ્ત્રને સ્વીકાર્યું. આમ જ્યારે ચંદ્રમાની ચાંદની ચોમેર પથરાઈ રહી હતી, માણુસ ને પશુ પંખી ભર નિદ્રામાં મોહ પામી બેભાન થઇને પડ્યાં હતાં, ત્યારે વસુમતી નિર્ભયતાથી ઠમઠમ ને રમઝમ કરતી ઘર બહાર નિકળી, ને જ્યાં પોતાને જવાનું હતું તે તરફ તેણે ચાલવા માંડ્યું. એ સમયે પેલા ઘરમાં ભરાએલા ચોરે વિચાર્યું કે તેનાં ઘરેણાં છીનવી લેવાની આ સારી તક છે, તેથી તે પણ આશાએ ને આશાએ તેની પાછળ પાછળ ચાલવા મંડ્યો.

હવે પેલા વિહારના સંકેતગૃહમાં શું થયું તે

---

* ભ્રમરના ગુંજારવથી શબ્દ કરતી હોય તેવા.

† ચંદ્રવિકાશી કમળ. પોયણાં.

સાંભળ. ઘણી રાત્રિ થઈ ગઈ તોપણ પોતાની પ્રિયા આવી નહીં એટલે પેલો જાર વિરહાગ્નિથી બળતો મોટી ઉદાસીમાં આવી ગયો. તે ચંદ્રમાના કિરણો વડે બળીને ભસ્મ જેવો થઈ ગયો !! છેવટે કામનો તાપ તેનાથી જીરવી શકાયો નહીં. તેથી પ્યારીને મળવાની આશા મૂકી દઈ એક ઝાડમાં લટકતા વેલાના ગુંચળાની ફાંસી બનાવી, તે ફાંસીવતી પોતાનો અમૂલ્ય પ્રાણ કાઢી નાખી પરલોકમાં ચાલ્યો ગયો.

જ્યારે વસુમતી પોતાના યાર સાથે રતિસુખ ભોગવવાને ધસમસી તે ઉપવનમાં આવી પહોંચી ને ત્યાં પોતાના પ્રાણ કરતાં વહાલા યારને કંઠમાં મોતીની માળા પહેરેલાં ને શરીર ઉપર ઉમદાં ભાતભાતનાં વસ્ત્રો ધારણ કરેલાં તેવા ઠાઠમાઠમાં વૃક્ષ નીચે પડેલો જોયો; અને તેની આસપાસ પક્ષીઓ ઉડતાં જોયાં ત્યારે, તેને જૂદી જૂદી શંકાઓ ઉત્પન્ન થઈ આવી. પ્રથમ તે ભયભીત થઇ. પછી તેણે નિહાળીને પ્રીતમને જોયો, તો તે મરી ગયેલો જણાયો. તત્ક્ષણે તે મૂર્છા ખાઇને ધરતીપર ઢળી પડી. થોડી વારે તેને ચૈતન્ય આવ્યું ને ઉઠી, ને પછી તે વિલાપ કરવા લાગી, વિલાપ કરતાં પહેલાં પુનઃ જેમ ગુંજારવ કરતા ભ્રમરાઓથી વિંટાએલી વલ્લરી નીચે પડે છે તેમ, વસુ-

મતી નેત્ર મીચીને નીચે ઢળી પડી. એમ ઘણીવાર સૂધી ભૂમિ ઉપર પડી રહી. જ્યારે ફરી તેની મૂર્છા વળી ત્યારે ઉભી થઈ ઝીણા કરુણાળ સ્વરથી તે વિલાપ કરવા લાગી:—

"અરેરે! ઓ નયનાનંદ! આ મંદભાગિણી દાસી તમારા મુખચંદ્રને હવે ક્યાં જોશે? આ શું થયું! હું ક્યાં રહી ગઈ! મારા પ્રીતમ—પ્રાણ—વલ્લભ ક્યાં ગયા! ઓ પ્રાણવલ્લભ! હું તમારે કારણે તો આજે પતિને પણ તરછોડી, ગમે તેમ કરીને પણ આવી, ને હાયરે, તમે મને જરા પણ મળ્યા નહિ. હાય હાય? આપણે સાથે બેસી વિલાસ કરતાં હતાં તેટલી પણ શરમ ન પડી કે આમ ચાલ્યા ગયા? ઓ વહાલા! જરા તો બોલો, અરે જરા તો હસો! હાય હાય! મારું ભાગ્ય કેવું કઠિન છે! ઓ દૈવડા! તું કેમ આમ વજ્ર જેવો થઈ દુ:ખી કરે છે? ઓ નાથ! મને કેમ સાથે ન તેડી ગયા?" આવી રીતે ઘણીવાર સૂધી વિલાપ કરી રહ્યા પછી યારના કંઠમાંથી ફાંસો બહાર કાઢી નાખ્યો; અને યારનું મસ્તક પોતાના ખોળામાં લઈ વારંવાર તેમાં પ્રાણ નાખતી હોય, તેમ તેના મુખનું ચુમ્બન કરવા લાગી. તેના ઉપર અત્યંત આસક્ત થઈ તેના મુખ

સાથે પોતાના મુખને અડાડી મૂર્તિમાન્ રાગને પ્રકટ કરતી હોય, તેમ પોતાના મુખનું ચાવેલું પાન પણ તેના મુખમાં આપ્યું!

પણ ઈશ્વિરની ગતિ કેવળ નિરાળી છે, તે તું જો. આ વસુમતી કરુણાળ સ્વરે વિલપતી હતી તેવામાં ત્યાં એક નવો પ્રસંગ બન્યો! મૃત્યુવશ થયેલા યારના શરીર ઉપર ચંદન અગર, કસ્તૂરી, પુષ્પમાળાઓ વગેરે ઘણા સુગંધિ પદાર્થો ધારણ કરેલા હતા તેની સુગંધથી લોભાઈ તે કુંજમાં વસતા એક વૈતાળે તેના શરીરમાં પ્રવેશ કીધો ને વસુમતી તે શબને આલિંગન કરતી હતી તેવું જ તેનું નાક કરડી ખાધું! એવી રીતે અનાચારવાળી શિયળભંગશાળી સ્રીને તેના અવિચારી કૃત્યનું ફળ મળ્યું.

વસુમતી પોતાનું નાક કપાઈ ગયા પછી ગભરાઇને ઉછંગપરના શબને નીચે નાખી દઈ ત્યાંથી ઝટપટ પોતાના બાપને ઘેર ગઈ, ને જ્યાં પોતાનો પતિ સૂતો હતો ત્યાં જઈ સૂતી. થોડી વાર શય્યાપર પડી રહ્યા પછી, પોતાનું સ્રીચરિત્ર કરવા “દોડો! દોડો! હાય હાય! મારું નાક કાપી નાખ્યું રે,” એવી કારમી ચીસો પાડી સૌને ભયભીત કીધાં. વસુમતીની ચીસ સાંભળી ઘરનાં સર્વ માણસો ગભ-

રાઈ જાગી ઉઠ્યાં, અને સમુદ્રદત્ત પણ બેબાકળો બનીને જાગી ઉઠ્યો. તે જુવે છે તો ચોમેર માણસોની ગીરદી મચી રહી છે. આ સઘળાં મનુષ્યે વસુમતીને પૂછ્યું કે, "શું છે બહેન?" વસુમતી બોલી—"અરે શું તમે જોતાં નથી? આ મારા વરે મારું નાક કાપી નાખ્યું. હું નકટી થઈરે! એ ભાઈઓ મને બચાવો, નહિ તો એ તો મારો જીવ લેશે." એવી ભયંકર વાણી સાંભળી ધનદત્ત વગેરે સર્વે જનો સમુદ્રદત્તને પૂછવા લાગ્યા કે, "તમે આ નિરપરાધી બાળાનું નાક કેમ કાપ્યું?" સમુદ્રદત્ત આ પ્રશ્ન સાંભળતાં જ ભયભીત થઈ ગયો. તે યદ્વાતદ્વા બોલવા લાગ્યો. તેનું મોં સિહાવિહા થઈ ગયું, ને પરદેશમાં વેચાયલા ગુલામની માફક એક પણ અક્ષર તેનાથી બોલાયો નહીં—હા કે ના કંઈ પણ તે બોલી શક્યો નહીં. આમ પુષ્કળ કુતૂહળ મચી રહ્યું તેટલામાં પ્રભાત થયો, એટલે કન્યાના કુટુંબીઓએ આ વાર્તા રાજસભામાં જાહેર કરી. આ વૃત્તાંત જાણતાં રાજાને ઘણો ગુસ્સો ચઢ્યો તેથી તેણે સમુદ્રદત્તને બંધાવી મંગાવ્યો, અને યથાયોગ્ય ન્યાય ચૂકવી પુષ્કળ રૂપીઆ દંડ કર્યો.

પણ પેલા ચોરે આ સર્વ વૃત્તાંત પ્રત્યક્ષ જોયું

હતું, તેથી તે આ અન્યાય જોઈ શક્યો નહીં. તેણે તરત રાજસભામાં હાજર થઈ આદિથી તે અંત સુધી જેમ બન્યું હતું તેમ સર્વ વૃત્તાંત કહી બતાવ્યું. એ સાંભળી રાજાએ તે ચોર ઉપર અત્યંત પ્રસન્ન થઈ તેનો સત્કાર કર્યો ને પૂરતી તપાસ કરવા રાજા સહિત સર્વ સભા પેલા ઉપવનમાં ગઈ. ચોરે વસુમતીનું નાક, ઉપવનમાં જ્યાં પેલું શબ પડ્યું હતું તેના મુખમાંથી કાઢીને રાજાને બતાવ્યું અને સમુદ્રદત્ત ઉપર નિષ્કારણ આવેલો અપવાદ મિત્રતારૂપે ઉતારી દીધો.

આવી રીતે સ્ત્રીઓ અતિ કુટિલ ક્રૂર આચરણવાળી, નિર્લજ્જ અને ચપળ હોય છે. તે પતિનો, પિતાનો, માતાનો, બંધુનો કે સંતાનનો, કોઇનો પણ દ્રોહ કરતાં ડરે તેવી નથી. પણ સ્ત્રીની કળાઓને જાણનારો અને કામકળામાં પ્રવીણ એવો ચતુર પુરુષ સ્ત્રીઓના કપટમાં છેતરાતો નથી.

---

## સર્ગ ૪ થો

### વેશ્યા વર્ણન

"અરે ચંદ્રગુપ્ત, મેં તને ત્રણ કળાનો વિધિ કહ્યો તે યાદ છે કે? આ ચોથી કળા તારા જેવા શ્રી-

મંતના પુત્રે જાણવી બહુ કામની છે, તેથી તું તેપર પૂર્ણ લક્ષ આપ.” એમ આસનપર બેસતાં મૂલદેવે કહ્યું; ને પછી પોતાની કળા જણાવવા માંડી.

નાયિકા ત્રણ છે: સ્વકીયા, પરકીયા, ને સામાન્યા-વેશ્યા. એ વેશ્યાઓ કામની-વિષય વિલાસની બાબતમાં અતિ કુટિલતા બતાવી કામીઓના મનને મોહિત કરી ફસાવે છે. જેનાં કપટવાળાં ચરિત્રો આગળ કુબેર પણ ભિક્ષુક બની જાય છે. સમુદ્રમાં જેમ મનોહર, અતિ ચપળ, ઘણા મોજાવાળી અને નીચાણમાં ઉતરનારી ચોસઠ નદીઓ રહી છે, તેમ આ વેશ્યાઓના મનમાં મનોહર, અતિ ચપળ, ઘણા જૂદા જૂદા વિચારવાળી ને નીચ આચારવાળી ચોસઠ કળા વસી રહી છે. તેનાં નામ તને કહી બતાવું છું.

## વેશ્યાની ૬૪ કળા

૧ શણગાર સજવા.
૨ નૃત્ય કરવું.
૩ ગીત ગાવાં.
૪ કટાક્ષ મારવાં.
૫ બીજાની ઇચ્છા જાણવી.
૬ કામીને પોતાને સ્વાધીન લેવો.
૭ મિત્ર સાથ છળ કપટ કરવું.
૮ મદિરાપાન કરવું.
૯ ક્રીડા કરવી.
૧૦ રતિકેલિ કરવી.
૧૧ જૂદાં જૂદાં અષ્ટ પ્રકારનાં આલિંગન કરવાં.

૧૨ અંતરંગ (કામની અંદરની) કળા જાણી લેવી. (આ બાબતને માટે વાત્સ્યાયન સૂત્રમાં ને કોકશાસ્ત્રમાં યથાર્થ સમજુતી છે.)

૧૩ અષ્ટ પ્રકારનાં ચુંબન કરવાં.

૧૪ બીજાને ઓળખવો.

૧૫ નિર્લજ્જતા દર્શાવવી.

૧૬ ઉતાવળાપણું બતાવવું.

૧૭ ગભરાટ બતાવવો.

૧૮ ઇર્ષ્યા કરવી ને બતાવવી.

૧૯ કલહ કરવો.

૨૦ રડવું.

૨૧ યારને માનભંગ કરવો.

૨૨ યારને ફોસલાવતાં ગળગળાં થતાં પરસેવો લાવવો.

૨૩ કંપ થવો.

૨૪ ભ્રમ થવો.

૨૫ એકાંતમાં રહેવું.

૨૬ યારને રીઝવવા તેની ઇચ્છાનુસાર શણગાર સજવા.

૨૭ યારપર તુષ્ટમાન થતાં નેત્ર મીંચી જવાં.

૨૮ યાર વગર દુઃખ દર્શાવવાનો ઢોંગ કરતાં જડની પેઠે સ્થિર થઈ જવું.

૨૯ સમયે મુડદા જેવું થઈ જવું.

૩૦ વિરહની પીડા બતાવી યારને સ્વાધીન કરી લેવો.

૩૧ યાર કોપ્યો હોય તો સ્વકોપને દબાવવો.

૩૨ યારપર વૈરલેવા કે તેનું હિત કરવા દૃઢ ઠરાવ કરવો.

૩૩ પોતાની માતા સાથે કજીઓ કરવો.

૩૪ મોટા માણસને ઘેર હર પ્રકારે ઘૂસતાં જવું.

૩૫ ઉત્સવમાં જવું, (કે જેથી કામીજન હાવભાવ જોઈ ફસાય.)

૩૬ પુરુષનું નાણું હરી લેવું.

૩૭ મોહ ઉપજાવવા જૂદી જૂદી જાતનો વેશ લેવો.

૩૮ ને તે ભજવવા જૂદી જૂદી જાતની ક્રીડા કરવી.
૩૯ ચોરની પેઠે રહેવું.
૪૦ રાજાની માફક રહેવું.
૪૧ મોટાઈ રાખવી.
૪૨ ધાર્યું ન થાય તો જારનું અપમાન કરવું.
૪૩ કારણ વગર જાર પુરુષના દોષ બતાવવા.
૪૪ મૂલ્ય ઠરાવવું.
૪૫ સ્નાન કરી શરીરમાં ચંદનાદિક લગાડવાં.
૪૬ જારને તરછોડવો હોય ને કોઈ બીજાને સંકેત પ્રમાણે મળવું હોય તો નેત્રમાં નિદ્રા બતાવવી.
૪૭ તે વેળાએ મેલાં વસ્ત્રો બતાવવાં.
૪૮ લૂખાપણું બતાવવું.
૪૯ કઠિનતા બતાવવી.
૫૦ જારપર ફિદા હોય તો ગળામાં હાથ નાખી લેહેકાથી દેડાઈ, વાંકાઇથી ઉભા રહેવું.
૫૧ જારને મળવા ઉત્કંઠિત હોય ત્યારે ઘરના આંગણામાં હોઠ ઉપર હાથ મૂકી ઉભું રહેવું.
૫૨ કંઈ કાર્ય સિદ્ધિ કરવી હોય તો તજેલા જારને બોલાવવો.
૫૩ ધર્મિષ્ઠતા બતાવવા દર્શન કરવા જવું.*
૫૪ યાત્રા કરવી.

---

* કળા ૩૨—૫૩ માટે દ્રષ્ટાંત—ભોજરાજાના દરબારમાં એક ઉત્તમ પ્રકારનો દેવાંશી હિરામણ હતો. તે ન્યાયાદિક વાર્તામાં રૂડી સલાહ આપતો હતો. એવું બન્યું કે તેના દરબારમાં એક વેશ્યા પોતાના યારપર ફરિયાદ કરવા આવી. કે, યારે મારી કંઠી ચોરી છે. રાજાએ ન્યાય આપ્યો કે યારને શિક્ષા કરો. ત્યારે પોપટે હસીને કહ્યું કે, 'રાજાજી તમો

૫૫ સ્તુતિ કરવી.
૫૬ તીર્થ, ઉપવન, દેવમંદિર વગેરેમાં આશ્ચર્યકારક ક્રીડાઓ કરવી–કરાવવી.
૫૭ મશ્કરી ઠઠ્ઠા વગેરે કરવાં.
૫૮ બે ત્રણ દ્વારવાળાં પોતાને રહેવા લાયક ઘર બાંધવાં, કે જેથી સમયે નાસભાગ

---

મૂર્ખ છો, કેમકે આ કપટકળાથી ભરપૂર રાંડનો વિશ્વાસ શો?’ પછી સત્ય હકીકત શોધતાં વેશ્યા જૂઠી ઠરી, ને રાજાએ તેને હાંકી કાઢી. આ બાબતનું વૈર તે વેશ્યાએ મનમાં છુપાવી રાખ્યું. એક સમયે રાજાની વર્ષગાંઠને દિવસે, તે વેશ્યાને નૃત્ય કરવા તેડાવી. તેણે પોતાના હાવભાવથી રાજાને એટલો બધો તો પ્રસન્ન કીધો કે, મૂર્ખ રાજાએ કશા-પણ વિચાર વગર તેને ત્રણવાર વચન આપ્યું. એટલે તે વેશ્યાએ રાજા પાસે તે પોપટ માગ્યો. પોપટે બહુ બહુ પ્રકારે રાજાને સમજાવ્યો, ને કહ્યું કે તે દિવસનું વૈર મનમાં રાખીને મારો નાશ કરશે, માટે તારે જોઈએ તે કર, પણ એને સોંપીશ નહીં. પણ વચનથી બંધાયલા રાજાએ ઘણી દિલગીરી સાથે પોપટ તે વેશ્યાને સોંપ્યો, ને તે આનંદ પામતી પોતાને ઘેર આવી; અને પોપટને કહ્યું, ‘રઝ્યા, હવે તારાં કર્યાં કરમનાં ફળ ભોગવ; આજે જ્યારે તારો ખીમો કરીને ખાઇશ, ત્યારે મને જંપ વળશે.’ પછી તે વેશ્યાએ પોતાની દાસીને બોલાવી કહ્યું કે આજે આ પોપટને મારી તેની સ્વાદિષ્ટ વસ્તુ બનાવ. પછી દાસી તેને રસોડામાં લઈ ગઈ. પ્રથમ પોપટનાં પીછે પીછાં ઉખેડી નાંખ્યાં, તેના પગ આમળ્યા, ને પછી તેને કાપવાને છરી જોઈ, પણ તે પાસે

નહીં હોવાથી દાસી તે અદસસતા પોપટને ત્યાં જ મૂકીને છરી લેવા ગઈ. પોપટે વિચાર કીધો કે હવે તો મૂવે જ છુટકો છે, પણ બચીએ તો નસીબ. આમ વિચારી આસપાસ નજર કરી તો રસોડાના ખાળનો પાણી જવાનો માર્ગ બચાવ માટે ઠીક જણાયો, કે તુરત તે જેમ તેમ કરતાં ચાલીને તે જળમાં જઇને પોપટ ભરાઈ બેઠો. પેલી દાસી છરી લઇને પાછી આવી ને પોપટને જોયો નહીં, એટલે ઘણી ગભરાઈ ગઈ, ને તેથી બીજા કોઈ જાનવરને મારી તેનો સ્વાદિષ્ટ પદાર્થ બનાવીને તે વેશ્યા આગળ મૂકયો, તે તેણીએ તે પોપટને ઘણી ગાળ દેતાં હોંશે હોંશે ખાધો.

નળમાં ભરાયલો પોપટ એંઠાજુઠાના જે કંઈ દાણા પાણી સાથે તણાઈ આવતા તે ખાઇને પોતાના દહાડા કાઢવા લાગ્યો. આઠ દશ માસ વિતતાં તેને પાંખો આવીને સારી શક્તિ આવી, એટલે લાગ જોઇને તે ઉડી ગયો.

પેલી વેશ્યા ધર્માત્માનું ડીંગળું હતી. તે નિરંતર મહાકાળેશ્વર મહાદેવનાં દર્શને જતી ને ગરીબોને સારું દાન કરતી હતી. પેલા પોપટે પોતાનું પૂર્ણ વૈર લેવાનો ઠરાવ કીધો હતો, તે એક દિવસે વિચાર કરીને દેવળમાં પેઠો, બારણાં બંધ કીધાં, બારી ઉઘાડી રાખી, ને મહાદેવની જળાધારીના લિંગના બીલીપત્રના ઢગમાં સંતાઈ રહ્યો. જ્યારે તે વેશ્યા દર્શને આવીને બોલી કે 'હે ભોળા શંભુ' હું પાપીનાં પાપ

૬૧ વાળને ફુલેલ તેલ લગાવી કાળા કરવા. (કે પ્રૌઢા છતાં મુગ્ધા જણાય.)

૬૨ ભિક્ષુક વગેરે તપસ્વી-

નાશ કરી મારો ઓદ્ધાર કર.' ત્યારે પેલા પોપટે ગંભીર વાણીથી કહ્યું, 'હે વેશ્યા, હું તારી સ્તુતિથી પ્રસન્ન થયો છું માટે આવતી એકાદશીએ તું આવજે, હું જેમ તને કહું તેમ કરશે તો તારું કલ્યાણ થશે!' પોપટ બોલતો બંધ પડ્યો, ને વેશ્યા અચંબો પામી ઉભી રહી ને બીજાઓને મોકલી દેવળમાં તપાસ્યું તો કોઈ જણાયું નહીં; એટલે ખાત્રીપૂર્વક માન્યું કે મહાદેવજ બોલ્યા છે. એકાદશીને દિવસે તે ઉમંગભેર આવી, ને પાછી સ્તુતિ કીધી, ત્યારે પેલા પોપટે કહ્યું, 'હું તારી સેવાથી પ્રસન્ન થયો છું, માટે તારી સર્વ મિલકત દાન ધર્મ કરી દઈ, આખા અંગને અશૌચ કરાવી, માત્ર સફેત વસ્ત્ર પહેરી પૂર્ણિમાને દિવસે મધ્યાહ્નકાળે અહિંયાં આવ. તે વેળા આકાશમાંથી એક વિમાન આવશે, તેમાં તું બેસીને સ્વર્ગમાં જજે. તુરત પોપટની વાણી બંધ પડી. તે વેશ્યા ઘણી હરખાઈ ગઈ, ને ઘેર જઈ પોતાની સર્વ માલમીલકત ધર્મદાનમાં આપી દીધી; અને ગામમાં ઢંઢેરો પિટાવ્યો કે 'પૂર્ણિમાને દિવસે દિવ્ય વિમાનમાં બેસીને સ્વર્ગમાં, આ દેહેજ હું જનારી છું.' રાજાને પણ તે વાત જણાવવામાં આવી. સર્વ આશ્ચર્યમાં પડી ગયાં. પૂર્ણિમાને દિવસે ક્ષિપ્રાના તટપર લાખો લોકોની મેદની મળી. ૧૧ કલાક થયા તો ઉભા રહેવાની પણ જગ્યા નહીં. સાડા અગિયારે હાથીપર બેસીને રાજા આવ્યો. વેશ્યાએ પોતાનું

ઓને ધન આપવું. જવું.
૬૩ બીજા દ્વીપમાં જોવા માટે ૬૪ કુટ્ટિનીપણું કરવું.

---

માથું બોડાવી નાંખ્યું, ને સર્વ ધર્માદા કરી દીધું. માત્ર એક સફેત વસ્ત્ર જ પહેર્યું. પછી એક પાલખીમાં બેસીને રહ્યા સહ્યા પૈસા દાન કરતી મહાકાળેશ્વરના દેવળ આગળ આવી શિવજીની પૂજા કીધી ને પછી એક સ્થળે ઉંચું મુખ કરીને વિમાન આવે છે એમ જોતી ઉભી રહી. લોકો પણ, રાજાની પણ નજર ગગનમંડળ તરફ જ હતી. પોણાબાર, ઉપર પાંચ, દશ-ઓ વિમાન આવે છે, ઓ આવ્યું એવો ગણગણાટ થવા માંડ્યો. પોણાબાર ને બાર મીનીટ-૧૩-૧૪ સૌની નજર એક જ તરફ ઠરી રહી. બરાબર બાર! નહિ મળે વિમાન ને નહીં મળે વાત. પેલી વેશ્યા તો બેબાકળી થઈ ગઈ. હજી પણ આવશે એવી આશાથી ઉંચી નજર રહી. પણ સવાબાર. હસાહસ ને મજાકનો પાર રહ્યો નહીં—એ રાંડને માટે તે વળી વિમાન! ભલભલા કુંવરા ને ખોજાને બબે બૈયર! સાધુસંત રઝળે ને આ રાંડ હડહડતી ધૂતારીને વિમાન આવવા બેસી રહ્યું છે. લોકોની મજાક વધી પડી.

એટલામાં પેલો પોપટ, જે આ સર્વ તમાસો શિખરપર બેસીને જોતો હતો, તે એકદમ ઉડતો કે રાજા પાસે આવ્યો ને તેના હાથપર બેઠો, ને પછી બોલ્યો, "રાજાજી જોયા આ રાંડના હાલ? ધૂર્તપણાથી મને તમારી પાસથી લીધો ને મૂર્ખતાથી તમે આપ્યો—એણે મને મારી નાંખવા મારી પાંખો તોડી નાંખી, પણ હવે જુઓ એના

આમાં પ્રથમ ત્રેસઠ કળાઓ હૈયાત હતી, અને તે પણ બરાબર પોતાના સ્વરૂપમાં ન હતી, પણ હંમેશાં સાધારણ ગણાતી; જ્યારે ચોસઠમી કુટ્ટિની-કળા તેમાં ભળી, ત્યારે તે મળીને ચોસઠ કળાઓ પ્રફુલ્લિત થઈ. એ કુટ્ટિનીકળાના પ્રારંભને ગુણિકા કળા કહે છે, ને તે સર્વોપરી કળા છે; કેમકે તેમાં ૩૬ કળાનો નિવાસ છે. ગણિકા* જે વેશ્યાથી જૂદી છે તેની કળા આ પ્રમાણે છે:—

હાલ? એની પાંખો કેવી ઉતરી ગઈ છે. મહારાજ, વેશ્યા જેવી વૈર લેવામાં ને ધર્મનો ઢોંગ કરવામાં કોણ કુશળ હોય? ને રાજા જેવો મૂર્ખ કોણ હોય? એ દેવદર્શનનો ઘણો આડંબર કરતી હતી, ને તમે ડાહ્યામાં ગણાતા હતા, તેનું આ ભોપાળું આશ્ચર્યજનક નથી?” આટલું બોલી રાજાને નમન કરી પોપટ ઉડી ગયો ને તપોવનમાં જઈ તપ કરવા લાગ્યો. રાજા નિસ્તેજ થઈ ગયો. વેશ્યા, જે કપટકળામાં પૂર્ણ છતાં પક્ષીની કપટકળાનો ભોગ થઈ પડી—લોકો હસવા લાગ્યા, એટલે દેવળ ઉપરથી પડીને મરણ પામી.

* વેશ્યા એટલે નગરનારી. માત્ર પૈસાને માટે જ પ્રેમ બાંધી—વિષયીજનને તૃપ્ત કરતાં શીખી હોય તે વેશ્યા. ગણિકા તે વેશ્યાથી કંઈક શ્રેષ્ઠ. તે કેટલીક વિદ્યા જાણનારી પણ હોય. પ્રેમ, પ્રીત સમજનારી—જેવી મૃચ્છકટિકમાંની વસંતસેના વેશ્યા નીચ પ્રકારે કામી જનને છેતરી દ્રવ્ય હરે, ને ગણિકા ઉંચી રીતે પ્રેમ બાંધી દ્રવ્ય હરણ કરે. વેશ્યા માત્ર દ્રવ્યની જ સંગી. ગણિકા એકલા દ્રવ્યની નહિ, પણ ગુણ, રૂપ ને વિદ્વત્તાની પણ ખરી.

## ગણિકાની ૩૬ કળા

૧ પુત્રી જન્મે ત્યારથી જ તૈલાદિક સુગંધિ પદાર્થો અંગે ચોળી કાંતિવાન્ કરવી.

૨ પુત્રીનું તેજબળ વધારવું.

૩ બુદ્ધિ ખિલવવી.

૪ યોગ્ય આહાર વિહાર કરાવી રોગિષ્ઠ ન થવા દેવી.

૫ પાંચ વર્ષની થાય કે તેના પિતાથી દૂર રાખવી.

૬ જન્મદિને પુણ્યકાળે ઉત્સવ ઉદ્યાપન કરાવી મંગળ પાઠ કરાવવો.

૭ કામ શાસ્ત્ર ભણાવવું.

૮ સંગીત, ચિત્ર, અક્ષરજ્ઞાન, સ્વાદ, ગંધ ને પુષ્પ કળામાં પાવરધી કરવી.

૯ બોલવામાં ચાતુરી શિખવવી.

૧૦ વ્યાકરણ, તર્ક ને સિદ્ધાંત વગેરે વિષયમાં કુશળ કરવી.

૧૧ યાત્રા કે ઉત્સવ ટાણે કન્યાને બની બનાવી મોકલવી.

૧૨ સંગીતકળા જાણનાર નોકરના સ્વાધીનમાં રાખવી.

૧૩ મૃદંગી, જાર, કુલટા આદિથી તેની કાંતિની કીર્તિ ફેલાવવી.

૧૪ જોષીઓ દ્વારાએ કલ્યાણ ચિહ્ન જોવડાવવાં.

૧૫ બાળાપર ઘણા આશક થાય એટલે કિંમત વધારવી.

૧૬ પોતાની કન્યાપર ઘણા આશક હોય તો સર્વને ઠગવા પોતે અસ્વતંત્ર થવું ને અસમર્થપણું બતાવવું—કે મારું માને તેમ નથી.

૧૭ જીવિકા કળા જાણવી.

૧૮ નર્મ ભાષણ કરવું.

૧૯ સજીવ રમત કળા (કુકડા પોપટાદિક જનાવરનાં

શુદ્ધ.) જાણવી.
૨૦ નિર્જીવ રમત કળા (ચોપટ, ગંજીફો, સેતરંજ) જાણવી.
૨૧ જુગટાની કળા જાણવી.
૨૨ વિશ્વાસ પાત્રથી રતિકેલિ શિખવી.
૨૩ જે નર પોતામાં ઘણો આશક થયો ને તે ધનવાન્, રૂપવાન્ ને ડાહ્યો હોય તો તેની સાથે પ્રીતિ કરવી.
૨૪ સ્વતંત્ર ને ચતુર હોય તો તેને વશ કરવો.
૨૫ બીજાઓને છેતરવા ઓછું નાણું લઈ ઘણું કહેવું.
૨૬ કામાંધ થયેલા પાસ ખોટા દસ્તાવેજ લખાવવા. પછી પૈસા લેવા ફરિયાદ માંડવી.
૨૭ પ્રીતિ રાખતો હોય તેની સાથે પાતિવ્રત્યપણે વર્તવું.
૨૮ નિત્ય નૈમિત્તિક પ્રીતિ કરી ધન હરવું.
૨૯ નિર્ધન કે કૃપણને તિરસ્કાર કરી, લઢી દૂર કરવો—જે નિર્ધન થયો તેનો સંગ ન કરવો; તેને ઉડાવવો.
૩૦ પૈસાદાર છતાં લોભીને ભડવા મારફતે ઉશ્કેરવા કે એના જેવી કોઈ નથી. નિર્ધન આશક થયો હોય તો તત્કાળ દૂર કરવો.
૩૧ દ્રવ્યવાન્ આશક રીસાય તો હર પ્રકારે મનાવવો.
૩૨ કામાંધ—કામીને તૈયારી બતાવી વિહ્વળ કરવો, પણ સંગ બિલકુલ ન કરવો.
૩૩ યાર સાથે અતિ પ્રીતિ થઈ હોય તોપણ પરાધીનપણું દર્શાવવું—વડીલની આજ્ઞા માનવી.
૩૪ પ્રીતમ સંગે જોડામાંથી કાંકરી માફક વર્તવું.*

* જોડામાંથી કાંકરી તમામ કાઢવા માટે ગમે તેટલા પ્રયત્ન કરો પણ તે કદી નિકળે નહિ, તેમ.

૩૫ હાએ હા કહેવી—પ્રીતમને સપડાવવો. ૩૬ સપડાયલા હરકોઇને છટકવા ન દેવો.

આ પ્રમાણેની કળામાં પ્રવીણ નગરનારીઓ ઠામ ઠામ વસીને શ્રીમંતોનાં દ્રવ્ય હરે છે, ઘણાઓનાં ઘર ભંગાવે છે, મુનિઓના મનને પણ મોહ પમાડી તેઓના તપનો ભંગ કરાવે છે, વિષયવિલાસમાં તલ્લીન કરીને ઘણાને આ લોક ને પરલોક એ સઘળેથી રઝળાવે છે, તેઓને જીતવા માટે પૂર્ણ કળાવાન્ થવું જોઇએ. પૂર્વે મરીચિ તથા શૃંગી ઋષિને વેશ્યાઓએ જ પોતાની કળાથી મોહજાળમાં ફસાવ્યા હતા, ને તેઓને ભ્રષ્ટ કીધા હતા. જોગી કે ભોગી કોઈ પણ સમક્ષ કળા કરાવા કરવામાં તેના જેવી નિપુણ કોઈ પણ નારી નથી. જેમ દિવ્ય મણિધર વિષધર છે, તેમજ દેખાવમાં મોહક, બોલવામાં મોહક, લટકા કરવામાં મોહક, ચાલવામાં મોહક, લેહેકામાં મોહક, પ્રેમ કરવામાં મોહક, લૂટવામાં મોહક અને જય મેળવવામાં પણ મોહક એવી સ્વર્ગની અપ્સરા ને વેશ્યા એ સઘળી સરખી જ છે. તેઓથી સદા દૂર જ રહેવું જોઇએ. તેના નેણના લટકાના મટકાનો ચટકો ઝટકા જેવો ગણી જે જન સટકી જાય છે તે એ વિજયવંત અરિને પટકી નાંખવામાં ફાવી જાય છે.

વેશ્યાઓ ને ગણિકાઓ કેવળ થોડા ધન માટે જેનાં નામ અને જાત જાણુતી ન હોય તોપણ તેને પોતાનો આત્મા અર્પણ કરી દે છે—પોતાનું શરીર તેને અર્પણ કરે છે. એવી વેશ્યા પાસેથી ખરા પ્રેમની શોધ કરનારાનો મનોરથ વૃથા જાણવો, કારણ કે તે કોઈ સાથે પ્રેમ બાંધતી નથી. એ ઉપર એક સત્ય વાર્ત્તાં તને કહું છું તે લક્ષ દઇને સાંભળ.

## વિક્રમસિંહ ને વિલાસવતીની વાર્ત્તા

પૂર્વ કાળમાં વિક્રમસિંહ નામનો એક રાજા એક નગરમાં રાજ્ય કરતો હતો. કેટલાએક કાળ સુધી આ રાજાએ પોતાનું રાજ્ય સુખરૂપ ચલાવ્યું. એક સમયે કેટલાએક બળવાન્ રાજાઓએ એકસંપ થઇને આ રાજાનો પરાજય કરી, તેનું રાજનગર જીતી લઈ, રાજ્યમાંથી તેને કાઢી મૂક્યો. પરાજય પામેલો વિક્રમસિંહ પોતાના મંત્રી ગુણ્યશાને સાથે લઈ વિદર્ભ નગરમાં ગયો. આ નગરમાં વિલાસવતી નામની એક જગપ્રસિદ્ધ વેશ્યા રહેતી હતી, તેને ઘેર રાજાએ ઉતારો કર્યો. આ વેશ્યા સાધારણ ધનવાન્ સાથે પોતાનો સંબંધ પાડતી નહીં, તોપણ તેણે નિર્ધન થઈ પડેલા રાજાને સારું માન આપ્યું, તે જાણી નગરજન ચકિત થયા. વેશ્યાએ મહા પરાક્રમી વિ-

ક્રમસિંહને રાજ્ય વૈભવ માણનારો અને ઘણા મોટા સુખમાં ઉછરેલો જાણી, પોતાના ઘરમાં જે રત્નના, મણિના અને સુવર્ણના ભંડારો હતા તે તેને અધીન કરી કહ્યું કે, "આમાંથી જે તમારે વાપરવું હોય તે વાપરજો. હું ને આ સંપત્તિ એ સર્વે તમારાં જ છીએ." રાજા, વેશ્યાનો સહજ પ્રેમ અને અદ્દ્ભુત ઔચિત્યભાવ જોઈ અતિ આશ્ચર્ય પામ્યો ને એક સમે એકાંતમાં પોતાના કાર્યભારીને પૂછવા લાગ્યો કે, "આ વેશ્યા મારે માટે આમ બેસુમાર નાણું ઉડાવી નાંખે છે તેનું કારણ શું હશે? મને આશ્ચર્ય લાગે છે! કે વેશ્યાઓ ફોકટ પ્રેમ બાંધતી નથી, પણ ધન માટે જ પ્રેમ બાંધે છે, એ જગજાણીતી વાત છે; પરંતુ તેનાથી તો આ તદ્દન ઉલટું જ જણાય છે! આ વેશ્યા તો ઉલટી મારે માટે ધનનો ખરચ કરે છે, માટે હવે તેની પ્રીતિ સ્વચ્છ–નિર્મળી છે એને માટે મને સંદેહ રહેતો નથી."

ગુણયશા મંત્રી રાજાનાં આવાં પરાધીનપણાંને પામતાં વચન સાંભળી, ઇર્ષ્યા બતાવી, મશ્કરી કરીને બોલ્યો—"રાજન્! વેશ્યાના ચરિત્રમાં વિશ્વાસ કોણ મૂકે વારુ? તેને તો હંમેશાં જૂઠી જ જાણવી. એક લાખ મૂકીને વખતે તે એક કોડીની પણ લાલચ

કરે છે, તેની મતલબી વાત આપણે સહજમાં કળી શકતા નથી. તે મહા પ્રેમ બતાવે છે, અતિ આદર કરે છે, પણ તેનું સુખ ક્ષણિક છે. તે મુખની ઘણી મીઠી દેખાય છે, તેથી તેના ઉપર મૂર્ખ લોકો વિશ્વાસ કરે છે. વેશ્યા આશાની માફક આરંભમાં તો અતિશય સુખ આપે છે, મધ્યમાં અત્યંત આનંદ આપે છે, પણ પરિણામે અતિશય દુઃખી કરે છે. હરિ અને હર આદિ દેવતાઓએ પણ, હજી સુધી અનેક ભ્રમ ઉત્પન્ન કરી મોહિત કરનારી વેશ્યાના અને માયાના ખરા સ્વરૂપને જાણ્યાં નથી; તો પછી મનુષ્ય શી ગણ-તીમાં ?" મંત્રીનું આવું બોલવું સાંભળી મંત્રીની સાણસીથી વેશ્યાની પરીક્ષા કરવાનો નિશ્ચય કરી રાજા એક સમે મિથ્યા મરી ગયો. રિવાજ મુજબ કાર્યભારી તે રાજાના શબને સ્મશાનમાં લઈ ગયો અને ચિતામાં નાખવા તૈયાર થયો. આવી અવસ્થા જોઈ વિલાસવતી વેશ્યા પણ પોતાના શરીર ઉપરનો તમામ શણગાર ઉતારી, મરણ સમયનો શ્વેત શણ-ગાર ધારણ કરી, સ્મશાનમાં જ્યાં ચિતા ખડકી હતી ત્યાં, રાજા સાથે ચિતામાં બળવા માટે આવી. તે ઈશ્વરપ્રાર્થના કરી ચિતામાં પડવાને દોડી; તે જોઈ પ્રસન્ન થયેલા રાજાએ ચિતામાંથી ઉઠી તેનો

હાથ પકડી લઈને કહ્યું કે, "હે પ્યારી, હું જીવું છું, તું તારો પ્રાણ કાઢીશ નહીં" પછી એ દિવસથી રાજા, વેશ્યાના દૃઢ-સત્ય-અવર્ણ્ય પ્રેમ ઉપર મોહિત થઈ, વારંવાર મંત્રીને ધિક્કારવા લાગ્યો. રાજાએ વેશ્યાના સઘળા ધન ભંડારો પોતાને અધીન કરી, તેમાંથી હાથી, ઘોડા, અને પાયદળવાળી ચતુરંગી મોટી સેના ઉભી કરી. તે સેનાના પરાક્રમથી પોતાના શત્રુઓનો પરાજય કરી પોતાના દેશમાં આવી, પૂર્ણ ચંદ્રમાની માફક પ્રજાને આનંદ આપતો પોતાનું રાજ્ય ચલાવવા લાગ્યો. તેમ જ તે જ સમયે પૂર્ણ પ્રેમથી વિલાસવતી વેશ્યાને પોતાના જનાનામાં મુખ્ય-પટ્ટરાણી બનાવી. રાજમંદિરમાં વિલાસવતી વેશ્યા, ચમરના પવનથી ચલાયમાન કેશવાળી ઇંદ્રાણી જેવી શોભતી હતી. રાજા તેના આગળ દીન દાસ જેવો હતો, ને તે એમ જ સમજતો હતો કે મને જે સુંદરી મળી છે તે સાક્ષાત્ સતીનો અવતાર છે-પણ કર્માધર્મ જોગે વેશ્યાને ત્યાં જન્મી છે.

એક વખતે તે વેશ્યા રાજાની પાસે બેઠી હતી. રાજા રંગવિહાર કરે છે, ને તેનાપર પૂર્ણ પ્રેમ ચોંટ્યો છે તેથી તલ્લીન થઈ ગયો છે, તેમ જ તે પૂર્ણ અધીન છે એમ જોઈ, વિલાસવતી પ્રણામ

કરી બોલી–"મહારાજ–કંથ–પ્રીતમ–પ્યારા–વહાલા, આ દાસીએ આપ કલ્પતરુની ઘણા દિવસ સુધી સેવા કરી છે; સાથે આપનો પુનઃ ઉદય કરી પૂર્ણ લક્ષ્મી અપાવનારી પણ આ દાસી જ છે, તો હવે આપે દયા કરી મારી એક આશા અવશ્ય સફળ કરવી જોઇએ. પુણ્ય ફળને આપનારા, પરનાં પાતકનો નાશ કરનારા, સ્વભાવથી જ નિર્મળ એવા સજ્જન પુરુષો તીર્થની માફક પોતાના સમાગમનું ઉત્તમ ફળ આપે છે. મોટાનો પ્રસંગ સફળતા બતાવવામાં હંમેશાં આગળ પડતો હોય છે; તો મહારાજ, મારી એક માગણી છે તે આપ પૂર્ણ કરો. મારા પ્રાણ કરતાં પણ વધારે વહાલો એક તરુણ પ્રેમી આશક–પ્રીતમ છે. તે પોતાના કમનસીબને લીધે વિદર્ભપુરમાં ચોર ઠરીને પકડાયો છે, અને તે દેશમાં બંદીખાને પડ્યો છે, તેને છોડાવવા માટે આપ મહારાજાની મેં આ સઘળી સેવા કરી હતી; તો હે કૃપાનાથ, આપે પરાક્રમ, કુળ અને શૌર્યના પ્રમાણમાં મારું કામ કરી આપી, મારી સેવાનો બદલો વાળવો જોઇએ."

રાજા વિક્રમસિંહ, વેશ્યાનાં આવાં મધુર, પણ વિલક્ષણ વચનો સાંભળી, ઠગાયલાની માફક અત્યંત

આશ્ચર્ય પામ્યો ને ચિત્તભ્રમિત થયો. કેટલીક વાર સુધી તો ટગર ટગર વિલાસવતીના સામું જ જોઈ રહ્યો. પછી ઘણીવાર સુધી પૃથ્વી તરફ નજર કરી પોતાના મંત્રીનાં વચનો યાદ કરવા લાગ્યો. છેવટે તેણે તે વેશ્યા—વિલાસવતીને સમજાવીને કહ્યું કે, "હું રાજાને મૂકી તું એક નિર્માલ્યપર પ્રેમ ધરે છે ? જરા વિચાર તો કર." આમ ઘણી સમજાવી તોપણ તેણે પોતાનું વચન ફેરવ્યું નહીં. નિરુપાયે રાજા વિક્રમસિંહે પોતાનું વચન સિદ્ધ કરવા વિદર્ભ દેશના રાજાને પોતાને તાબે કર્યો. પછી તે રાજા પાસથી વેશ્યાનો યાર—જે કે ચોરરૂપે પકડાઈ ગયો હતો, તેને કેદ-ખાનામાંથી છોડાવ્યો, ને વિલાસવતી વેશ્યાને સ્વાધીન કીધો.

માટે હે ચંદ્રગુપ્ત ! વેશ્યાઓ એક ઉપર જ પ્રેમ રાખે છે એવું માનનાર અંતે ખતા ખાય છે. તે સત્ય જ ભાષણ કરે છે એમ સમજવું નહીં. તેનું મન જૂદા જૂદા પુરુષો ઉપર ફરતું રહે છે. તે સાધારણ ધનથી ભોગવી શકાતી નથી, કારણ કે તે અતિ કપટી હોય છે. સર્વાંશે અસત્યની જ પ્રતિમા-રૂપ વેશ્યાને યથાર્થ રીતે કોઈ પણ જાણી શકતું નથી. તેના યાર પાંચ જાતના છે; તેમાં એક યારનું તે

માત્ર તે વર્ણન જ કરી બતાવે છે, બીજા યારનું તે સર્વ ધન લૂટી લે છે, ત્રીજા પાસે માત્ર ચાકરી જ કરાવ્યા કરે છે, ચોથાને પોતાની રક્ષા કરવા માટે રાખે છે અને પાંચમાની સદા મશ્કરી કરે છે. વેશ્યાના ફંદમાં જે પડ્યો તે ત્રિકાળે પણ મુક્ત થતો નથી. તે પોતે ખુવાર થાય છે, સુખને ખોઈ દે છે, ને સગાં કુટુંબીજનમાં ફિટકારને પામે છે. વેશ્યામાં પ્રેમનો-પ્રીતિનો વાસો જ નથી, તે પ્રીતિ કદી પણ કરતી નથી-તેનો પ્રેમ સ્વાર્થ ને દ્રવ્યમાં છે; સ્વાર્થ સર્યો કે દ્રવ્યહીન યાર થયો, એટલે જેમ સર્પ કાંચળીનો ત્યાગ કરે છે તેમ એ ત્યજી દે છે.

આવી રીતે ચોથી કળા પૂરી કરી મૂલદેવ મહારાજે શિષ્યમંડળી વિસર્જન કરી.

---

# સર્ગ ૫ મો

## મોહ વર્ણન-કાયસ્થ લોકોની કપટકળા

સર્વ કાર્યથી ફરાગત થઈ, ધૂર્તશિરોમણિ-મૂલદેવ મહારાજ, પોતાના આસનપર વિરાજ્યા ત્યારે, સર્વ શિષ્યે પ્રેમપૂર્વક પ્રણામ કીધા. સર્વના પ્રણામ લઈ,

પોતાના શિષ્યો તરફ નજર કરી સૌને જોયા, ને ચંદ્રગુપ્તને આસન નજીક જોયો, એટલે તેના સામે નિર્મળ નજર કરીને કહ્યું, અલ્યા ભાઈ ચંદ્રગુપ્ત! ગયા ચાર દિવસમાં મેં મારી તરફથી ચાર પ્રકારની કળાઓ કહી. હવે આ પાંચમી રાજનીતિના સંબંધવાળી કળાનો ઉપદેશ લક્ષ દઈને તું સાંભળ:—

મોહ કે જે સર્વને લૂટી લેનારો છે તે પ્રથમ તો મનુષ્યની બુદ્ધિને મોહિત કરે છે. આ મોહ કાયસ્થોના* મુખમાં અને કાયસ્થોએ કરેલાં લખાણોમાં ઘણોજ ગુપ્ત રીતે રસળતો રહ્યો છે, તે એટલે સુધી કે કાયસ્થો અત્યંત મોહ કળાથી લોકોને લૂટે છે. ધન ધાન્ય વગેરે જે કંઈ પેદાશ દેશમાં થઈ હોય ને તે કદી જો કાયસ્થની નજરે પડે તો, રાહુ જેમ પૂનેમના પૂર્ણ ચંદ્રને ગળી જાય છે, તેમ તે પણ તે સર્વ ઉપજને ગળી જાય છે. મહાત્મા ને જ્ઞાની યોગીઓ સંસારમાં વપરાતી કળાઓને જાણે છે, પરંતુ કોઈ પણ ઋષિ મુનિ અતિ

* પ્રાચીન સમયમાં કાયસ્થો રાજ્યકારભારમાં બહુ આગળ પડતા હતા. તેમની તેવી ચાલાકી તે પછીના કાર્યભારી વર્ગમાં દિન પ્રતિદિન ઓછી થતી આવી છે એમ કહેવામાં કંઈ પણ બાધ નથી.

એમ કરતાં છતાં પણ કાયસ્થની કપટકળાઓને જાણવા સમર્થ થયેલ નથી. કાળે કરીને કાયસ્થો જ આખી દુનિયાને ખાઈ ગયા છે ને ખાઈ જાય છે—એટલે તેને લૂટી લે છે, પણ કાળ કોઇને લૂટતો નથી. કાયસ્થો કપટકળાને રહેવાનું એક મંદિર છે. તેઓ મનુષ્યને ભયંકર દુઃખ આપે છે. કાયસ્થો કપટનો કોઠાર છે, પ્રપંચનું પૂતળું છે, મોહનો મહાસાગર છે, દગલબાજીનો ડુંગર છે, પાપનો પુંજ છે, કાળનો કાળ છે, કાળ રાત્રિના અંધારા જેવા છે, મોટા મોટા દંડના મારથી લોકોનો નાશ કરી નાખે છે, વારંવાર લોકોની ગણત્રી કરે છે અને *ભોજપત્રરૂપી ધ્વજાને ધારણ કરી જગતમાં ભટકે છે. બેશક કાયસ્થોને જ ખરેખર કાળ પુરુષ† જાણવા જોઇએ.

---

* પ્રાચીન કાળમાં આપણા આર્ય લોકો વિશેષે કરી ભોજ પત્રપર લખાણ કરતા હતા. આ બાબત પ્રાચીન લેખ ઉપરથી સ્પષ્ટ જણાય છે. તે રીતિને અનુસરી હમણાં પણ મંત્ર તરીકે લખવું હોય તે ભોજપત્રપર લખે છે.

† યમના દૂત ધ્વજા રાખે છે, હાથમાં પણ દંડ રાખે છે, વર્ણે કાળા હોય છે, લોકોનો નાશ કરે છે—તેમ કાયસ્થ પણ ભોજ પત્રરૂપ ધ્વજા રાખે છે. લોકો ઉપર સખત 'દંડ'—કર મૂકે છે અને સર્વેને દુઃખી કરે છે. પોતાના ચરિત્રવડે શ્યામ રંગના કાળાં કામ કરનારા જણાય છે.

કાયસ્થો યમરાજાના પાડાના શીંગડા જેવા અતિ કુટિલ સ્વભાવના છે– અર્થાત્ અત્યંત કુટિલ છે. કાયસ્થોના કંઠમાં યમ રાજાની ફાંસી પણ આવી શકતી નથી; માટે તેઓનો વિશ્વાસ કરવો નહીં. રાજ્યલક્ષ્મી પણ કાયસ્થ લોકોથી લુટાતી હોય તેમ ખેદાતુર બની, તેઓની કલમના અગ્ર ભાગમાંથી ગળતી શાહીનાં બિંદુરૂપી આંજણવાળાં અશ્રુબિંદુ પાડીને રડે છે. વળી માયાના કુટિલ કેશ જેવા સ્વભાવથી જ વાંકા, ઘણા ક્રૂર કાયસ્થો ખોટા આંકડાઓ મૂકી વિષમ ચરિત્રો કરી જગતમાં કયા મનુષ્યને લૂટતા નથી? સર્વને લૂટે છે. તેઓ કપટ પ્રપંચો કરી લોકોએ સંગ્રહ કરી રાખેલા પૈસા પડાવી લે છે. આખા વિષયને* લૂટે છે અને પરવશ થયેલી ઇંદ્રિયોની માફક માણસોનો નાશ કરે છે. કાયસ્થો પોતાની ધ્વજારૂપ ભોજપત્રમાં જે બીજા સાથે ભરાઈ રહેલા સર્પોની મંડળી જેવા જણાય છે તથા તે પરિણામે અતિશય દુઃખી કરે છે. તેઓની બુદ્ધિ ઘણી જ ચતુર ને ઉહાપોહવાળી છે. તેઓ કામ પણ

---

* એક અર્થ દેશ; ને બીજો અર્થ:–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ.

અત્યંત ગુપ્ત કરે છે, માટે તેઓને ચિત્રગુપ્ત* કહીએ તો ચાલી શકે. તેઓ શહિત† શબ્દમાંથી એક રેફ ઉરાડી દઈ શહિત કરી આપે છે, એવા તે કપટકળા-પ્રવીણ છે. જગતમાં જો કે ઘણી કળા જાહેરમાં આવી છે, પરંતુ હજુ કાયસ્થોની ગૂઢ કપટકળાઓ જાહેરમાં આવી નથી—તેઓની ગુપ્ત કળા તો ફક્ત કાળ કે કળિ જાણે છે. હવે તમને કાયસ્થોની કપટ કળાઓ કહું છું:—

---

* હાલના કાયસ્થો પોતે કહે છે કે અમે ચિત્રગુપ્ત, માતૃ-ગુપ્ત ને વાલ્મીકિ વંશના છીએ. ચિત્રગુપ્ત એ યમરાજાના કાર્યભારી છે.

† દશમા શૈકામાં હાલની લિપિ કરતાં કંઈ ફેરફારવાળી લિપિ ચાલતી હતી. અને તે વખતે શ્ર આવો જ વપરાતો હતો પણ શ્ર સ એવા બે સસા વપરાતા નહોતા. તેમ ર આવો ર વપરાતો હતો. જો શ્રમાંથી એક રેફ કાઢી નાંખ-વામાં આવે તો શ્રનો શ (ર) થાય. આમ રેફ ઉડાવવાની મતલબ એ કે એક દસ્તાવેજમાં લખ્યું હોય કે, “તમારી માગેલી જણસ એક હજાર રૂપિયા શહિત નક્કી આપું”—પણ રેફ કાઢવાથી એવો દસ્તાવેજ થશે કે, “તમારી માગેલી જણસ એક હજાર રૂપિયા શહિત (રહિત) નક્કી આપું.”

## કાયસ્થોની ૧૬ કપટકળા

૧ વાંકા અક્ષર લખવા.*
૨ સર્વે આંકડા અંદર છાના રાખવા.†
૩ હરકોઈ બાબતમાં એકદમ દાખલ થવું.
૪ લોકોને પોતાના પક્ષમાં લેવા.
૫ ખરચનો વધારો બતાવવો.
૬ લેવા લાયક વસ્તુના

* વાંકી લીટીએ આડા અવળા અક્ષરે લખવું કે જેથી એક લીટીમાં બીજી લીટી ગુંચવાઈ જાય, ને ક્યાંનું ક્યાં ઘુસી જાય. ને વખતે ઉપલી લીટી નિચલીમાં ઘુસતાં કે નિચલી ઉપલીમાં ભેળાતાં અર્થનો અનર્થ થઈ જાય. જેમકે શાહ **લખમીચંદ**ગણેશચંદલી.સોભાગચંદગેલુમલ**મારવાડી.** મેં તમોને રૂ. **૫૦૦૦)** પાંચ હજાર આપવાનો નક્કી ઠરાવ **મુદતસર**ગમેતેરીતે પણ નહી કીધો છે. આપું તો તમને મારે બમણા રૂપીઆ એક વરસની વધુ મુદતમાં આપવા સહી.

જેટલા મોટા અક્ષર છે તે પહેલી લીટીને બદલે બીજી લીટીમાં ભેળાઈ જવાથી તદ્દન જૂદું જ થઈ પડે છે. આ રીતે કાયસ્થો લખવામાં કપટ રમે છે.

† બીજી કળા—વેપારીઓ પોતાના હિસાબમાં ગુપ્ત આંકડા રાખે છે તેમ. જેમકે કેટલાક વેપારી વેચવાના માલપર ૨૭ નો સાંકેતિક આંકડો મૂકે, પણ તેની મૂળ મતલબ ૪ા (સવાચાર) હોય. આમ કરવાનું કારણ એ જ કે હિસાબ કિતાબ જેણે લખ્યો હોય તે જ સમજી શકે, બીજો તો અંદર ગુંચવાયા જ કરે.

ભાગ કરી આપવા.*
૭ ધન દેવું.
૮ ધન લેવું.
૯ બાકી બચેલી વસ્તુના ભાગ પાડવા.
૧૦ ભેળા કરેલા પદાર્થોને ઓળવી દેવા.†
૧૧ ઉપજને છાની રાખવી.‡
૧૨ કોઈ લઈ ગયું એમ બતાવવું.§
૧૩ નાશ થયું એમ બતાવવું.
૧૪ વેચાતું લઈ ભરણપોષણ કરવું.||
૧૫ જૂદી જૂદી યોજનાઓ

* છઠ્ઠી કળા–દાખલો, રાજાને ત્યાંથી હજાર રૂપીઆ ઉપાડવા છે, તો પહેલેથી જણાવે છે કે ફલાણાભાઇને આમ આપવું જોઇએ ને ઢીકણા ભાઇને ઇનામ દેવું જોઇએ. રમકડા ભાઇએ ઘણું કામ દીધું છે. ને ચમકડા ભાઈ ઘણા લાયક છે આમ વાત કરે તેમાં પોતાનું તો નક્કી જ કરતો જાય. સઘળું પોતાનું જ ઘર ભરે–કેમકે પોતાનાં જ સગાં હોય–બીજાને કંઈ આપે નહિ. આમ વેહેંચતાં પણ વધ્યું તો વળી ફાળાના ફાળા પડાવે.

† ૧૦–સોંપેલું હોય તે ઉડાવી દેવું–ગત રમીને પચાવી પડવું.

‡ પોતાની ને રાજની કે શેઠની જેથી શેઠ કે રાજા સદા ગભરાતો રહે ને વારંવાર પૂછતો આવે.

§ ૧૨–સોંપેલું હોય તે ઉડાવવાને કહે કે મૂક્યું હતું તો ચોકસ, પણ કોણ જાણે ક્યાં ગયું તે જણાતું જ નથી. ઉંદરો તાણી ગયા. નહિ તો અમુક માણસ જતો આવતો હતો તે પર વહેમ જાય છે એમ કહી પોતે પચાવવું.

|| ૧૪–ઘરમાં તો બધું આચર્યું જ લાવે. પણ વખતે

| | |
|---|---|
| કરી આવકમાં ઘટાડો બતાવવો.* | કારણ કે ભોજપત્ર બળી ગયા પછી ધન લેનારો કોઈ પણ રીતે તે ભોજ-પત્ર મેળવી શકે નહીં. |
| ૧૬ સર્વ ભોજપત્ર બાળી આવકનો નાશ બતાવવો | |

આ સોળ કપટકળા કલંકવાળા ક્ષયશીલ નવાં નવાં રૂપ ધારણ કરી ઉદય પામનારા દોષાકર† કાયસ્થની જાણવી. બૃહસ્પતિની માફક સકળ કપટને જાણનારા કપટી કાયસ્થ લોકો નકારરૂપ સિદ્ધ મંત્રથી એક ક્ષણમાં આજીવિકા તોડી નાંખે છે.

---

રાજા કોપે તો બતાવવા કામ લાગે કે હું કોઇનું મુફત લેતો નથી, તેથી બહાર વેપારીને ત્યાં ખાતાં રાખે અને બતાવે કે અમારે ત્યાં કયાં મુફતનું આવે છે. આવા આવા પૈસા આપવા પડે છે.

* જેમ હાલમાં બજેટો કરી સરકારી સત્તાવાળાઓ ખરચ ખુટણ બતાવે છે.

† દોષાકર એટલે દોષના ભંડાર—અત્રે ચન્દ્રને ને કાયસ્થને સરખાવ્યા છે. કાયસ્થમાં પણ કલંક છે, ને ચન્દ્રમાં પણ કલંક છે. કાયસ્થ બીજાનો નાશ કરે છે, તેમ ચન્દ્ર પોતે ક્ષયરોગી છે. કાયસ્થ દિવસે દિવસે વૃદ્ધિ પામે છે, તેમ ચન્દ્ર પણ દિવસે દિવસે વૃદ્ધિ પામે છે. કાયસ્થ દોષનો ભંડાર છે ને ચન્દ્ર દોષા–રાત્રિને કરનાર છે. કાયસ્થની સોળ કળા છે ને ચન્દ્રની પણ સોળ કળા છે.

## કાયસ્થના કુટિલ કર્મની કહાણી દોરડી બળે પણ આમળો ન મૂકે

પૂર્વે એક જુગારી જુગટામાં પોતાનાં ધાન્ય, ઢોર, વસ્ત્ર વગેરે સર્વ ઘરની સંપત્તિ હારી ગયો ને ઘણી જ દરિદ્રિ અવસ્થામાં આવી ગયો. દરિદ્રીનો તો કોઈ દોસ્ત પણ નહિ ને સગો પણ નહિ, તેથી તેનાં કુટુંબી-ઓએ તેને ઘરમાંથી બહાર કાઢી મૂકયો. જ્યારે પોતાનાં કુટુંબીઓ તરફથી પોતાનું અપમાન થયું,ત્યારે તે જુગારી ભૂમંડળ ઉપર નિરાધાર ભટકવા લાગ્યો. એક વખતે તે ફરતો ફરતો ઉજ્જયિની નગરી તરફ જઈ ચડ્યો. જ્યારે ઉજ્જયિનીનું પાદર આવ્યું ત્યારે તેણે રસ્તાનો શ્રમ ઉતારવા માટે જળમાં સ્નાન કરી ધોયેલાં વસ્ત્ર પહેર્યાં અને શહેરમાં જઈ આમતેમ ફરવા લાગ્યો. એવામાં એક એકાંત ભૂમિમાં શંકરનું મોટું દેવાલય તેની નજરે પડ્યું. આ દેવાલયમાં શંક-રની મૂર્તિ* હતી. એ કાળે એ જુગારીને કંઈ કામ ધંધો ન હતો માટે તે આ દેવાલયમાં ફળ, પુષ્પ તથા નૈવેદ્યોવડે રોજ શંકરની સેવા કરતો હતો. દેવાલયની આસપાસના ભાગમાં વાસીદું વાળતો, જૂદા જૂદા

---

* કેટલેક સ્થળે શંકરની પ્રતિમા આકારવાળી પૂજાય છે તેવી પ્રતિમા, પણ લિંગ નહિ.

રંગનાં મંડળો પૂરતો અને છાણ માટીથી ચોમેર લીંપતો હતો. આવી રીતે જુગારી પોતાનાં પાતક મટાડવા માટે ઘણા દિવસપર્યંત દિનરાત્રિ જાગી સ્તોત્ર, જપ, તપ, ગીત, દીપ, તથા ધ્યાન ધારણા વગેરેથી શંકરની ભક્તિ કરવા લાગ્યો; તે "અગડબંબ અગડ-બંબ નાચે સદાશિવ ઓંકારા" એ વગેરે અનેક ગીતો ગાઈ પ્રતિદિન શિવને રીઝવતો હતો. એ પ્રમાણે સેવા કરતાં ઘણા દિવસો વિત્યા પછી ભોળા શંભુ તેણે ભક્તિપૂર્વક કીધેલી સેવા તરફ નજર કરીને બોલ્યા, "વત્સ, તારે જે માગવું હોય તે ખુશીથી માગી લે." એવા છેલ્લા શબ્દો શંકરના મુખમાંથી બહાર પડ્યા તો નથી એટલામાં તો શંકરના કંઠ માંહેલી રુંઢમાળામાં એક કાયસ્થનું કપાળ હતું, તેણે શંકરના મોઢાને ઝટપટ દબાવીને સંજ્ઞા કરી એટલે શંકર તે જુગારીના કમનસીબને લીધે તુરત બોલતા બંધ પડ્યા, અને આગળ બોલવાનું હતું તે હોડમાંથી મુખમાં લઈને ગળી ગયા. પછી જ્યારે તે જુગારી સ્નાન માટે કૂવા ઉપર ગયો તે સમયે શંકરે આસ-પાસ જોયું કે અહીં બીજો કોઈ પણ નથી, ને એકાંત છે ત્યારે ગંગાના તરંગ જેવાં દાંતનાં કિરણોને આગળ ફેલાવતા બોલ્યા:—"અયે રુંઢમાળામાંના કપાળ! આ

જુગારી ઘણા દિવસ થયા અહીં રહી મારી સેવા કરે છે, તેનો નિષ્કપટ ભક્તિભાવ જોઈ હું તેને વર આપવાને તૈયાર થયો તો તે વખતે તેં મારા કંઠને દબાવી મને મુખેથી વર આપતાં અટકાવ્યો તેનું શું કારણ તે કહે." તે સાંભળી શંકરના ત્રીજા નેત્રના અગ્નિની જ્વાળાના બાળી નાખે એવા તાપ છતાં, મુકુટમાં રહેલા ચંદ્રમાંથી ઝરતું અમૃત પી સજીવન રહેલું રુંઢમાળામાંનું કપાળ, મંદમંદ હાસ્ય કરતું હળવે હળવે બોલ્યું:—

"મહારાજ! આપ સ્વભાવથી ઘણા ભોળા છો—ને તેથી લોકો તમને ભોળા શંભુ કહે છે, માટે મારી આપ પાસે વિનંતિ હતી; ને તેથી મેં આપને બોલતા અટકાવ્યા છે. જો કે પોતાને અધીન હોય તોપણ કયો માણસ પોતાના ઉપરીને સ્વતંત્ર તરિકે બોધ આપી શકે છે? આ જુગારી જો કે ઘણો જ દુઃખી છે, દરિદ્રતાને લીધે પોતાનો સઘળો કામધંધો છોડી બેઠો છે, અને આપણાં દેવાલયમાં ધૂપ, દીપ, પુષ્પ, નૈવેદ્ય વગેરેથી આપની પૂજા પાત્રી કરે છે; પરંતુ તેને આપ જાણો છો? ઓળખો છો? પિછાણો છો? મહારાજ! તેવા દરિદ્રી માણસો પોતાપરનું સંકટ જેમ બને તેમ દૂર કરવા માટે પોતામાં કેવા

પ્રકારનાં લક્ષણોયુક્ત હોય છે, તે જાણવા સારુ આપને દરિદ્રીની બાર પ્રકારની કળા કહું છું તે સાંભળો:—

## દરિદ્રીની ૧૨ કળા

"(૧) જે માણસ દુઃખી હોય છે તે તપસ્વી થાય છે, (૨) જે દરિદ્રી હોય છે તે સઘળાને માન આપે છે, (૩) જે પોતાના અધિકાર ઉપરથી ભ્રષ્ટ થઈ રદ થયો હોય, અથવા તો જે નિર્ધન થઈ ગયો હોય તેવો માણસ સર્વને પ્રણામ કરે છે, (૪) મીઠું બોલે છે, (૫) દેવ અને બ્રાહ્મણનું પૂજન કરે છે, ને (૬) ગુરુને નમસ્કાર કરે છે. (૭) પોતાનો કોઈ સાધારણ મિત્ર હોય તોપણ તેને જોતાં વેંત જ ઓળખાણ કાઢી લાંબો થઇને નમસ્કાર કરી ભેટે છે. અગ્નિની બળતી ઝાળમાં પડેલા લોઢાના લાઠાની માફક સંતાપથી તપેલા અંતઃકરણવાળા (૮) દુર્બળ લોકોને આપણે જેમ વાળીએ તેમ તેઓ વળી શકે છે-તેઓ (૯) સૌ સાથે નમ્ર સ્વભાવના અને મૃદુ રહે છે, (૧૦) હંમેશાં સદાચાર પાળે છે, (૧૧) કાર્ય માટે બહુ લાલસા—ઉલટ બતાવે છે, ને (૧૨) ગદ્ધા વૈતરું પણ કરે છે."

"આ વાર્તા એક તરફ મૂકી, જો આપણે વૈભવના

મદમાં છકી ગયેલા લોકો તરફ નજર કરીશું તો તો કંઈ કહેવાનું બાકી જ નહિ રહે. કારણ કે તેઓ તો કોઇની તરફ દષ્ટિપ્રસાદ—પ્રેમ નજર પણ કરતા નથી, તો પૂજન અર્ચનની વાત જ શી? દયા દાન આપ જન્મે શીખેલા નથી, નમ્રતા સાથે જન્મવૈર છે, ને ઇશ્વરને ઓળખવા એ તો ત્રણ બ્રહ્માંડને ઓળખવાની વાત છે."

"મહારાજ, આ માણસને પણ શ્રીમંતની પંક્તિમાં બેસવા માટે વૈભવની આશા છે. તે આશાપાશનું અવલંબન કરી આપની સેવા કરે છે. જ્યારે તેને આપ વૈભવ આપશો ત્યારે તે એક ક્ષણ પણ આપની પાસે રહેશે નહિ. જેને પોતાના સ્વાર્થની જ ચિંતા હોય છે તેવા સેવકો હંમેશાં માત્ર પોતાનો સ્વાર્થ સાધવા તત્પર રહે છે. પણ જ્યારે તેને ધન મળે છે—તેનો સ્વાર્થ સરે છે, ત્યારે તે ફળદાયક થતા નથી. ઉપરીએ કરેલો ઉપકાર તે ઉપકાર છે એમ જાણી—વિચારી તેની સેવા કરતા નથી; કારણ કે આ જગતમાં પોતાના કાર્યમાં સફળ ઉતરેલો કોઈ પણ માણસ ઇતરની સ્પૃહા કરતો નથી, પણ પોતે સ્વતંત્ર થઈ રહે છે; કારણ કે પરાધીનતા અતિ વિષમ છે. આપ જ્યારે આ જુગારીને ધન આપી લક્ષ્મીવંત કરશો

ત્યારે તે પણ પોતાને ઘેર ચાલ્યો જશે. જ્યારે તે પોતાને ઘેર જશે ત્યારે આ એકાંત વનમાં—નિર્જન સ્થળમાં—તમારા દેવમંદિરમાં બીજો કોઈ ફળ, જળ, પુષ્પ આદિ ભોગ સામગ્રી અર્પણ કરશે નહીં. માટે આ જુગારીને આપ આ પવિત્ર સ્થાનમાં રાખો. તમે આ માણસને જે વર આપો છો, તે કેવળ તમારી પૂજા બંધ પાડવા માટે જ ભવિષ્યની વાત થઈ પડશે. પોતાના પગપર જાણી જોઈને જે કુવાડો મારે તે મૂર્ખ ગણાય છે."

શંકર, રુદ્રમાળાના પેલા કપાળનું આવું વક્ર ભાષણ સાંભળી, આશ્ચર્યથી હાસ્ય કરી પૂછવા લાગ્યા—"મને ખરેખરું કહી બતાવ કે" તું કોણ છે? તે સાંભળી સદ્‌ભાવશાળી કાયસ્થનું કપાળ જરા વિચાર કરીને બોલ્યું કે, "હું મગધ દેશનો રહેવાશી છું અને મારો જન્મ કાયસ્થકુળમાં થયેલો હતો. હું મારા કુળ કર્મથી વિરુદ્ધાચાર પાળવા લાગ્યો, એટલે ઢોંગનો ધર્મ તજી દીધો. નીતિથી વર્તવા લાગ્યો ને અનીતિનો અનાદર કર્યો. મને જપમાં, તપમાં, વ્રતમાં બહુ નિષ્ઠા હતી. સકળશાસ્ત્રના અર્થો હું જાણતો હતો. છેવટના વખતમાં મેં મારા દેહને ગંગામાં ત્યાગ કરી દીધો ને પછી આપની સેવામાં દાખલ

થયો. હમણાં આપ પાસે ઘણા આનંદમાં રહું છું.” તે સાંભળી શંકર બોલ્યા કે, “તું ખરેખર કાયસ્થ કુળમાં જન્મ્યો છે–તું ખરો કાયસ્થ બચ્યો છે; કારણ કે હાલ કપાળ માત્ર જ તું શેષ રહ્યો છે, તોપણુ તેં તારી ને તારા કુળની કુટિલતા ને કપટકળા હજુ છોડી નથી, એ જ મને આશ્ચર્ય ઉપજાવે છે.” આમ બોલી શિવજીએ હાસ્યની શ્વેત કિરણમાળાવડે પેલા જુગારીની આશાલતાને સફળ કરવા માટે, તે આવ્યો એટલે કાયસ્થના કપાળની સમક્ષમાં તેને સર્વ સુખ વૈભવ આપ્યો; અને પોતાની કપાળોની માળામાંથી તે કાયસ્થના કપાળને કાઢી ફેંકી દીધું; કારણ કે તે કાયસ્થ કપાળ ઇર્ષ્યાથી ભરપૂર ને પરઉદય જોવા અસમર્થ હતું, તેમ વળી કપટકળામાં પ્રવીણ હતું.

હે શિષ્યો, તમો સર્વેએ જાણવું કે કાયસ્થ લોકો કેવળ હાડકાંરૂપે રહેલા હોય–તેમનાં માત્ર હાડકાં જ રહેલાં હોય તોપણ તે, મનુષ્યોનો ક્ષય કરનારી યમની દાઢ માફક મલિન અને મનુષ્યોનો નાશ કરનારી કુટિલ કપટકળાને છોડતા નથી. અર્થાત્ મરી ગયા પછી કાયસ્થ પોતાની લુચ્ચાઈ મૂકતો નથી. મરતાં મરતાં પણ તે બીજાને હેરાન કરે છે. તે પક્કો પક્કો

પણ કુટિલતા છોડતો નથી. એપર તને એક બીજી વાત કહું છું તે સાંભળ:–

### "મુવા કાયસ્થે જીવતા બ્રાહ્મણને ખાધો"

પૂર્વે ઘણા વરસોપર ઉજ્જયિની નગરીમાં દેવદત્ત નામનો એક નાગર બ્રાહ્મણ રહેતો હતો, તે રાજકાજમાં ઘણો કુશળ હતો, ને દરબારની ઘણી કપટકળા શીખ્યો હતો. તેનો કૃષ્ણવર્મા નામનો એક મિત્ર હતો, જે જાતે કાયસ્થ હતો. આ કાયસ્થે પોતાની સઘળી કળા દેવદત્તને ભણાવી પાવરધો કીધો. એક પ્રસંગે રાજાએ કૃષ્ણવર્માને કાશ્મીરના રાજા પાસે કંઇક સંદેશો લઇને મોકલ્યો. કૃષ્ણવર્મા પોતાની સાથે પોતાના મિત્ર દેવદત્તને પણ લેતો ગયો. કાશ્મીર એ મોહિનીથી ભરેલો કામરુ દેશ છે, ને ત્યાં અનેક પ્રકારની લાલચો વસે છે. રાજકાજ કીધા પછી આ બંનો મિત્ર ત્યાં રહ્યા; અને રાજદ્વારી કપટકળામાં કુશળ હોવાથી થોડા સમયમાં પુષ્કળ દ્રવ્ય કૃષ્ણવર્માએ સંપાદન કીધું તેમ જ થોડુંક દ્રવ્ય દેવદત્ત પણ મેળવી શક્યો. છએક માસ ગયા તેટલામાં કૃષ્ણવર્માને જ્વર લાગુ પડ્યો, ને તે મરવાની અણીપર આવી પહોંચ્યો. દેવદત્ત બાપડો તેની સર્વ પ્રકારે સારવાર કરતો હતો; ને

કોઈપણ રીતે કૃષ્ણવર્માની ચાકરી કરવામાં કસર રાખતો નહિ. ઘણીક રીતે કૃષ્ણાવર્મા રોગથી પીડાયો ને મોતને માટે ઘણાં તરફડિયાં માર્યાં, પણ તેનો જીવ કેમે કર્યો જાય નહિ. દેવદત્તે કહ્યું કે, "ભાઈ, તારું સઘળું દ્રવ્ય તારા કુટુંબને નિઃસંશય હું પહોંચતું કરીશ, ને તું તે વાતની કંઇપણ દરકાર રાખીશ નહિ. તારા પુત્ર, પુત્રી ને ધણીઆણી તે સર્વનું પૂર્ણ રીતે પાલણપોષણ કરીશ." પણ કૃષ્ણવર્માએ કંઇપણ જવાબ દીધો નહિ. તેના મનમાં એમ જ થયા કરતું હતું કે આ મારું આટલું બધું દ્રવ્ય કોણ જાણે કેવી અવસ્થાને પહોંચશે. તે પુત્ર ને સ્ત્રીને મળશે કે નહિ તેમાં જીવ ભરાયો હતો. પણ દેવદત્તે ધીરજ આપ્યાથી તે કંઇક શાંત થયો, છતાં જીવ જાય નહિ. છેલ્લે તેણે દેવદત્તને કહ્યું કે, "જો ભાઈ, તું મારી એક ઇચ્છા પૂર્ણ કરે તો મારો જીવ ગતે જાય. આ મારો જીવ જતો નથી, પણ મારા મુવા પછી મારી ગુદામાં તું એક ખીલી ઠોકવાનું વચન આપે તો મારું મરણ હમણાં જ થશે." મિત્રની અંતકાળ વેળાની ઇચ્છા જોઈ, તે પ્રમાણે કરવાનું દેવદત્તે વચન આપ્યા પછી તે કાયસ્થે પોતાનો પ્રાણ છોડ્યો. દેવદત્તે મિત્રની ઇચ્છા પ્રમાણે તેનો

જીવ ગયા પછી તેની ગુદાના મળદ્વારના ભાગમાં એક ખીલી ઠોકી બેસાડી.

તે કાયસ્થના મરણુ પછી તેને અગ્નિદાહ કરવાની સર્વે તૈયારી દેવદત્તે કીધી, ઠાઠડીમાં નાંખીને તે કાયસ્થનું શબ સ્મશાનમાં લઈ જવામાં આવ્યું. ધારા પ્રમાણે તે શબને સ્નાન કરાવવા માંડ્યું એટલે તેના મળદ્વારના ભાગમાં એક ખીલી બેસાડેલી જણાઈ, ને તેથી ખાંધીઆઓને વહેમ પડ્યો કે આ મરણુ નથી થયું, પણ દેવદત્તે દ્રવ્યની લાલચે ખૂન કીધું છે તે ખાંધીઆઓએ આ વાત રાજ દરબારમાં જણાવી. રાજાએ આ બાબતની તપાસ કરવા માંડી ને દેવદત્તને કેદમાં નાખ્યો. દેવદત્તે પોતાના બચાવમાં સત્ય હકીકત કહી, પણ તે કોઈ પણ પ્રકારે માન્ય નહિ રહી-કેમકે આવા પ્રકારનું કૃત્ય કરવાને કોઈ કહે નહિ; એમ માની દેવદત્તે દ્રવ્યની લાલચે ખૂન કીધું છે એવું ઠરાવી રાજાએ તેને શૂળીએ ચઢાવ્યો.

આ રીતે મુવા કાયસ્થે જીવતા નાગરને ખાધો છે. તેઓ ઘણા જ દગલબાજ અને કપટથી લોકોને છેતરનારા છે.

નિરંતર અપવિત્રતાથી કળાઓને ઉલટા દૂષણ દેનારા, પાપી ને નરકની પેઠે દુઃખ આપનારા કાયસ્થ

લોકોની મગરૂરીથી કયો માણસ સુખ પામે છે? જે માણસ મયદાનવ વગેરે માયાવીની કપટકળાઓને જાણી કાયસ્થોની કપટકળાને પિછાણે છે, તે બુદ્ધિમાન્ માણસ રત્નથી ભરેલી આખી પૃથ્વી પોતાને તાબે કરે છે એમ સમજવું.

વત્સ ચંદ્રગુપ્ત, ઉપર જે મેં તને કાયસ્થની કુટિલતાની વાર્તા કહી તેમાં જુગારીનો પ્રસંગ ઘણો જાણવા જોગ છે. જુગારીઓ આતાળપાતાળની વાતો કરી મનુષ્યનાં મન લલચાવે છે, તેઓ પણ કેટલીક ખાસ કળા રાખે છે તે આ પ્રમાણે છેઃ—ને એ કળા જાણવાથી કોઈ પણ દિવસે તેવા જુગારીઓથી મનુષ્ય છેતરાતો નથી.

## જુગારીની ૧૬ કળા

૧ દ્રવ્ય કમાવું એ વિસાતની વાત નથી એમ કહી સામા મનુષ્યને લલચાવવો. ૨ જુગટું રમતાં પ્રથમ હારવું ને સામા ધણીને લોભી કરવો. ૩ ચાર જાતની રમત શીખવીઃ—પાસા, પાનાં, પૈસાની ઉછાળણી ને લંકાદુવા, તીડકા વગેરે રમવા. ૪ કૃત્રિમ પાસા બનાવવા, ને તે છુપા રાખી બદલવા. ૫ હાથેળીમાં ખાડો પાડી કોડીઓ રાખવી. ૬ બિલાડી, ઉંદર, નોળિયો વગેરે જનાવરોને પાળી

ફેળવવાં, ને તેમને પાસા બદલવાની કળા* શિખવવી. ૭ રાજાને દ્યૂત રમતાં શિખવવાની કળા. ૮ દીવો હોલવવાની કળા.† ગભરાવવાની કળા. ૯ (પકડાય ત્યારે) ધૂળ નાંખવાની, હવાઈ ફોડવાની, નાસવાની, કૂદવાની, ને સમજાવવાની કળા. ૧૦ પુષ્કળ કમાય ત્યારે લુચ્ચા જુગારીથી બચવાની કળા. ૧૧ પકડાય નહિ તેવું જૂઠું બોલવાની કળા. ૧૨ હાર્યાં પછી નહિ આપવાની કળા.‡ ૧૩ ઠેઠના ઠેઠ સૂધી

---

* ગણિકાને ત્યાં રાજપુત્ર રમવા જાય છે ત્યારે આ કાળનું કામ પડે છે. ગણિકા પાસે આ કળા હોય છે.

† ભદ્ર નામના જીવડા થાય છે તે જુગારીઓ ને ચોરો પોતા પાસે રાખે છે. જ્યારે જુગારીઓનો દાવ બંધ બેસતો ન આવે ત્યારે ખીસામાંથી આ જીવડો કાઢે છે. ને તરત છૂટો મૂકે છે. એ જીવડામાં એવી ટેવ હોય છે કે જેવો તે છૂટો થયો કે તરત દીવાપર જઇને બેસે છે, ને દીવાને ઓલવી નાખે છે. તેટલામાં જુગારી પોતાનો દાવ સાધી લે છે.

‡ મૃચ્છકટિક નાટકમાં આ કળા છે. સભિક માથુર ને સંવાહક ત્રણ રમ્યાં, તેમાં ત્રીજો હાર્યો તેણે એકને જઇને કહ્યું કે તું અડધું છોડી દે તેણે હા પાડી એટલે બીજાને કહ્યું કે તું અડધું છોડી દે. તેણે પણ હા પાડી. બંનેએ અડધું છોડવાની હા પાડી ને કહ્યું કે બે અડધા છોડ્યા એટલે હવે કંઈ ન રહ્યું—જાઓ રામરામ!

હારે તોપણ રમવાની કળા. (હાર્યો જુગારી બમણું રમે.) ૧૪ પાસા નાંખવાની કળા (કે જેથી ધાર્યો જ દાવ પડે.)—મુઠ્ઠી ભરવાની કળા. ૧૫ લઢી ઉઠવાની કળા. (ત્રાહિત રમવા આવે ને પોતાનો જીતપર કે હારપર દાવ હોય તે વેળાએ સિદ્ધ સાધક થવાની કળા). ૧૬ ઉદાર દિલ રાખવાની કળા. (કેમકે ઘણાં નાણાંની જા આવ થાય છે) આ શિવાય તેની બીજી ઘણી પેટાકળાઓ છે તે આઃ— હર્ષ કે શોક અંગમાં રહેતો નથી. (જય પરાજય પ્રારબ્ધાધિન છે માટે); ક્રોધ વ્યાપવો ને સમાવવો (હેતુ પાર ન પડે તેથી ક્રોધ વ્યાપે, પણ કાર્ય સિદ્ધિ માટે ક્રોધ સમાવે છે); બુદ્ધિ ખિલવવી (ચોપટ વગેરે રમ્યાથી ડાહાપણ આવે છે); એકલીનતા (પાનાં ચોપટ રમતાં સર્વે ઈંદ્રિઓ એકતાર થાય છે;) સાહસ કર્મમાં પ્રીતિ (લાખોની હોડ મૂકતાં, ઘરબાર હારતાં, ને છેલ્લે સ્ત્રીને પણ હોડમાં મૂકતાં વિચાર નથી થતો*;) હૃષ્ટપુષ્ટ અંગે બને છે (ઉદારતાથી.) લોકો ડરે છે (જુગારીઓ ક્રૂર હોય છે તેથી તે સાથે સંબંધ થવાથી કોઈ અપમાન તો નહિ કરે) પુરુષ-

---

* ધર્મરાય યુધિષ્ઠિરે દ્રોપદી જેવીને પણ હોડમાં મૂકી હતી.

પણાનું અભિમાન; પરઅંતઃકરણ જાણવાનું ડાહાપણ; વિલક્ષણ ઔદાર્યતા (ઝટ કમાય અને પટ દેતો કે કોઇને જોઇએ તે આપી દે;) વિચક્ષણતા, વસ્તુ મેળવવી, રક્ષણ કરવું, ઉપભોગ કરવો; ભોગવેલી વસ્તુનું સ્મરણ પણ સંતાપ નહિ; કોપાયમાનને સમજાવવાની કળા; વાણીમાં ચતુરાઈ કે જેથી મિત્રો ને સગામાં શ્રેષ્ઠ થવાય.

## સર્ગ ૬ ઠ્ઠો

### મદન વર્ણન

રાત્રિ પડતાં સર્વે શિષ્ય મંડળી ભેગી થઈ. દેશદેશાંતરથી ઘણાક લઘુધૂર્ત ને ગુરુધૂર્તો, જાત જાતના પ્રશ્નો પૂછવા આવ્યા હતા, તેઓ સર્વે ધૂર્તશિરોમણી મૂલદેવના આવવાની વાટ જોતા હતા, કેટલીક વારે વગર આડંબરે મૂલદેવ આવીને આસનપર વિરાજ્યો ને ઘણાકોને ખુલાસા કરી વિદાય કીધા. પણ કેટલાક તેના જૂના શિષ્યો હતા તેઓ બેસી રહ્યા એટલે મૂલદેવે ચંદ્રગુપ્તને નજીક બોલાવી પોતાનો ઉપદેશ આપવા માંડ્યો.

તે બોલ્યો, ચંદ્રગુપ્ત, તું જાણે છે કે મદ* નામનો એક મોટો શત્રુ સઘળા માણસોના અંતઃકરણમાં પોતાનો વાસ કરી રહ્યો છે? આ શરીરમાં મદનો પ્રવેશ થવાથી હરકોઈ માણસ કંઈ પણ સાંભળી શકતો નથી, તેમ જ સારાસાર વસ્તુને જોઈ પણ શકતો નથી, કિંતુ મૂર્ખની માફક વિચારશૂન્ય બની જાય છે. પૂર્વે સત્યયુગના સમયમાં જે દમ (ઇન્દ્રિયનિગ્રહ) નામનો એક જ્ઞાનજન્યગુણ આત્મજ્ઞાનીઓમાં રહેતો હતો, તેણે આજ કળિકાળમાં મદ (ઉન્મત્તપણા)નું રૂપ ધારણ કર્યું છે. આવી રીતે અવળી આકૃતિનો વિરૂપ બની તે હમણાં સર્વ મનુષ્યમાં વિપરીતપણાથી વર્તે છે. જેમ સાક્ષર † વિરૂપ બનવાથી રાક્ષસ થાય છે ને પછી ઘોર સંહાર કરે છે. તેમ જ દમ વિરૂપ થવાથી મદ નામ ધરી મનુષ્યમાં મોટો સંહાર કરે છે. મૌન રહેવું, બોલ્યા કરવું, ઉંચું જોવું, નેત્ર વિલક્ષણ રાખવાં, શરીરમાં ચંદન આદિ સુગંધિ પદાર્થો ચોપડવા, રંગીન નવાં વસ્ત્રો પહેરવાં, આ મદનું મુખ્ય રૂપ છે. હવે

* જે મદ જણાવ્યા છે તે તે પોતાના સ્વરૂપમાં માણુસને મોહિત કરી આંધળા કરી મૂકે છે. એમ સમજવું.

† વિદ્વાન.

મદના જૂદા જૂદા ભેદ છે તે બતાવું છું. શૌર્યમદ,* રૂપમદ, શૃંગારમદ, અને કુળોન્નતિમદ† આટલાં મોટાં મદનાં વૃક્ષો છે. મનુષ્ય પ્રાણી આ વૃક્ષ સાથે હંમેશાં અત્યંત સંબંધ રાખે છે. આ સર્વ વૃક્ષોનું મૂળ વૈભવમદ‡ છે. વૈભવમદ શૂળીમાં પરોવેલાની માફક અથવા વાયુના દરદથી પીડિત—સ્થિર થયેલાની માફક અથવા ભૂતની માફક હંમેશાં ટટાર રહે છે—જરા પણ નમતો નથી. તે તાવમાં ઉત્પન્ન થયેલા સન્નિપાતના જેવો અત્યંત ભ્રમ કરાવનારો છે. શૌર્યમદ હાથને વારંવાર બતાવે છે, નેત્રની પળક પણ મારતો નથી, ખભા ઠોકે છે, લાકડી અફાળે છે, ને જાણે છે કે ત્રિભુવનમાં તેના જેવો કોઈ બાણાવળી નથી—કોઈ લડો કે લડનારો આપો એમ બાણાસુરની પેરે હમેશાં છીંડાં શોધ્યા કરે છે. રૂપમદ વારંવાર દર્પણ—આરસામાં જોવરાવનારો છે. ટાપટીપ ને ચાપાચીપ કરવી, વાળ સુંદર રાખવા, મૂછને સમારવી, લુગડાંલત્તાં ઠીકઠાક રાખવાં એ તેના સહાયકો છે. કામમદ સ્ત્રી ઉપર વારંવાર નજર કરાવે છે ને છાતિ કાઢી બોલાવે છે

* શૂરપણાનું અતિ અભિમાન.

† કુળ ઉંચું હોવાનું અભિમાન.

‡ ધન ધાન્ય વગેરેનું જોર.

કે ભલા ધન્નેતરને હઠાવું, ને ગમે તેવી આવે તેને હંફાવું. અને જે વિલાસમદ છે તે તો જન્મથી જ આંધળો છે તેનો સંગ કરનારા દિવસે પણ દેખતા નથી. ધનમદ અવર્ણ્ય—અનુપમ—અનંત સુખ આપે છે. કારણ કે ધનમદવાળા એકાંતમાં, આળસુની આખો દિવસ નિંદા કર્યા કરે છે. મૂર્ખતારૂપમદ અતિ વિચિત્ર છે. તેને કોઈ પણ વસ્તુનો આધાર નથી એટલે તે નિરાધાર કહેવાય છે. પરંતુ તેની ખૂબી ઓર જ છે. તે મદ પોતાની સાથે સંબંધ રાખનારા મનુષ્યને આડકતરી બાબતમાં ઉતારી પાડે છે—વિચારશૂન્ય કરી મૂકે છે, અને 'નિષ્ફળતા' એ નામના અનેક તોફાનમાં ફસાવે છે—કે જેમાં જરા પણ શ્રેયની આશા જ ન હોય. તપસ્વીમદ* હંમેશાં પૃથ્વી તરફ જોવા દેતો નથી, પણ આકાશ તરફ જ નજર કરાવે છે. ભક્તિમદ† આશ્ચર્ય પમાડી દેહનું ભાન ભૂલાવી દે છે; કારણ કે તે સહજ ચપળ છે. શ્રુતમદ‡ અતિશય સખ્ત છે; તે કોપ કરાવી નેત્રને લાલ રખાવે છે, અને બીજાની

* હું તપસ્વી છું એવા મદથી માણસ ઉંચું જ જોઈ રહે છે તે.

† હું ભક્તિવાળો છું તે.

‡ હું પંડિત છું વા મેં શાસ્ત્ર વાંચ્યાં છે તે.

વાણી જરા પણ સાંભળવા દેતો નથી, પણ પોતે જ લવલવાટ કર્યા કરે છે. તે શ્રુતમદ વાત, પિત્ત અને કફ આ ત્રણ પદાર્થોને ક્ષોભ પમાડનારો છે. વળી મનુષ્યમાં એક સત્તામદ છે. મનુષ્યમાં અધિકારમદ જ્યારે આવીને વાસ કરે છે ત્યારે તે મદના પ્રતાપથી મત્ત થયેલો અધિકારી પોતાની ભ્રુકુટી ચડાવી ને ચડાવી જ રાખે છે. બોલાવવા વખતે સખ્ત વચનોથી બીજાને ઠપકો આપે છે, કેટલાએકને તેમના ઓદ્ધાપરથી ઉતારી પાડે છે; અને સઘળાની લાંચ લઇ પોતે ખાઇખદેલો થાય છે. તે પોતાના હાથમાં એક ગુપ્ત ચાબકો રાખે છે, જે વડે સૌને હાંકે છે. કોઇને વળી તે ઝાપટે પણ છે, ને સૌને બતાવે છે કે મારા જેવો આ ભૂમંડળમાં કોઈ નથી. તે પોતાથી શ્રેષ્ઠને જોઈ શકતો નથી—ને તેવાના ગુણની પ્રશંસા થાય તો મોં મચકોડે છે, વાતને ઉડાવે છે, ને વાતમાંથી ઉઠી ભંગાણુ પાડે છે. માટે સત્તામદને તો ક્રૂર રાક્ષસ જાણવો. કુળમદ જે માણસમાં નિવાસ કરે છે તે માણસ જ્ઞાની, લાંબો વિચાર કરનાર, ને અભિમાની થાય છે; અને પોતાના પૂર્વજોનાં પ્રતાપશાળી ચરિત્રોનાં ગપ્પાં મારી પોતાની ખરી કર્તવ્યતામાં ચૂકી જાય છે. જેમાં શૌચમદ વાસો કરે છે તે માણસ

કોઇને પણ અડકતો નથી પણ પોતે દૂર રહ્યા કરે છે; અને બીજા સઘળા પદાર્થોને અપવિત્ર ગણે છે. માટે તે અદ્ધર (આકાશમાં પણ ક્યાંઈ અપવિત્ર પદાર્થ તો નહિ હોય એવી શંકાથી તેનાથી પણ અળગો) ચાલે છે. જાણે સઘળું અંગ સંકોચીને ઠેકડા મારતો ચાલતો ન હોય તેવો જણાય છે.

ઉપર ગણાવેલાં તે સઘળાં મદવૃક્ષોનો એક દિવસે અંત આવે છે, કારણ કે તેનાં મૂળોનો નાશ થયો એટલે તેનો પોતાની મેળે જ નાશ થાય છે.* પરંતુ વરમદ† ઘણો જ કુટિલ છે ને ભોગી છે, તે નિરંતર પોતાનો પ્રકાશ જ કર્યા કરે છે. **પાનમદ‡** અતિ નીચ કર્મ કરાવનારો, નિંદાનું એક પાત્ર અને મોહ ઉપજાવનારો છે. આ **પાનમદનું** આવરદા તો ક્ષણ એક જ છે, એટલે તે ઝાઝી વાર ટકી શકતો નથી; પણ જ્યારે તે પોતાના સ્વરૂપમાં આવી પ્રકાશે છે ત્યારે હજારો વર્ષથી મેળવેલા સુસ્વભાવ–સદ્વર્તન વગેરેને ક્ષણમાં પાયમાલ કરી નાંખે છે.

---

* આત્મજ્ઞાન ઉત્પન્ન થાય એટલે મદ નાશ પામે અથવા મદ ઉલટાઈ શમ દમવાળો થાય એટલે પણ નાશ પામે.

† હું મોટો રૂપાળો, શ્રેષ્ઠ વગેરે થવું તે.

‡ ઉમદા મદ્ય–દારૂ પીવાથી થયેલો મદ.

મદ્યમદ–હલકી તાડી વગેરે પીવાથી થયેલો મદ સર્વત્ર સમાન દૃષ્ટિ કરાવે છે–પોતામાં અને પરમાં ભેદ દૃષ્ટિ કરાવતો નથી—વિદ્યાવાન્, બ્રાહ્મણ, ગાય, હાથી, કુતરો અને ચંડાળ આ સર્વ ઉપર સમાન ભાવ કરાવે છે. સોનું માટી કે પથ્થર એ સઘળાં તેની નજરે એક જ જણાય છે. પરંતુ તે સત્યાસત્યવિચારશૂન્ય –ખરું ખોટું જાણવા અસમર્થ હોવાથી નરકમાં પણ પડે છે. આ મદિરામદ ગાંડાની માફક રોવરાવે છે, હસાવે છે, ગવરાવે છે, વિલાપ કરાવે છે, ઘણી મૂર્છાઓ ખવરાવે છે અને જૂદા જૂદા ચાળાઓ કરાવે છે. માટે મદિરામત્ત પુરુષને સંસારરૂપ એક અરિસાના પ્રતિબિંબ જેવો જાણવો. કારણ કે જે જે ચરિત્રો સંસારમાં જોવામાં આવે છે, તે તે ચરિત્રો મદમત્ત પુરુષના શરીરમાં પણ જોવામાં આવે છે. મદિરા પીવાથી મત્ત થયેલા પુરુષો, સ્વપતિને ચુંબન આપવાને પ્રેમ બતાવતી પોતાની પ્રિયાને પણ લાલચોળ નેત્રવડે જુવે છે, પરંતુ પોતાના મનમાં જરાપણ અરરાટી કરતા નથી. માટે તેમને શું સંન્યાસી–યોગી જાણવા? ના. તેઓને તો અતિશય ભ્રષ્ટ જાણવા. કારણ કે તેઓ વસ્ત્ર પણ કાઢી નાખી હાથના ખોબામાં મૂતરી, જેમાં ચંદ્રમાનું પ્રતિબિંબ પડે છે એવા તે

મૂત્રને પણ પી જઈ માને છે કે મેં ચંદ્રનું પાન કીધું!! માટે તેની ભ્રષ્ટતાની કંઈ સીમા જ નથી.

આ નીચે પ્રમાણે મદ ને તેની કળા પ્રકટ જણાય છે.

## ૩૨ મદલક્ષણ–કળા

૧ દમ* ટળી મદ થયો છે તે કળા.
૨ શૌર્ય મદ કળા.
૩ રૂપમદ કળા.
૪ શૃંગારમદ કળા.
૫ કુલોન્નતિમદ કળા.
૬ વૈભવમદ કળા.
૭ કામમદ કળા.
૮ ધનમદ કળા.
૯ મૂર્ખતારૂપમદ કળા.
૧૦ તપસ્વીમદ કળા.
૧૧ ભક્તિમદ કળા.
૧૨ શ્રુતમદ કળા.
૧૩ સત્તામદ કળા.
૧૪ કુળમદ કળા.
૧૫ શૌચમદ કળા.
૧૬ વરમદ કળા.
૧૭ સ્વગુણગાનમદ કળા.
૧૮ પાનમદ કળા.
૧૯ મદિરામદ કળા.
૨૦ મત્ત થઈ અધ્ધર ચાલવાની કળા.
૨૧ હાથમાં નિરંકુશિત દંડ રાખવાની કળા.
૨૨ બે નેત્ર છતાં ત્રીજું નેત્ર ધરવાની કળા.
૨૩ પગલાં ધણા જોરમાં ધરવાની કળા.

---

* દમ એટલે ઇંદ્રિયોનું દમન કરવું તે રૂપી જે ગુણ તેમાં અતિ ગર્વીપણું એ રૂપ મહત્ દુર્ગુણનો પ્રવેશ થવાથી દમની વિકૃતિ થઇને તે મદરૂપે થયો છે.

૨૪ કાન બહેરા રાખવાની કળા.
૨૫ ત્રણે નેત્ર છતાં અંધ રહેવાની કળા.
૨૬ નેત્ર રાતાં ચોળ રાખવાની કળા.
૨૭ મૌન ધરવાની કળા.
૨૮ મૂછપર સદા હાથ ધરવાની કળા.
૨૯ સ્થિર દૃષ્ટિ રાખવાની કળા.
૩૦ મૂર્ખ છતાં ડાહ્યો ગણાવાની કળા.
૩૧ પૃથ્વી ધમધમાવી સ્થંભની માફક ટટાર જ રહેવાની કળા.
૩૨ નિંદાપાત્ર થવાની કળા.

## મદ ઉત્પત્તિ—ચ્યવનમુનિ અને સુકન્યા

હવે મદની ઉત્પત્તિ બતાવું છું તે સાંભળ. પૂર્વે ચ્યવન નામના મુનિ વનમાં તપ કરતા હતા. તપ કરતાં કરતાં હજારો વર્ષ થઈ ગયાં તેથી તે ઋષિના મસ્તક ઉપર ધૂળનો મોટો રાફડો બંધાઈ ગયો હતો. એક વખતે ચ્યવન ઋષિના તપોવનમાં શર્યાતિ રાજા પોતાના કુટુંબ સહિત શિકાર કરવા માટે આવ્યો હતો. તેની સાથે તેની સુકન્યા નામની નાની કન્યા પણ આવી હતી. તે પોતાની સખી સાથે ઋષિના તપોવનમાં ફળ ફૂલને તોડવા આમ તેમ ફરવા લાગી. ફરતાં ફરતાં થોડે દૂરના ખેતરોમાં જઈ ચડી. ત્યાં એક રાફડો નજરે પડ્યો; કન્યાએ જોયું તો અંદર બેઠલા મુનિનાં બે નેત્ર ચળકાટ મારતાં બહાર

દેખાયાં. જેને તે કન્યાએ કોઈ પશુનાં નેત્ર જાણ્યાં. તુરત સુકન્યાએ બાવળની બે સૂળ્યો લઈ તે ચળકાટ કરતા ભાગમાં ઘોંચી. એટલે તરત તેમાંથી લોહીની ધારા પડવા માંડી! આ જોઈ કન્યાએ તે રાફડાને ફોળી નાખ્યો, તો તેમાંથી કેવળ હાડકાં જ બાકી રહ્યાં હતાં એવા ચ્યવન ઋષિ બહાર નિકળ્યા. બહાર નિકળતાં જ ઋષિ બોલ્યા કે "મારી આંખ્યો કોણે ફોડી નાખી? હમણાં હું તેને શાપ દઈ પાયમાલ કરી નાખું છું." એમ મનથી જ કોપે છે એટલામાં તો રાજાની સેનામાં સર્વ મનુષ્યનાં પેટ વધી ગયાં, અને ઝાડો પેસાબ બંધ થઈ ગયો. ત્યારે તે સચ્ચરિત્રશાળી રાજાએ વિચાર્યું કે, આ અચાનક કોપ શો? ધાર્યું કે કોઈ ઋષિ કોપ્યા છે, તેથી કહ્યું, "અરે કોઈ છેરે? સેવકો! જાઓ જુવો આપણા માણસે કોઈ મુનિ ઋષિને દુઃખ તો નથી દીધું?" આમ હુકમ કરી તપાસ કરાવતાં જણાયું કે પુત્રી સુકન્યાએ ઋષિના નેત્રમાં કાંટા ઘોંચ્યા છે તેના અપરાધથી આમ થયું છે. રાજા તરત ઋષિની સમીપ ગયો ને દંડવત્ કીધા.

સુકન્યા ઋષિને અંધ થયેલા જોઇને બોલી, "મહારાજ હું અપરાધી છું તો હવે આ દાસીને

કૃતાર્થ કરો, આ દાસી હવેથી તમારી જ છે; કહો શી આજ્ઞા છે ? તમારી હંમેશાંની કિંકરી હવે બીજાનું કિંકરીપણું નહિ સ્વીકારે !" એવામાં તો તેનો પિતા પણ ત્યાં આવી પહોંચ્યો, તેણે પણ તે વાર્તા સ્વીકારી અને પોતાની પુત્રી ઋષિવેરે પરણાવી દીધી.*

પછી ઋષિ પોતાની વૃદ્ધાવસ્થા તરફ નજર કરી વિચાર કરવા લાગ્યા કે, મારે અશ્વિનીકુમારની સેવા કરીને ફરી તરુણાવસ્થા મેળવવી જોઇએ. તે વગર આ નવયૌવનાને રંજન કરી શકીશ નહિ. આવો વિચાર કરી અશ્વિનીકુમારના કહેવા પ્રમાણે તેમણે પોતાની તરુણાવસ્થા સંપાદન કરી; અને તેઓના કરેલા ઉપકારના બદલામાં બન્ને અશ્વિનીકુમારોને યજ્ઞમાં સોમરસ પીવાનો અધિકાર આપ્યો. એ વાર્ત્તા સાંભળી ઇંદ્રને અત્યંત કોપ ચઢયો; અને તે બોલ્યો, "મુનિરાજ, તમને કંઈ પણ ખબર નથી. વૈદ્ય અશ્વિનીકુમાર દેવતાની પંક્તિમાં બેસવા લાયક જ નથી. કારણ કે તેમને દેવપંક્તિમાંથી બહાર કરવામાં આવ્યા છે. માટે આ કાર્ય તમે અઘટિત કર્યું છે, તો વિચાર કરી એ સોમપાનનો હક રદ કરો."

---

* આ કથાપ્રસંગમાં થોડો ફેર છે. એ માટે શર્યાતિની કથા જોવી.

આવી રીતે ઇંદ્રે કહ્યું તો પણ ચ્યવન મુનિ એકના બે થયા નહિ. તેમણે પોતાની ઇચ્છા પ્રમાણે અશ્વિનીકુમારોને સોમરસનું પાન કરાવ્યું. કહ્યું ન સાંભળવાથી અને અપમાન થવાથી ઇંદ્રને અત્યંત ક્રોપ ચઢયો અને તેણે પોતાના હાથમાં વજ્ર લઈ મુનિ ચ્યવન ઉપર ઉગામ્યું. તત્ક્ષણે મુનિએ ઇંદ્રના અતિ ગર્વિષ્ઠ બાહુને તેવો ને તેવો સ્થંભાવી રાખ્યો અને ઇંદ્રનો નાશ કરવા માટે એક કાળિકા—કૃત્યારૂપ મહા અસુર ઉત્પન્ન કર્યો. આ કાળિકાનું શરીર હજાર યોજન ઉંચું હતું; ને ચાર વજ્ર જેવી દાઢ હતી, તેથી તે મહાકાળ જેવી લાગતી હતી. આ કૃત્યા ઇંદ્રના શરીરમાં પેસી ગઈ, તેથી ઇંદ્રને મહા ભય લાગ્યો. પીડિત ઇંદ્ર ક્ષમા યાચવા ચ્યવન મુનિ પાસે આવ્યો ને પ્રણામ કરી બોલ્યો, "મહારાજ, મારો અપરાધ ક્ષમા કરો. ભલે અશ્વિનીકુમારને સોમરસનું પાન કરાવો." તે સાંભળી કરુણાસિંધુ ચ્યવને ભયભીત થયેલા ઇંદ્રને શાંત પાડ્યો ને તેના શરીરમાં જે ભયંકર કૃત્યારૂપ અસુર ઘર કરી પડ્યો હતો તેને તેમાંથી બહાર કાઢ્યો, અને તેને મદ એવું નામ આપી તેને રહેવા માટે ચાર મુખ્ય સ્થાન તુરતને માટે આપ્યાં:—

## મદ વાસનો

(૧) જુગટું, (૨) સ્ત્રી, (૩) મદિરાપાન, અને (૪) મૃગયા. એ સિવાય તેણે બીજે ઘણે સ્થળે પ્રવેશ કર્યો. તે આ પ્રમાણે–પછી તેને (૫) સ્તંભની* માફક સ્થિર રહેનારા ગુણાભિમાની પુરુષોના હૃદયમાં વસવા કર્યું; તેમ જ ધનમદમાં છકી જવાથી કોઈ સાથે (૬) ભાષણ ન કરનારા પુરુષોના મૌનપણામાં, (૭) વૈભવવાળા લોકોની એક સ્થિર નજરમાં, (૮) પૈસાદાર પુરુષોની ભમર ઉપર, (૯) દૂત અને પંડિતની જીભ ઉપર, (૧૦) રૂપાળા પુરુષના દાંત, વસ્ત્ર અને કેશ ઉપર, (૧૧) વૈદ્યના ઓષ્ઠ ઉપર, (૧૨) ગુણી અધિકારી અને જોશીના ગળામાં, (૧૩) સુભટોની કાંધ ઉપર, (૧૪) વાણીઆઓના મનમાં, (૧૫) કારીગરોના હાથમાં, (૧૬) વિદ્યાર્થીઓના ગળામાં, (૧૭) ગ્રંથોના પત્રોમાં, (૧૮) આંગળીઓના મરોડમાં, (૧૯) તરુણીઓના સ્તન ઉપર, (૨૦) શ્રાદ્ધમાં, લાયક એવા બ્રાહ્મણોના ઉદરમાં, (૨૧) કાસદીઆની જાંઘમાં, (૨૨) હાથીના ગંડસ્થલમાં, (૨૩) મોરનાં

---

* જ્યાં જ્યાં મોટાઈ હોય છે ત્યાં ત્યાં મદ જાણવો. મુંગાં રહેવું, સ્થિર નજર કરવી, ટટાર રહેવું, આ સઘળા મદ જ જાણવા. કારણ કે તે વગર તેમ થાય જ નહિ.

પિંછામાં, અને (૨૪) હંસોની ચાલમાં તેને વાસ કરવાની આજ્ઞા આપી, એથી તે કાળશક્તિએ જે જે સ્થળે પોતાનો વાસ કર્યો છે તે તે સ્થળમાં મદનું સ્વતઃ દર્શન થાય છે. આવી રીતે અનેક વિકારથી સર્વને મોહ કરનારો તે મહા દુઃખદાયક ગ્રહ જેવો છે ને હંમેશાં સર્વ પ્રાણીઓના શરીરમાં પ્રવેશ કરી તે તે પ્રાણીને કાષ્ઠ જેવા જડ-સ્થિર બનાવી મૂકે છે. માટે મદાભિમાન ધરવું નહિ ને મદાભિમાનીનો સંગ પણ તજવો.

# સર્ગ ૭ મો

## ગાયક વર્ણન

રૂપેરી વર્ણની ચન્ની ચાદર ચોમેર ચકચકીત ચળકારા કરી રહી હતી. આ વેળાએ મૂળદેવ અગાસીમાં બેઠો હતો. પોતાની કળા શિખવવાનો આ વખત તેને યોગ્ય લાગ્યો, ને તેથી પોતાના સર્વે શિષ્યોને સમીપ તેડીને પછી ચંદ્રગુપ્તને કહ્યું, "વત્સ, તને ગાયન આવડે છે કે? તેણે પ્રણામ કરી ડોકું ધુણાવ્યું કે "ના મહારાજ." મૂલદેવ બોલ્યો, "અલ્યા તું શ્રીમંત છતે ગાયન આવડતું નથી એ

શું? વારુ તને તેનો શોખ છે?" "નહિ મહારાજ, જરાએ નહિ." "ત્યારે તો તું નસીબદાર નિવડશે." તારે ગાયક–ગવૈયા બજવૈયાથી સદાએ સાવધ રહેવું. એ ગવૈયા પણ એક તરેહના લૂટારા જ છે એમ જાણવું."

માણસો જે જે કાર્યનો આરંભ કરે છે તે તે સઘળાં કામ ધનથી બની શકે છે. જો ધન ન હોય તો નિર્ધન મનુષ્યથી એક પણ કાર્ય પરિપૂર્ણ કરી શકાતું નથી. જગતમાં સર્વત્ર ધનને મોટામાં મોટી વસ્તુ માનેલી છે. આ અનેક કાર્યમાં સહાય કરનારા ધનને પણ ગાયન કરનારા ગવૈયાઓ લૂટી લે છે. ગવૈયાઓ મોટા મોટા ધનવાનને લૂટે છે, મધ્યમ સ્થિતિના મનુષ્યોને લૂટે છે, નીચ પુરુષને સેવી તેની પાસેથી ધન કઢાવે છે ને કૃપણને પણ છોડતા નથી. જેમ ભમરાઓ ભર્યા તળાવનાં શ્રેષ્ઠ કમળોનો ઉપભોગ લે છે, સાધારણ કમળોનો ઉપભોગ લે છે અને એક હલકા ઝાડ ઉપર પણ બેસે છે; તેમ ગવૈયા લોકો રાજસભામાં બિરાજમાન થાય છે, અને સમય આવે ઘડા ઉપાડે છે, વસ્ત્ર વગેરે પણ ઉપાડે છે, ગાડાંને પણ ખેંચે છે ને હા હા હી હી ને આ આ ઇ ઇ કરવામાં પણ તૈયાર હોય છે. ગવૈયાને ભુંજડ-

વાળ ઘણી હોય છે. તેઓ પોતાના વાળ છૂટા મૂકીને ડોલતા હાથીપેરે ચાલે છે, વ્યભિચાર કરે છે, મદ્ય પીએ છે, તેટલું છતાં તેઓમાં એક એવી કળા વસે છે કે સમય આવે રાજાને પણ તેઓ ફોલી ખાય છે, ચોર લૂટવા આવે છે તે તો અંધારી રાત્રિએ ગુપ્ત રીતે આવે છે; પરંતુ ગવૈયા લોકો તો ધોળે દિવસે હોકારા કરી, હજારો લોકોને જણાવીને पापा धध गग मम सा। धध नन सस गागा धाधा मामा पापा આવી રીતે સારીગમને ગોઠવી બોલતા ફરે છે. તેઓ હાથમાં મૃદંગ લઈ ઘણીવાર સુધી તો કંઇપણ બોલતા નથી, પણ સામા મનુષ્યને દઈ પીછાણ્યો કે પછી વાંકા વળીને, કૂદડી ફરીને, ચોમેર ચમકાવીને, અંગના અનેક મરોડો કરી મુખને આડું અવળું ફેરવી, અનેક પ્રકારના વિકાર જણાવી, ગાવા લાગે છે. વચમાં જય જયના પોકારો કરતો જાય છે. એક એક પદે हाआआ आ ईई એમ કરી ગીતનો ફરી ફરીને આરંભ કર્યો હોય તેમ બતાવી માનના શબ્દો સ્વીકારતો જાય છે; અને પોતાનાં ગાયનોને લંબાવે છે. આવા અનેક ઢોંગ કરી ગવૈયાઓ ધોળે દિવસે હોકારા કરી આપણા ધનને લૂટી જાય છે. ધોળા દિવસનો ધૂતારો ને ગવૈયો એ બંનો સમાન છે.

આવા ધૂર્ત ગવૈયાને કરોડો રૂપીઆ આપો તો પણ તેમાંથી કશું પણ ઉત્તમ ફળ પ્રાપ્ત થવાનું નથી. તેના કરતાં તો પાણીમાં લોટનો એક કણ નાંખ્યો હોય અને તે જો માછલાના ખાધામાં આવે તો તેમાં પણ થોડુંક પુણ્ય પ્રાપ્ત થાય છે. શ્રીમંત છતાં કૃપણ એવા લોકોનું ધન અંધારા ઓરડામાં રુંધાઇને પડ્યું છે, તે ધનના ભંડારમાં ગવૈયારૂપી ઉંદરડાઓ પોતાનાં મુખ ફાડીને બેઠા છે; માટે તેમાં જે પડે છે તે ચાલ્યું જાય છે—તે જરા પણ અટકતું નથી; અર્થાત્ ગવૈયાઓ કૃપણ ને ધનવાનના પૈસા સમાન રીતે લૂટે છે.

ગવૈયા લોકો ગાતી વખતે પોતાનું મુખ બીડીને જેમ દાંત ન દેખાય તેમ ગાય છે. તેથી ગાડરિયા પ્રવાહ પ્રમાણે સમજ્યા વગર ગાયનમાં પ્રેમ ધરાવનારા મૂર્ખાં ખુશી થાય છે, એટલે પછી તેઓ લૂટી લઈ, તેની મશ્કરી કરે છે. ગવૈયાઓ પાસે પ્રભાતમાં તો હાર બાજુબંધ બેરખા વગેરે જોવામાં આવે છે, પણ બપોર થયા કે જુગટું રમી જુગારીઓ તેમને બાવા જેવા નગ્ન શિથિલ બનાવી મૂકે છે. ગવૈયાઓ પોતાના ગીતરૂપ ફાંસામાં ગોઠવેલાં વચનરૂપ બાણથી, મૂર્ખ પશુરૂપ મનુષ્યના પ્રાણરૂપ

ધનને હરી લે છે, તેઓ ઘણાંક એવાં ગાયનો ગાય છે કે તેમાં અર્થ, રસ, અલંકાર કંઈ પણ હોતું નથી, માત્ર હા હા હી હી જ સમાયલા હોય છે. તેઓ પદ અને સ્વર વગરનાં ખોટાં ગાયનો ગાઈ એક ક્ષણમાં કરોડો રૂપીઆ શ્રીમંત પાસેથી લૂટી લે છે. અને વખતે કોઈ તેની દરકાર કરતું નથી, અથવા તેના મનપસંદ થતું નથી તો, 'તે રાંડનો શું આપવાનો હતો,' આમ કહેતો ઉદાસી બતાવી પોતાને ઘેર ચાલ્યો જાય છે; ને પછી લોકોમાં તેની ઘણી નિંદા કરે–તિરસ્કાર બતાવે છે;–"એ તો કંઈ સમજતો નથી! ગાયન તો જેના નસીબમાં હોય તે જ સમજે. અરે એ ભાઈ તો ઘુસા છે! ઘુસા! ગાયન તો મીનોહીઝહાનવાસી હુરીઓનો હુન્નર છે, ઇંદ્રની અપ્સરાઓની માયા છે; તે સમજવું કંઈ સોહેલ પડ્યું છે કે?" આમ ઘણું બડબડે છે. પણ આ ભલો માણસ સમસૂર ને તીનગ્રામની ગતાગમ્યમાં યત્કિંચિત્ પણ સમજતો નથી, એટલું છતાં મોટા ઉસ્તાદનું ડોળ ઘાલી નારદને પણ કંઈ આવડતું નહોતું એમ કહે છે. ગવૈયાઓ આમ બોલે છે તેનું કારણ એ છે કે હલકી અને ખળની સોબતમાં ઉછરેલી અપવિત્ર શોકાતુર લક્ષ્મીને એવો શાપ

છે કે તેનો ઉપભોગ હંમેશાં ગવૈયા લોકો જ કરશે, વળી આપણે જોઇશું તો વિશેષ મોજ મઝા માણનારા ગવૈયાઓ જ નજરે પડશે. તેઓ પોતાના પોશાકમાં, ખોરાક અને એશઆરામમાં રાજા કરતાં પણ બમણું ત્રમણું દ્રવ્ય વાવરે છે.

આ ગવૈયાઓ જેમ સૂર્ય મયૂખ* રાખે છે, તેમ દ્વાદશ કળા એવી તો આબાદ ધારણ કરીને ફરે છે કે તેઓની ગતાગમ્ય તો તેઓ જ જાણે કે પછી બીજો યમરાજ જાણે. તે પોતાને નારદ અને તુંબરુના શિષ્ય ગણાવે છે, પણ રખે તું ભુલાવો ખાતો, કે તે ઋષિ આવા દગાખોર હશે.

## ગવૈયાનાં દ્વાદશ મયૂખ

૧ ટેડી પાઘડી પહેરી સલામ કરી, ઉંધા પગ ઘાલી બેસવાની કળા.
૨ સાજ મેળવતાં વિલંબ લગાડવાની કળા.
૩ હાઆઆ હીઈઈમાં સમય ગાળવાની કળા.
૪ આત્મપ્રશંસા કળા.
૫ સારી ગમ પ્રશંસા કળા.
૬ વાંકોટેડો થવાની કળા.
૭ મોઢું ચકળવિકળ સિહાવિહા કરી ગાવાની કળા.
૮ દ્રવ્ય હરણ કળા.
૯ ધનિકને સેવવાની કળા.
૧૦ નિર્ધન દ્રવ્ય ન આપે તો નિંદવાની કળા.

---

* કિરણ કળા.

૧૧ દુર્વ્યસની થવાની કળા— સમયે રાજા ને સમયે ભીખારી બનવાની કળા.

૧૨ ટહારબંધ ઈશ્કી વસ્ત્ર ને શણગાર ધારણ કરવાની કળા.

## ગવૈયાની ઉત્પત્તિ

પૂર્વે દેવતાના રાજા ઇન્દ્રે ઘણા દિવસ પછી આવેલા **નારદ**મુનિને પૃથ્વીના રાજાઓનું વૃત્તાંત પૂછ્યું હતું ત્યારે **નારદ** તેને કહેવા લાગ્યા કે—"ઇન્દ્ર, મેં પૃથ્વીમાં સર્વ સ્થળે અટન કરતાં જોયું તો દાન, ધર્મ ને યજ્ઞ કરનારા ઘણા જયશાળી રાજાઓની લક્ષ્મી તમારા જેવી પ્રકાશિત જોવામાં આવી. પૃથ્વી ઉપરના રાજાઓ વૈભવમાં તમારી, વરુણની અને કુબેરની બરોબરી કરે તેવા છે. તે અપાર યજ્ઞ કરી તમારા શતમખ (સો યજ્ઞ કરનાર) એવા નામની મશ્કરી કરે છે." તે સાંભળી ઇન્દ્રે પૃથ્વીના રાજાઓની લક્ષ્મી લૂટવા માટે **માયાદાસ**, **દંભદાસ**, **વજ્રદાસ**, **ક્ષયદાસ**, **લૂટણદાસ**, **ખરહરદાસ**, **પ્રસિદ્ધદાસ**, અને **વાડવદાસ**.* વગેરે અતિ ભયંકર પિશાચોને મોકલ્યા. તેઓએ પોતાના મુખમાંથી ગવૈયાઓને પેદા કર્યા. આ ગવૈયાઓ દશે દિશામાં ફરી લક્ષ્મીવાનની લક્ષ્મી લૂટવા

---

* એ સર્વે માયા કરનારા, દંભી, ક્ષયરોગી, લૂટારા ને અગ્નિ સ્વરૂપે પૃથ્વીપર વસ્યા છે.

લાગ્યા. તેમાં મુખત્વે કરી રાજાની લક્ષ્મી લૂટવા લાગ્યા. રાજાઓ ગવૈયાની જાળમાં ફસાઈ પોતાની લક્ષ્મી તેને આપવા લાગ્યા; એટલે ટુંકા કાળમાં તેઓ નિર્ધન થઈ જવાથી તેઓમાં યજ્ઞ કરવાની શક્તિ નહિ, અને દાન ધર્મમાં પણ કમી કરવા લાગ્યા. આનું કારણ એ કે કર્ણપિશાચ ક્રૂર ગવૈયાઓ ગીતનું નામ દઈ રાજાના કાનદ્વારા તેના અંતઃકરણમાં પેસી તેના મનને મોહિત કરતા હતા. જ્યારે રાજા તેના ગાયનમાં ફસાતો હતો ત્યારે તે પોતાની સઘળી લક્ષ્મી તેને અધીન કરી ધર્મ, દાન, યજ્ઞ વગેરે કર્મનો ત્યાગ કરતો હતો. આવા ધર્મના પ્રતાપથી છેવટે તે રાજાઓનાં રાજ્ય ગયાં છે. એ માટે જે રાજાઓ ગવૈયારૂપ પિશાચને પોતાના દેશમાંથી દૂર કરે છે—તેનો સંગ કરતા નથી, તો તેઓના તાબામાં સમગ્ર સંપત્તિથી ભરપૂર સમુદ્રની કટિમેખલાવાળી સઘળી પૃથ્વી રહે છે. ગવૈયા લોકોના મંડળમાંથી જે ગીતનો શબ્દ થાય છે તે શબ્દ, શોકાકુલ લક્ષ્મીએ બેબાકળી બનીને પાડેલી ચીસો જાણવી.

ગવૈયાના મુખથી ગાન તાન સાંભળવું એ તો નિષેધ છે જ, તોપણ તેમાં વિશેષ વેશ્યાના મુખનું ગાન છે. વેશ્યાના મુખથી ગાયન સાંભળવું તે તો

સૌથી મોટું ધનહરણનું દ્વાર છે–તે સાથે વળી નરકનું પણ દ્વાર છે. ગવૈયા ને રાંડો ગાવાનું શરુ કરતાં સારંગીના શૂરોની મિલાવટ કરીને જે ગાય છે તેમાંથી જે શબ્દ નિકળે છે તે 'નર્ક નર્ક' છે–તેના પ્રતિઉત્તરમાં મૃદંગ પૂછે છે કે 'કોણ કોણ!' ત્યારે તેનો પ્રતિઉત્તર ગવૈયા આપે છે કે 'આ આ આ'–એટલે આ સભામાં બેઠેલા તે સર્વે જનો–નરકના અધિકારી છે. ગાયનમાં મોહક મંત્ર છે તેથી સર્વે ગોપીઓને પણ કૃષ્ણે ફસાવી દીધી હતી; એથી સર્પ ફસાય છે ને હરણ મરણ પામે છે. માટે લક્ષ્મીનું હરણ કરનારા નટ, નાચ કરનારા, કપટ કરનારા, બંદીજન, ચારણ અને વીટ વગેરે જે જે તીડની માફક લક્ષ્મી ઉપર હલ્લા કરનારા હલકા લોકો છે તેમના હાથમાં લક્ષ્મીને જવા દેવી નહિ; તેઓનાથી લક્ષ્મીનો બચાવ કરવો. પરંતુ વત્સ, આટલું યાદ રાખજે કે પ્રભુસ્મરણ વિનાનું કોઈ પણ ગાયન શ્રેયસ્કર નથી.

આ પ્રમાણે ઉપદેશ દઈ સાતમા દિવસની શિષ્યમંડળી વિસર્જન કરી દીધી.

# સર્ગ ૮ મો

## સોનીની કળા

રાત્રિના ચન્દ્રી ઝગારા કરી રહી હતી, ને મૂલદેવ મહારાજ સર્વ કાર્યથી પરવારીને પોતાના શિષ્યોની વચ્ચે બેઠા હતા ત્યારે ચંદ્રગુપ્તે કહ્યું, "ગુરુજી, હવે નવી કળા સુણાવશો?" હા બચ્ચા, તું ધ્યાન દઇને સાંભળ. હવે હું તને સોનીની કળા કહું છું. જ્યારે તારી સમીપ ઠમ ઠમ લટકા ને મટકા કરતી વીશનખી આવશે, ને કહેશે કે મારે તો આ ઘરેણું નહિ જોઇએ, ને તે ઘરેણું નહિ જોઇએ; પણ ઓલું જોઇએ ને પેલું જોઇએ ત્યારે આ કળા તને ઘણી કામની થઈ પડશે. સોની મહાજનને તું સારી રીતે પિછાણે છે? એ એક બડા બહાદુર ચોર લોકો છે. સોનીઓ સોનું હરણ કરવાની કળામાં યોગીની માફક ખૂબ ધ્યાન કરનારા હોય છે. જેમાં વધારે કીમતનો માલ હોય છે, તેવા સુવર્ણને પણ તે ક્ષણવારમાં થોડી કીમતનું બનાવી દે છે—જે સોનું સઘળા ધનમાં સારરૂપ, સંપત્તિમાં ઘરેણું અને વિપત્તિમાં રક્ષા કરનાર છે, તેને પણ આ સોનીઓ નજર ચુકાવી ચોરી લે છે.

સુવર્ણ*ને સ્પર્શ કરવાથી જ તેની કાંન્તિનો નાશ કરે છે અને દોષ પેદા કરે છે,—તેથી એ સોનીઓ અપવિત્ર નીચ જાત જેવા જાણવા જોઇએ—અર્થાત્ સુવર્ણ—બ્રાહ્મણ આદિને નીચ જાત—ચાંડાલાદિકનો સ્પર્શ થાય તો તેથી અપવિત્ર થાય છે. સુવર્ણ—સોનાને સોનીના હાથનો સ્પર્શ થતાં તે અપવિત્ર કહેતાં વગળવાળું થાય છે—સોની સોનાને હાથમાં લેતાં જ તેમાં અનેક પ્રકારના દોષ કાઢે છે. સોનીઓ અનેક પ્રકારે ચોરી કરવાની કળા ધારણ કરે છે તે સર્વેમાં ચોસઠ કળા શ્રેષ્ઠ છે, તે તને કહું છું તે લક્ષ દઈ સાંભળ ને પછી હરેક કાર્યપ્રસંગે ધ્યાન દઈ વર્તજે.

## કસોટીની ૨ કળા

સોનીની પાસે કસોટી બે પ્રકારની હોય છે—લેવા ટાણે જૂદી ને વેચવા ટાણે જૂદી. લેવાની કસોટીનો પથ્થર હંમેશાં ચીકણો અને નરમ હોય છે, કારણ તેપર સોનાનો કસ સારો આવતો નથી. અને તેજ સોનું વેચતી વખતે કસોટીનો પથ્થર કઠિન ને રુખો હોય તે વાપરે છે—કસોટીનો પથ્થર સાફ હોતો નથી; જેથી હલકા સોનાનો રંગ ઉત્તમ દેખાય છે ને તેથી

* સુવર્ણ એટલે સારા વર્ણવાળું સોનું; ને સુવર્ણ એટલે સારી જાતવાળા—બ્રાહ્મણ, ક્ષત્રિ વગેરે ઉત્તમ જાતિ.

એ ઘણો લાભ મેળવે છે. ખરબચડા પથ્થરપર સોનું થોડું ઘસવાથી તેજ આપે છે, ને નરમ પથ્થરપર ઘસવાથી જો સોનું સારું હોય તોજ ઉત્તમ કસ આપે છે.

સોનીની બીજી કળા તે તોળાની કળા છે; તે ૫ હોય છે.

## તોળા–કાટલાંની ૫ કળા

૧ ચીકણા તોળા.
૨ ભીના તોળા.
૩ માટીના બનાવેલા તોળા.
૪ રેતીના તોળા.
૫ ઉનાસવાળા તોળા.

ચીકણા તોળા લેવા દેવામાં સફાઈ દેખાય તે માટે ઘણા સારા હોય છે. એ ઘણું કરીને સોનું લેતી વખતે વાપરે છે. ભીના તોળા પણ લેવાને વાસ્તે જ ઠરાવેલા હોય છે. મટોડીના તોળા આપવાને જ માટે કામના હોય છે. રેતીના ને ઉનાસવાળા તોળા પણ આપવા માટે જ ઠરાવેલા હોય છે.

હવે તને મૂસ–સોનું ગાળવાની કુલડી સંબંધી સમજાવું છું. એની ૭ કળા હોય છે–તે આ પ્રમાણે છેઃ–

## સોનું ગાળવાની ૬ કળા

૧ દ્વિપુટા એટલે બે પડવાળી મૂસ, જે દાબડાના ઘાટની હોય છે.

૨ જેમાં ખુલ્લી રીતે સોનું ગાળે છે તેવી મૂસ જેને સ્ફોટવિપાકા કહે છે.

૩ સોનાના રસને પીનારી મૂસ, એનું નામ સુવર્ણ-રસપાઇની છે.

૪ જેમાં ત્રાંબાનો અંશ હોય તેવી મૂસ—એનું નામ સતામ્રકલા છે.

૫–૬ સીસાનો મેલ અને કાચનું ચૂર્ણ—ભૂકો તેનાથી બનેલી મૂસ—એનું નામ સીસમલકાચચૂર્ણ-અહણુપરા છે.

સોનીની ચોથી કળા તે ત્રાજવાની કળા છે—જે ૧૬ છે.

## ત્રાજવાની ૧૬ કળા

૧ વાંકાં પલ્લાંવાળો કાંટો.

૨ નાનાં મોટાં પલ્લાંવાળો અથવા ઉંચાં નીચાં પલ્લાંવાળો.

૩ જેની અંદર (પલ્લાંમાં) છેદ હોય તેવો.

૪ (તોળતી વખતે) પારો નાંખેલું પલ્લું.*

૫ નરમ પતરાના પલ્લાંનો કાંટો

૬ પક્ષકટા† કાંટો.

---

* જે પલ્લામાં કાટલાં હોય તેમાં સોની પારો યુક્તિથી નાંખે, ને કાટલાં કાઢતી વેળાએ પારો ગબડાવી દે, જેથી ઘણો લાભ પોતાને મળે.

† બાજુમાંથી કાપેલો કાંટો.

૭ ગાંઠવાળું દોરીમાં ગાંઠા ગાંઠા હોય તેવું ત્રાજવું.

૮ ત્રાજવાની દાંડી સમાન કરવા માટે જે ભારની કોથળી બાંધવામાં આવે છે તેવું ત્રાજવું.

૯ ઘણી દોરીવાળું ત્રાજવું.

૧૦ આગળથી નમેલું ત્રાજવું—(એક કોરથી નમતું ત્રાજવું.)

૧૧ વાયુથી ફરતો કાંટો.

૧૨ નાનકડો કાંટો.

૧૩ મોટો કાંટો.

૧૪ સખત પવનથી ઉડેલી રજકણો ભરાઈ રહે તેવો કાંટો.

૧૫ સજીવ કાંટો (એક તરફથી સદા જ નમતો કાંટો—ધડાવાળો કહેવાય છે તે.)

૧૬ નિર્જીવ કાંટો (એટલે બરાબર તોળાય તેવો કાંટો.)

સોનીઓની ફુંક મારવાની કળા ૭ છે તે બહુ જાણવા જોગ છે, તે તું જાણી લે.

## ફુંક મારવાની ૬ કળા

૧ મંદ ફુંક.

૨ જોસ્સાવાળી ફુંક.

૩ વચ્ચે વચ્ચે તુટતી ફુંક (ફુ—ફુ—ફુ).

૪ શબ્દ કરતી ફુંક ફુઉઉઉ ફુઉઉઉ ફુઉઉઉ.)

૫ એકતારી ફુંક, (સડસડાટ ફુંક માર્યા જવી તે.

૬ છાંટાવાળી ફુંક (મોંઢામાંથી પાણીના છાંટા ઉડે તેવી.)

એ ૭ જાતની ફુંક સોનીઓ પોતાના કાર્યમાં વાપરે છે અને તે દ્વારે પણ સુવર્ણને કુવર્ણ કરી મૂકે છે.

વળી એ સોનીઓ પોતાના અગ્નિઓ પણ ૭ પ્રકારની કળાવાળા રાખે છે. ને તે આ પ્રમાણે છે.

## અગ્નિવર્ણની ૬ કળા

૧ જ્વાળાવાળો અગ્નિ.
૨ ધૂમાડાવાળો અગ્નિ.
૩ ફૂટતો અગ્નિ (જેથી સોનું ગાળવા મૂકેલી મૂસો વાંકીચુકી થાય, અથવા માંહે કોયલો પડે.
૪ મંદાગ્નિ.
૫ તણખાવાળો અગ્નિ (અગ્નિના તણખા ઉડવાથી પાસે તપાસવા બેઠેલો માલીક ભયથી લૂગડાં ખંખેરતો દૂર નાસે છે ને સોનીભાઈ કામ કાઢી લે છે.)
૬ પહેલેથી ત્રાંબું નાંખેલું છે તેવો અગ્નિ. (આવો અગ્નિ હોય છે ત્યારે સોની મહાજન ચીમટો વારંવાર ઘોંચ ઘોંચ કરવાને નિમિત્તે મૂસમાં નાંખેલું સોનું કાઢી લે છે; ને માંહે તાંબાની કણી નાંખી દે છે; અથવા તાંબાવાળું છાણું મૂસપર ઢાંકે છે, જેથી તે છાણામાંથી બળતી મૂસમાં ત્રાંબાની કણી પડે છે.)

## સોનીઓની ૧૨ ચેષ્ટા કળાં

સોની લોકોની ૧૨ પ્રકારની ચેષ્ટા—ચાલાકી—કળા હોય છે. તે ઘણી જાણવા જોગ છે.

૧ પ્રશ્નકળા (કહો ભાઈ કેમ છો? કેમ ધંધા રોજગાર તો ઠીક ચાલે છેની? વગેરે સવાલો કરવા તે.)
૨ વિધવિધ પ્રકારની વાર્તા કળા.

૩ ખજવાળવાની કળા (એથી જોનારનું ધ્યાન બીજા તરફ ખેંચાય છે.)
૪ બીનું કપડું ખેંચવાની કળા (શરીરપર ઓઢેલું કપડું દૂર નાંખી બીજું વસ્ત્ર લે છે.)
૫ વખત જોવાની કળા ('કેમ કેટલા વાગ્યા,' એમ કરી નજર રાખવા બેઠેલા મનુષ્યની નિદ્રા ચુકાવવી.)
૬ સૂર્ય જોવો (અગાડીના કાળમાં ઘડીઆળ નહિ હોવાથી સૂર્ય કેટલો બાકી છે તે જોવા જવું અથવા મોકલવો.)
૭ અતિ હસવાની કળા.
૮ માંખી ઉડાડવાની કળા.
૯ કૌતક જોવાની કળા (રાજ-માર્ગમાં આવતા જતા વરઘોડા વગેરે જોવા ઉઠવું-કળા. (જેથી નજર રાખવા બેઠેલો માણસ લુગડાં સંકેલતો, તપાસતો, કે ઉંચાં લેતો ઉઠીને આજુબાજુએ જાય છે.)
૧૦ નિમિત્ત કે વગર નિમિત્તે બહાર જવું અથવા વારં-વાર મોકલવાની કળા. (તેને ઉઠાડવો.)
૧૧ પરસ્પર ટંટો કરાવવાની કળા; (જેને હિંદુસ્તાનીમાં સુનારી લડાઈ કહે છે.)
૧૨ કંઈ ના બને તો પાણીનું કુંડું ભાગવાની કળા.

આ પ્રત્યેક કળામાં જે યોગ્ય લાગે તે કળાનો ઉપયોગ સમય આવે કરવામાં આવે છે.

## શ્રેષ્ઠ કળા ૧૧

વળી એ સોનીઓની કળામાં ૧૧ કળા એવી મોટી છે કે તે જાણ્યા વગર કોઈ પણ મનુષ્ય

કોઈ પણ રીતે પૂર્ણતાને પહોંચતું નથી, ને આ ચોરોની કળા જાણવામાં આવતી નથી.

૧ ઘડેલા ઘાટને ઓપ દેવાને વાસ્તે ખાર લપેટીને અડાયાના અગ્નિમાં નાંખી તપાવવો તે કળા.

૨ સાધારણ લોઢાના પલ્લાંવાળા ત્રાજવાથી તોળી આપવું અને એક પલ્લાની નીચેના ભાગમાં લોહચુંબક રાખવામાં આવે તે કળા—જેથી પલ્લું ખાલી હોય પણ ભરેલા પલ્લાની માફક એકદમ નીચું નમે છે.*

૩ જે પોલા દાગીના લાખ ભરવાને માટે તૈયાર કીધા હોય તેમાં સોનાના રવા મૂકવામાં આવે છે—જે તોળતી વખતે વજનમાં બરાબર ઉતરે છે, ને લાખ ભરતી વખતે તે સુખેથી કાઢી લે છે.

૪ દાગીનાને ઓપ દેતી વખતે પણ, અથવા

---

* અસલના વારામાં સોનીઓ ત્રાજવાં લોઢાનાં રાખતા હતા. તે ત્રાજવાના એક પલ્લા નીચે લોહચુંબક રાખવામાં આવતું, જેથી જેમાં સોનું મૂક્યું હોય તે ત્રાજવું સ્વાભાવિક રીતે નીચે લોહચુંબક તરફ ખેંચાય. તેથી સોનું ઓછું છતાં બરાબર વજને દેખાય. પણ સોનું લેવું હોય ત્યારે તેથી ઉલટી રીતે વર્તતા હતા. આજ કારણથી સોનીનાં ત્રાજવાં ને કાટલાં લોઢાનાં રાખવાની બાદશાહી કાળમાં મનાઈ હતી

રેતી ઘસતી વખતે જે રવા રાખવામાં આવેલા હોય છે તે ખેરવી નાંખે છે, ને ઘુઘુરીવાળા કે પોલા દાગીનામાં રેતીના કણો ઘુસાડી દે છે.

૫ એક જ પ્રકારનો હલકા સોનાનો દાગીનો બદલી દેવામાં ચાલાકીની કળા.*

---

* એક સમે બાદશાહે સોની મહાજનને બોલાવીને કહ્યું કે "તમો લોકો મહા મોટા ચોર ગણાઓ છો; તો આજે તમોને હુકમ કરું છું કે તમારે મારે ત્યાં કામ કરવું ને ચોરી કરવી. જો ચોરી નહિ કરશો તોપણ સર્વેને ફાંસી દઇશ, ને કરશો ને પકડાશો તોપણ ફાંસી દઇશ; પણ નહિ પકડાશો તો ઇનામ દઇશ." સોનીઓએ કહ્યું, "ખુદાવિંદ, એ કામ કંઈ એકદમ થાય તેવું નથી, પણ વરસે બે વરસે થાય, ને તેમ કરવું હોય તો અમને કંઈ કામ પણ સોંપો." બાદશાહે તેઓને એક સુવર્ણનો મોટો હાથી બનાવવાને આપ્યો, ને તે માટે પુષ્કળ સુવર્ણ સોંપ્યું. આ કામ કરવા માટે મોટા લઠ્ઠપઠ્ઠ સિપાઇઓના મજબૂત ચોકી પહેરા નીચે તેઓને કિલ્લાના એક ઓરડામાં કામે વળગાડ્યા. સિપાઇઓને પણ સખ્ત તાકીદ કરી કે "કુછ દગા હોયગા તો શિર કટા જાયગા." સોનીઓ દિવસે કામ કરે, ને રાત્રિના ઘેર જતાં તેમની જડતી લેવામાં આવે, તે પછી ઘેર જાય. ઘેર ગયા પછી સોનીઓ રાતના કામે બેસીને પહેલાંના જેવો જ પીત્તળનાં પત્રાંનો એક હાથી બનાવે. આમ કરતાં બે સરખા હાથી તૈયાર થયા. બાદશાહે હાથી જોયા, તે વેળાએ કહ્યું કે

૬ લેતી વખતે ભાવ તપાસવો નહિ.

૭ ઘડતી વખતે પણ ભાવ તપાસવો નહિ.

---

"અચ્છા હુવા." સોનીઓએ કહ્યું, "ખુદાવિંદ, ઉસકું ઓપના ચહીયે, ઉસ બાસ્તે પાનીમેં લે જાના ચહીયે." બાદશાહે હા કહેવાથી તે હાથીને તેઓ બીજે દિવસે તળાવમાં લઈ ગયા. આગલી રાત્રિના સોનીઓએ પેલો પીત્તળનો હાથી તળાવમાં લાવીને સંતાડ્યો હતો. સોનાના હાથીને પાણીમાં ઓપતાં ધકેલી દીધો, ને પેલો પીત્તળનો હાથી બહાર આણીને ઘસવા માંડ્યો. તે ખૂબ ઘસ્યા પછી ખૂબ ચળકવા માંડ્યો. ત્યારે બાદશાહ પાસે લઈ ગયા ને કહ્યું કે "લ્યો ખુદાવિંદ!" બાદશાહે તે હાથીના સોનાનો કસ કઢાવ્યો તો ચોકસીઓ કહેવા લાગ્યા કે સારું સોનું છે કેમકે બાદશાહના સોનામાં ખાંપણ કેમ કઢાય? પછી બાદશાહે સોનીઓને કહ્યું કે, "ચોરી કિયા કે નહિ?" સોનીઓએ કહ્યું, "ખુદાવિંદ, ઇતને બડે સીપાઇયોંકી ચૌકીમેંસે કિસતરહસે ચોરી હો સકેગી?" ત્યારે બાદશાહે સોનીઓને શિક્ષા કરવા માંડી, એટલે તેઓએ બાદશાહને કહ્યું કે "હજૂર! આપને કયા તપાસ કિયા! ઔર આપકે સિપાઇલોકભી કયા કરેંગે! આપ અચ્છી તરહસેં નિગાહ કીજીએ કે યેહ હાથી સુનેકા હે યા નહિ. ખુદાવિંદ, આપ તો કુછ થોડીસી ચોરી કરનેસેંહી ઈનામ દેને વાલેથે. પરન્તુ હમને તો સુનેકા સારા હાથીકા હાથી ચુરાયા હે. ઔર યે તો કેવલ નિખાલસ પિત્તલકા હાથી હે! બાસ્તે હમારા ઈનામ લેનેકા હક્ક હો ચૂકા હે." બાદ-

૮ અને બારીકીથી તોલ પણ તેવે વખતે કરવું નહિ, અને સુવર્ણનાં રૂપરંગ પણ જોવાં નહિ.

૯ વધારે વખત ગુમાવવો. તેથી વખતે દાગીનાનો નાશ બતાવવો—ખોવાઈ ગયો કે ચોરાઈ ગયો વગેરે કહેવું.

૧૦ દાગીનો ઘડતાં સોનું ઉમેરવાની માગણી—તથા પોતાના તરફથી સોનું (હલકા ભાવનું) ઉમેરી સારા સોનાને બગાડવું.

૧૧ ઘણા દાગીના એકઠા કરી સોનાને ગાળવું.

આ રીતે સોની મહાજન પોતાનામાં ઘણી મોટી ૬૪ કળા રાખે છે; જે કોઈ પણ જાણી શકતું નથી. તેઓ દિવસના નહિ, પણ રાતના કામ કરે તે એટલા જ માટે કે રાતના ચોરી કરવી ને ઘાટ બદલવો ઠીક પડે.

સોનીની લુચ્ચાઈની મોટી વાત તો એ જ છે કે રાત્રિના દુકાનમાંથી સઘળો માલ ઘરમાં લાવે છે. સર્વ મળીને દેખાતી આ પ્રમાણે સોનીની લુચ્ચાઈની ૬૪ કળા છે, જે વિચારવાથી જાણી શકાય છે.

---

શાહે તપાસ કરતાં તે વાત નક્કી થઈ; ને સોનીઓને બક્ષિસ દીધી. પછી આ હાથી કેમ બદલ્યો તે સાંભળી બાદશાહ ચકિત થઈ ગયો.

પણ એ શિવાય બીજી ગુપ્ત કળાઓ છે, જેને હજાર નેત્રવાળો ઇંદ્ર પણ જોઈ શકે કે નહિ તેને માટે મોટો સંદેહ છે.

## સોનીની ઉત્પત્તિ

મનુષ્યભૂમિને છોડી ઘણો દૂર પ્રથમથી જ મેરુ પર્વત અલગ રહ્યો છે. તેનું કારણ તપાસતાં એમ માલુમ પડે છે કે, સોનારોની ચોરીથી બેશક તે ઘણો બીધો હશે એમ કલ્પના થાય છે. એક એવો સમય હતો કે જે સમયે આખા સુવર્ણના શિખરોવાળા મેરુ પર્વતને ઉંદરોએ ફોલી ખાધો, અને મોટા મોટા દરોડા પાડ્યા, ઉંદરડાઓની આ સેનાઓના નખોથી ખોદાયલાં મૂળવાળો મેરુરાજ ડગુ મગુ થઈ રહ્યો ને આંદોલન કરવા લાગ્યો; અને તેથી કંઈ ઓર જ પ્રકારે તે શોભવા લાગ્યો. તેના સોનાની ઝીણી રજકણોથી સઘળી દિશાઓ પીળી પીળી દીસવા લાગી. તેના આંદોલનથી એક જીર્ણ અને ખળભળી ગયલા શિખરમાં વસતા દેવતાઓને એવી શંકા ઉપજવા લાગી કે, શું આ પ્રલયકાળનો સમય છે? તેથી ભયભીત થયલા દેવતાઓના રક્ષણ માટે અગસ્ત્ય મુનિરાજે દિવ્ય દૃષ્ટિથી સઘળું જોઈ કહ્યું કે, "તમો

ભય ધરો મા. દેવતાઓની લડાઇમાં જેટલા બ્રહ્મ-હત્યારા નિશાચરો* માર્યાં ગયા છે તે આ ઉંદર-રૂપે અવતરી મેરુરાજને ઉખેડી નાંખવા યત્ન કરે છે. માટે ફરીથી પણ તમારે તેઓને મારવા જોઇએ. કારણ કે તેઓ ઋષિ મુનિના આશ્રમનો પણ નાશ કરે છે."† આ પ્રમાણેનું અગસ્ત્ય મુનિનું બોલવું સાંભળી મેરુરાજમાં વસતા દેવતાઓએ સઘળા ઉંદરોનાં દરોને ધૂમાડાથી પૂરી (સળગાવી દઇ) સાપથી બળેલા તે ઉંદરોને પુનઃ બાળી નાંખ્યા છે. હે વત્સ ચંદ્રગુપ્ત! તે જ ઉંદરડાઓ ફરી આ ભૂમંડળપર સોનીરૂપે અવતર્યાં છે. અને પૂર્વ જન્મના અભ્યાસથી સોનું ચોરવામાં કુશળતા દર્શાવે છે, માટે મારું કહેવું એ છે કે રાજાઓએ, ઝેર દેનારા, ખુની, ચોર અને લુટારામાંનો કોઈ પણ ન મળે ત્યારે હંમેશાં એકેક સોનીને પકડી દંડ દેવો; કારણ કે તે સદાના ચોર, ને ધોળા દિવસના લુટારા છે.



* રાત્રિના ફરનારા નિશાચરો-રાક્ષસ પણ છે, ને ઉંદરો પણ છે.

† ઉંદરો-ઘરો-આશ્રમોનો નાશ કરે છે, ને રાક્ષસો પણ મુનિઆશ્રમનો નાશ કરે છે.

# સર્ગ ૯ મો

## ત્રણ સાહુની કળા

મધ્યરાત્રિ થઈ ત્યારે વિના આડંબરે મૂલદેવ મહારાજે પોતાના શિષ્યો પાસેથી ગામગપાટા સાંભળી લઇને ચન્દ્રગુપ્તને ઉદ્દેશી પોતાની કળા પ્રકાશવા માંડી.

વત્સ, દુનિયામાં ત્રણ મોટા ચોર વસે છે ને તેઓ જૂદી જૂદી રીતે ધન હરણ કરે છે. આ ત્રણ ચોરોમાં પહેલો ચોર તે ચોર પોતે જ છે; બીજો મદ્યપાન કરનાર ને ત્રીજો કામીજન છે. ચોર પોતે અનેક પ્રકારે ચોરી કરે છે, ને પોતાની કળાઓ વિધવિધ રંગે પ્રકાશ કરે છે. એ ચોરથી સદા સાવધ રહેવું જોઇએ. ચોરની ૩૬ કળા જે મુકરર થઈ છે તે તને જણાવું છું તે તું લક્ષ દઇને સાંભળ; ને તે જાણ્યા પછી ધનરક્ષણ કેમ કરવું તે પણ તારે જાણવું જોઇએ.

## ચોરની ૩૬ કળા.

૧ અંધારામાં ને ચોમાસામાં ચોરી કરવા નિકળવાની કળા.

૨ કાળાં વસ્ત્ર ધારણ કરવાની કળા.

૩ સાથે શસ્ત્રો રાખવાની કળા.

[ચોરો પોતા પાસે આ મુજબનાં હથિયાર રાખે છે, માટે તેમનાથી સાવધ રહેવું. તરવાર, ગણેશીઓ, પીસ્તોલ, કાતર, સાણસી, કરવતી, ખોપરી, (કામ પડે તો સઘળાં વસ્ત્રો મૂકી દઈ જોગી થાય,) સર્પાકાર યંત્ર, ને રેશમની નિસરણી]

૪ જનાવરો રાખવાની કળા.

[એ ચોરો આટલાં જનાવરો રાખે છે, ચોર વગર બીજાને આ જનાવરનો ખપ પડતો નથી. પાટલા ઘો-(માળ ઉપર ચઢવું હોય તો આ જનાવરની કમ્મરે રેશમની દોરી બાંધી ઉંચે ફેંકે કે જ્યાં ચોંટે ત્યાં આબાદ ચોંટી રહે ને પછી દોરી પકડીને ઉપર ચઢી જાય.) બાજ પક્ષી-(જેના મોંમાં દોરી આપી હોય તો તે બારીઓમાં અથવા બીજે સ્થળે ડાંગવા હોય છે તેને દોરી મજબુતાઇથી બાંધે છે.) ભમરાનો કંડીઓ-(ભય આવે તો ભમરા છોડી મૂકે, જે ચટકાએ મારશે એવા ભયથી સૌ દૂર નાસે છે.) માપ ભરવાની દોરી; (પોતાની પહોળાઈ ભરીને ખાતર પાડવા કામ લાગે; કોઈ ઠેકાણે દૂરથી જ ચોરેલી વસ્તુ ખેંચી લેવાય; સમયે જીવજંતુ કરડે તો લોહી વહી જતું હોય ત્યારે દોરી બાંધીને અટકાવાય, ને બારણાની કળ પણ ઉઘાડી શકાય.) અને વગર તેલે બળે તેવો દીવો.]

૫ ભુતાવળ બતાવવાની કળા.

૬ ભદ્રકેથ નામના જીવડા કે પતંગિયા રાખ-વાની કળા.

[એ જીવડામાં એવો ગુણ છે કે હાથમાંથી છૂટે કે તુરત દીવાપર જઇને બેસે છે ને દીવાને હોલવી નાંખે છે.]

૭ ખાતર પાડવાની કળા.

[ખાતર ક્યાં પાડવું, તેને માટે કેવી જગ્યા પસંદ કરવી તે કળા જાણવી તે. ચોરો રાજમાર્ગમાં ખાતર પાડતા નથી, પણ ગલી કુંચીમાં પાડે છે, કે જેથી કોઈ જોઈ શકે નહિ. માટે પાણિયારાં, કુવા ને ટાંકાની જગ્યા ખુણામાં કે ગલીમાં ન રાખવી; કેમકે પાણીથી પચપચેલા ભાગમાં જ ચોરો ખાતર પાડે છે—જેવી કે તાપથી ને પાણીના મારાથી પલળી ગયેલી ભીતમાં, લુણાઈ ગયલી, ઉંદરોએ કોચીને નરમ કરેલી હોય તેવી, ભીનાશવાળી જગ્યા, (જેવું કે પાણિયારું, ત્યાંની ભીત સદા પોચી હોય છે) વળી ભીત કોચતાં ખડખડે નહિ તેવી જગ્યાએ, જાળિયાં કે ગોળવાળી જગ્યામાં ખાતર પાડે છે. ખાતર પાડતાં ભીતમાં પાકી ઇંટો હોય તો તેને ખેંચીને ભાંગી નાંખે છે; માટીની હોય તો પાણીથી પલાળીને નરમ કરી હાથે કે હથિયારે કાઢી નાંખે છે ને લાકડાની હોય છે તો વહેરી કાઢે છે. ખાતર પણ છ પ્રકારનાં પાડે છે: (૧) પદ્માકાર, (૨) સૂર્યાકાર, (૩) બીજચંદ્રાકાર, (૪) વાપી આકાર (નિચાણ ઢાળવાળાં—કે તુરત સરીને ઉતરી પડાય;) (૫) કુંભાકાર (ઉપરથી નાહાનું સાંકડું ને મધ્યમાંથી પહોળું) અને (૬) ચોરસ આકારનું કે સીધા આકારનું પાડે છે. ઘર રાજ માર્ગપર રાખવું, ગલી કુંચીથી ઘરને સંભાળવું, નક્કર કે લાકડાની ઇંટ રાખવી, ને ઉંદરોથી સંભાળવું. ગલીકુંચીમાં જાળિયાં, ભંડારીઆં કે ગોખલા ન રાખવા.]

૮ ઘરમાં પ્રવેશ કરતાં પહેલે માથું નહિ, પણ પગ મૂકવાની કળા; તથા માથું ઘાલે તો તેપર તાવડી બાંધવાની કળા.

[કેટલીક વખતે એમ બને છે કે ઘરનાં મનુષ્ય જાગતાં હોય છે ને તેથી જેવો માથું ખોસે છે કે તુરત ફટકા પડે છે. તાવડી બાંધેલી માથે હોય છે, માટે ચોરનું માથું પેઠા પછી ડોકી ઉપર ફટકા મારવો.]

૯ કાંકરી ચાળો કરવાની કળા.

[મનુષ્યો જાગે છે કે નહિ તે જાણવા માટે કાંકરી મારવી તે.]

૧૦ ચોરી કરવાને કોઈ ઘરમાં ઘુસ્યા પછી નાસવાનો માર્ગ તપાસવાની કળા.

[ઘરનું આગલું દ્વાર ખુલ્લું મૂકે છે. પુષ્કળ દોડવું ને કૂદવામાં ચપળતા એ આ કળાવાળો અવશ્ય જાણે જ જાણે. ઘરનું બારણું જૂનું પુરાણું હોય ને ચી ઈ ઈ ઈ કરીને શબ્દ કરે તો તેના મૂળમાં પાણી રેડે છે, પણ પાણી જમીનપર પડતાં અવાજ થવાનો સંભવ હોય તો બારણું ઉપાડીને ઉઘાડે છે. એ માટે બારણામાં એક ગુપ્ત કળ રાખવી કે બારણું ઉઘડે જ નહિ.]

૧૧ દીવો હોલવવાની કળા—દીવો સળગાવવાની કળા.

૧૨ રાતના અંધારામાં હરકોઈ વસ્તુ સુઝે તેની કળા—અંધારામાં હરકોઈ વસ્તુ શોધવાની કળા.

એમ કહેવાય છે કે અસલના ચોરો બિલાડીનું દૂધ પીતા હતા, તેથી તેઓ અંધારામાં સારી રીતે જોઈ શકતા હતા. કેટલાંક જાનવરો દિવસનાં જ જોઈ શકે છે, પણ તેને રાત્રિના સુઝે જ નહિ—જેવી કે કાબેર. કેટલાંક પ્રાણીને માત્ર રાતનાજ સુઝે—જેવાં કે વનવાગોળાં, ઘુવડ; ને કેટલાંક પ્રાણીને દિવસ ને રાત્રિના—અંધારા ને અજવાળામાં સુઝે છે; જેવાં કે બિલાડી, સિંહ, વાઘ, ચકોર. અંધારામાં પણ સુઝે આમ સમજીને ચોરો બિલાડીનું દૂધ પીતા હતા. આવા ચોરોની આંખ માંજરી ને પીળચટી હોય છે તેથી પરખાય છે.

૧૩ શુકન જોવાની કળા.

૧૪ પશુ પક્ષીની ભાષા જાણવાની કળા.

[ કાદંબરી તથા સામળભટ્ટની કળશાની વાર્તા વગેરેમાં ચોરો પશુ પક્ષીની ભાષા જાણતા હતા, ને તે પરથી કેવો લાભ કે હાનિ થશે તે સિદ્ધ કરતા હતા એ બાબત માલમ પડી આવે છે. ]

૧૫ પશુની બોલી બોલવાની કળા.

૧૬ પશુ પેરે ચાલવાની કળા; પશુ જેવું જ વસ્ત્ર ઓઢવાની કળા.

[ વાસવદત્તામાં સપડાયલો ચોર ગધેડાનું ચામડું ઓઢી હોંચી હોંચી બોલી આબાદ રીતે છટકી ગયો હતો. ]

૧૭ હાથ ગરમ રાખવાની કળા.

[ ભાગ ચોઘડીએ ખાંખાખોળ કરતાં કોઈ મનુષ્યના અંગપર હાથ પડ્યો ને તે ઠંડો હોય તો તુરત તે જાગી ઉઠે,

પણ ગરમ હાથ અડકવાથી જાગે નહિ. આવે સમયે જાગતાં એકદમ હોકારો ન કરવો, કેમકે પકડાવાના ભયથી ચોર શસ્ત્ર પણ વાપરતાં ચૂકતો નથી, માટે સમય જોઈ બૂમ પાડવી.]

૧૮ યોગચૂર્ણ બનાવવાની કળા.

[એ ચૂર્ણથી ગમે ત્યાં ચઢવાની તાકાત આવે છે.]

૧૯ યોગાંજન બનાવવાની કળા.

[એ અંજન નેત્રમાં આંજ્યું હોય તો તે સર્વને દેખે, પણ તેને કોઈ દેખે નહિ. એવે સમે ધૂમાડો કરવો કે આંખમાં જતાં તેમાંથી પાણી ભરાઈ યોગાંજન ધોવાઈ જાય ને ચોર પકડાય.]

૨૦ યોગવર્તિકા કળા.

[એ કળાથી ઘરમાં પ્રવેશ કરતાં તુરત જણાય કે કાર્ય થશે કે નહિ, ને લાભ છે કે હાનિ; કિંવા ભય કે અભય. વર્તિકા એટલે દીવેટ–દીવો. ચોરો એવી દીવેટ રાખે છે કે તે દીવેટ દીવામાં મૂકે તો તેથી હજારો ને લાખો સર્પો, વિંછીઓ દૃષ્ટિએ પડે, ને તેથી ઘરધણી ગભરાય ને નાસાનાસ કરે, તે સમયે ચોર કાર્ય સાધી લે છે.]

૨૧ વેશ્યા સાથે મૈત્રી રાખવાની કળા.

૨૨ સુરંગ ખોદવાની કળા.

૨૩ બારણું મૂકવાની કળા.

[આ કળા કળશની વાર્ત્તાના ચોરો જાણતા હતા.]

૨૪ નિદ્રાજીત થવાની કળા.

[કદાચિત્ સંકટ આવ્યું તો કેટલાક દિવસપર્યંત સંતાઈ રહેવાને ઠીક પડે.]

૨૫ પકડાયા પછી છૂટવા માટે સ્ત્રીદ્વારે પ્રપંચ કરવાની કળા.

૨૬ દિવસના સાધુવેશે—સાહવેશે, કોઈ ન પારખે તેવી રીતે ચોરીનાં સ્થળો જાણવાની કળા.

[દિવસના સાધુ—સાહ—અણજાણ્યા આવે તો ખૂબ સાવધ રહેવું.]

૨૭ ચિત્ર કળા.

[કોઈ મોટો ભંડાર લૂટવો હોય તો, ત્યાંના માર્ગો કેવા છે, ચોર માર્ગો ક્યાં છે, કેવા ઓરડા છે તે પોતાના સાથીને જણાવવા માટે.]

૨૮ પકડાયા પછી ગાંડીઓ થવાની કળા.

[ગાંડાપણાના ચાળા કરે તો તેથી છેતરાવું નહિ, પણ તેના ગાંડાની પૂરતી તપાસ કરવી.]

૨૯ સંકટ સમયે પ્રાણ આપવા તથા લેવાની કળા.

[પ્રાચીન કાળના કાર્યભારી આ વિદ્યા શીખતા હતા; (સાસુ વહુની વાર્તામાં ભાનુશાની વાર્તા જોવી.) તેમ ચોર પણ કદી પકડાય તો ફજેત ન કરે તે માટે કોઈ ન જાણે તેમ પ્રાણ લે છે; ને વખતે પ્રાણ દે પણ છે, ને મસ્તક તેનો સાથી લઈ જાય છે.]

૩૦ પકડાયા પછી કેદમાં પડ્યો હોય તો ત્યાંથી છૂટવાની કળા.

૩૧ કેદખાનાંમાં મિત્ર કરવાની ને પોતા સાથે તેને પણ છોડવવાની કળા.

૩૨ કુલટા સ્ત્રીનો સંગ કોઈ ન જાણે તેમ કરવાની કળા.

[કુલટા ઘેરે ઘેર ફરીને ક્યાં ધન સંતાડેલું છે, કેમ વ્યવહાર કરે છે તે જાણી જણાવે.]

૩૩ ચોરી કરવા જતાં ઉદારતા રાખવાની કળા.

[સામળ ભટ્ટની વાર્તા—કળશાની. ચોરોએ ઉદાર બુદ્ધિથી વાણીઆ, સોની, બ્રાહ્મણ, ને વેશ્યાનાં ઘર જતાં મૂકયાં હતાં. વાણીઆ પૈ પૈ ચોરે છે ને કૃપણ છે; સોની મહા ચોર હોય છે, સગ્ગી બહેનનામાંથી પણ (ચોરવું) છોડે નહિ, વળી સુવર્ણ ચોરનાર મહા પાતકી છે. બ્રાહ્મણ તો પૂજવાને યોગ્ય છે. વેશ્યાએ અનેક કાળાં ધોળાં કીધાં હોય તેથી તેનું દ્રવ્ય કામનું નથી એમ ધારી મોટે ઘેર ચોરી કરવા ગયા.]

૩૪ ભંડાર લૂટવાની કળા.

૩૫ ચોર છતાં નિર્મળ રહી દરબારમાં જવાની કળા. (સામળ ભટ્ટની વાર્તામાં વિક્રમચરિત્રની સાતમી વાર્તામાં તેનો પુત્ર;જ ચોર થયો હતો તેની વાર્તા જેવી.)

૩૬ ચોરીનું દ્રવ્ય વાપરવાની કળા.

[સઘળી મળીને ચોરીની ૪૦ કળા છે, પણ બીજી ચાર મળી શકી નથી.]

વળી આ ચોરો બિલાડાં જેવા ગતિ કરનારા હોય છે; નાસવામાં મૃગલા જેવા ચપળ જણાય છે; ઘર ફાડવામાં બાજપક્ષી જેવા નિપુણ છે; શ્વાન જેવી નિદ્રા કરે છે; સર્પ જેવી દોડવામાં કળા ને ઝડપ બતાવે છે; (અર્થાત્ વાંકાચૂકા દોડે ને વખતે સીધા દોડે તો ઘણા સડસડાટ ચાલ્યા જાય છે.) માયાવીના જેવા વેશ બતાવે છે; ધૈર્ય બતાવવામાં ને સ્થિરતા દર્શાવવામાં મોટા મેરુને પણ હઠાવે છે; ગરુડવેગે ચોરી કરવા દોડે છે; સસલાપેરે જમીનમાં ધુસીને ચોરી કરે છે; વરુ પેરે તરાપ મારીને ઝુટાવી લે છે; ને સિંહ પેરે મોટું બળ ધરાવે છે. સ્ત્રીના શબ્દ સાંભળે ને ત્યાં પુરુષ હોય તો તે કદી પણ ચોરી કરવા હિંમત ભીડતો નથી. જમીનમાં દાટેલા ધનને મંત્રવિદ્યાથી જાણે છે. આ પ્રમાણે કર્ણિપુત્રે જે ચૌરશાસ્ત્ર રચ્યું છે તે શીખીને અનેક પ્રકારે અનેક કળા કરીને ચોરો દ્રવ્ય હરે છે; માટે આવા મનુષ્યોથી સાવધ રહેવું. તેઓ દિવસના મોટા શાહ થઇને ફરે છે, ને સર્વ સ્થળો ધ્યાનમાં રાખી, ચાકર નફરોથી બાતમી મેળવી, પછી ઘોર અંધારી રાત્રિના દ્રવ્ય લઈ જાય છે. ઘરમાં કામકાજ કરવાને નિમેલા ચાકરો પણ રાખતાં ઘણા સાવધાન

રહેવું જોઇએ. કારણ કે તે ચોરો જ ઘણી વેળાએ નોકર થઈ ઘરની સર્વ ગુપ્ત વાત ને જગ્યા જાણી લઇને પછી ઘર ફાડે છે. તેમનાથી ધનનું રક્ષણ કરવા માટે વજ્રમય ભોંયરાંઓ, ચોરદ્વારો, ગુપ્તસંચો કરવા, કે જેથી ચોર પાસે મોટાં શસ્ત્રો છતાં પણ તે ફાવી શકે નહિ.

## મદ્યપાની

બીજો ચોર મદ્યુપાન કરનારો છે. મદ્યુપાન કરનારો શાહનો શાહ ને તનબદન મિત્ર થઇને આપણી પાસે આવે છે. ધીમે ધીમે પગપેસારો એવો કરે છે કે તેનો પ્રપંચ શું છે તે બ્રહ્મા કે જગતપિતા જ જાણે છે. અનેક પ્રકારની લાલચો ને લાભો તે પ્રથમ જણાવે છે. પહેલે પોતાની ગાંઠનું ગોપીચંદન કરી શ્રીમંતને ફોસલાવે છે ને પછી ફસાવે છે; ને જ્યાં તે એમાં તલ્લીન થયો એટલે પીવાને માર્ગે દ્રવ્ય હરણ કરી પાયમાલ કરી મૂકે છે. આ દારુડિયાઓ ચંદ્રમાની પેઠે ૧૬ કળા પોતાની જ કહેવડાવે છેઃ—

### મદ્યપાન કરનારની ૧૬ કળા

૧ વ્યસનની તારીફ કરવાની કળા.

૨ શાસ્ત્રમાં મના નથી તે કહેવાની–મોટા પુરુ-

ષનો દાખલો આપવાની કળા. "જુઓની, જાદવો કેવા દારૂ પીતા હતા, બળભદ્ર તો એના બડા શોખી હતા."

૩ દારૂના ગુણો ગણાવવાની કળા. (એ શરીરમાં તાકાત આણે છે, કામ ઉત્પન્ન કરે છે).

૪ પ્રથમ વ્યસન કરાવવાની કળા.

૫ પીધા પછી છુપાડવાની કળા.

૬ પકડાયા પછી બચવાની કળા.

૭ અદૂલગરાડી કરવાની કળા.

૮ સાથીને ચડાવી તેને પૈસે મોજ કરવાની કળા.

૯ અમર્યાદી શબ્દ સહન કરવાની ને બોલવાની કળા.

૧૦ અપરાધ સહન કરવાની કળા.

૧૧ નવા નવા મિત્રો કરવાની કળા.

૧૨ ઉત્તમ વિલાસ ભોગવવાની કળા.

૧૩ નવી નવી ઇચ્છા ઉત્પન્ન થવાની કળા.

૧૪ દુ:ખ દૂર કરવાની કળા.

૧૫ ત્રણ લોક જોવાની કળા.

૧૬ અતિ ક્રોધિષ્ઠ થવાથી, સંગ્રામમાં ઉભા રહેવાની કળા.

આ સોળ કળા મધુપાન કરનારાઓમાં વસેલી છે ને તેમાં તેઓ સદોદિત મગ્ન રહે છે. મધુપાન કરનારાઓ પૈસે ખુવાર થાય છે, ને શરીર પણ ખુવાર કરે છે; ને તેથી એ દુર્વ્યસનને સેવનારાથી આવઘ રહેવાની ઘણી જરૂર છે.

## વ્યભિચારી

મદ્યુપાનીથી જબરો ચોર વ્યભિચારી છે. આ ત્રીજા ચોરથી ઘણા સાવધ રહેવાની જરૂર છે. તે આપણા સંસારમંડળમાં મોટા કુતરા છે, ને તેઓનો નાશ કીધો હોય તો કંઈ પણ પાતિક લાગે તેવું નથી. તેઓ ઘરભંગા છે, ને શાહુચોર છે. પૂર્વના કાળમાં આવા વ્યભિચારીને માટે ઘણું મોટું શાસન થતું હતું, પણ હમણાં તેઓની માફી મળે છે. સંસારમંડળના આ શત્રુઓમાં જે ૬૪ કળાએ વાસ કીધો છે તે આ પ્રમાણે છે:–

## કામીજનની ૬૪ કળા

૧ કાંકરીચાળો કરવાની કળા.*

૨ નિર્માની થવાની કળા. (આધીન થયેલી નાયિકા પાસે.)

૩ બહુ માની થવાની કળા. (રતિકલહમાં.)

૪ કોમળ હૃદયનો થવાની કળા.

૫ કઠિન હૃદયનો થવાની કળા.

૬ દયાળુ થવાની કળા. (નાયિકા કોપે તો દયા લાવવાનો પાખંડ કરે

---

* ચોર કે કામી જન કોઈના પણ ઘરમાં જતાં પહેલાં કાંકરી ફેંકે છે. જો ઘરમાં રહેનારી સ્ત્રી અબોલ રહે તો પોતાનું કાર્ય સિદ્ધ થશે એમ જાણી પછી પ્રવેશ કરે છે.

ને દયા બતાવે.)

૭ ઉદાર થવાની કળા. (હાથનો છૂટો—નાયિકાની પસંદગી મેળવવા માટે.

૮ શઠનો શિરોમણિ થવાની કળા. (નાયિકા પૈસાવાળી હોય તો તેની પાસેથી પૈસા કઢાવવા માટે.)

૯ નવરસ જાણવાની કળા.

૧૦ સાહસ કળા.

૧૧ હૃદય હરણ કરવાની કળા. (ક્રિયાથી.)

૧૨ ફોસલાવવાની કળા.

૧૩ ફોસલાવતાં ફસી પડે તો છટકવાની કળા.

૧૪ પરાયા ઘરમાં ઘુસવાની કળા.

૧૫ કુચલું બોલવાની કળા.

૧૬ ઉલટભર્યું કાર્ય કરવાની કળા.

૧૭ ઉડાવવાની કળા. (નાયિકાને, કોઈ પાછળ લાગેલાને કે વિક્ષેપ કરનારને.)

૧૮ બહુ વાતો કરવાની કળા. (તેથી નાયિકા પ્રસન્ન થાય ને વશ થાય છે.)

૧૯ મનરંજન કરવા ગપ્પાં મારવાની કળા.

૨૦ સદા હસતું મુખ રાખવાની કળા.

૨૧ વખત સાચવવાની કળા.

૨૨ સંકેત સ્થળ રાખવાની કળા. (અભિસારિકાને પોતા સમીપ આવવા માટે).

૨૩ મેળા જાત્રામાં જવાની કળા.

૨૪ નવનવાં વસ્ત્ર પહેરવાની કળા.

૨૫ ટેડાઈ—સ્વચ્છતા રાખવાની કળા.

૨૬ પ્રેમકટાક્ષ મારવાની કળા.

૨૭ નેત્ર ને કરપલ્લવી જાણવાની કળા.

૨૮ ગાવાની કળા.

૨૯ પદ્મિની વગેરે સ્ત્રી જાતિ પારખવાની કળા.

૩૦ કાવ્ય કળા.

૩૧ સ્ત્રીના અંગમાં વસતા કામને જાણવાની કળા.

૩૨ તરેહ તરેહનાં પક્ષી પાળવાની કળા.

૩૩ કુટણીને સાધવાની કળા.

૩૪ અત્તર ને પુષ્પની પરીક્ષા કરવાની કળા.

૩૫ રમવાની કળા.

૩૬ શણગારવાની કળા.

૩૭ દેખતા છતાં અંધ થવાની કળા.

૩૮ ઇર્ષ્યા ધરવાની કળા.

૩૯ વૈદક કળા.

૪૦ સાધુ-જોગી થવાની કળા.

૪૧ જાદુમંત્ર જાણનારા થવાની કળા.

૪૨ ઘરના ધણીને લલચાવવાની કળા.

૪૩ વેશાંતર કરવાની કળા—ચોરી—છુપાઇથી રહેવાની કળા.

૪૪ મિષથી મુલાકાત લેવાની કળા.

૪૫ કુસમ લેવા તથા આપવાની કળા.

૪૬ પોતાને વાસ્તે પ્રેમ ઠસાવવાની કળા.

૪૭ યોગાસન મારવાની કળા.

૪૮ ઝેર જેરવવાની કળા. (એથી કામ ઉત્પન્ન થાય છે).

૪૯ ઝાડપર ચઢવાની કળા.

૫૦ તરવાની કળા.

૫૧ નાસવાની કળા.

૫૨ લાંબી સગાઈ પાસે દર્શાવવાની કળા.

૫૩ મોટી મોટી આશા—અવધી આપવાની તથા તેમાં વિઘ્ન લાવવાની કળા.

૫૪ દ્વિઅર્થી બોલવાની કળા.

૫૫ લેખનકળા. (જૂદી જૂદી રીતે ચિઠ્ઠી લખે છે કે જેથી તેના અક્ષરો તે નાયિકા જ વાંચી શકે. વળી પત્ર એવો લખે કે જેથી તેમાં કંઈ દેખાય નહિ, પણ તાપ-

પર ધરવાથી કે બીજી રીતની દવા ચોપડવાથી તેનાપરના અક્ષરો નિકળી આવે છે.)

૫૬ પ્રેમદુઃખ સહેવાની કળા.

૫૭ અન્ય જનની નિંદા કરવાની ને દૂષણ દર્શાવવાની કળા. (જેથી નાયિકા અન્ય જનની ઇચ્છા ન કરે.)

૫૮ વચન તૂટ્યું તો ગ્લાનિ નહિ પામતાં નિડરતાથી વિનવવાની કળા.

૫૯ પાન ખાવાની કળા.

૬૦ અભિસાર થવાની કળા.

૬૧ પ્રીતિ યાદ કરાવવા માટે છેલ્લી નિશાની કરવાની કળા.

૬૨ કોપિત પ્રિયાને શાંત કરવાની કળા.

૬૩ હું મરી જઇશ એવો ભય આપવાની કળા.

૬૪ સત્ય બોલી શંકાશીલ કરવાની તથા વિશેષ ચર્ચા અટકાવવાની કળા.

આ પ્રમાણે આ ૬૪ કળા છેલછબીલા છટેલ પુરુષોમાં વસેલી છે, ને તે તેઓ મોટા ઉસ્તાદો પાસે શીખી આવ્યા છે. આવા મનુષ્યોથી ઘણા સાવધ રહેવાની જરૂર છે. મિત્ર થઇને ઘરમાં ઘુસે છે, ને પછી શત્રુનું કામ સારે છે. વળી તેવાઓ ઘરની અંગના સાથે સંકેત કરીને આપણું વિત્ત હરણ કરીને નાસી જાય છે, ને તેથી કનક, કાંતા ને કીર્તિ ત્રણેનો સમૂળો નાશ થાય છે. આ સંસારમંડળના ક્રૂર રાક્ષસોનો સંગ કરવો ઘણો દુઃખદાયી

છે; તેમને ઘણા તપાસવા જોઇએ. ઘરના નોકર ચાકરો પણ એવા હોય છે કે તેમનાં કાળાં કર્મનો ભાસ તો વિધાત્રીને પણ થતો નથી; તો પછી અલ્પ પ્રાણી તે કોણ માત્ર? એ ત્રણ ચોરોથી ઘણો સાવધ રહેનારો પુરુષ સદા સુખી રહે છે.

---

# સર્ગ ૧૦ મો

## દિવાનની કળા

રાત્રિના જ્યારે સર્વ જળ જંપ્યું હતું ત્યારે ઉજ્જયિની નગરીનો એક મોટો ધનવાન્ પુરુષ ધૂર્તશિરોમણિ મૂલદેવ મહારાજ પાસે વેશાંતર કરીને આવ્યો. તેણે ઘણા પ્રેમપૂર્વક પ્રણામ કરીને મૂલદેવના ચરણ સમીપ ઉત્તમ રત્નોવાળાં બે કંકણ મૂકયાં, ને પછી પોતાની વિતકવાર્ત્તા કહી બતાવી તેમાં રાજાના મુખ્ય કાર્યભારીએ તેની સાથે કેવો પ્રપંચ ખેલ્યો હતો તે જણાવીને આશ્રય માગ્યો. મૂલદેવ, જે લક્ષ્મીના મોહમાં અંજાઈ ગયા જેવો દેખાતો હતો, તેણે ગુપ્ત રીતે કેટલીક સલાહ આપીને વેશાંતરવાળા વણિકને વિદાય કીધો.

પછી ચંદ્રગુપ્તને સમીપ બોલાવીને, વાંસે હાથ

ફેરવીને કહ્યું, જોયું કે? જેમ બીજા ધુતારા હોય છે તેમ જ રાજાના કાર્યભારીઓ પણ એક છે. તેઓ દિવાન, વજીર, અમાત્ય, મંત્રી, પ્રધાન વગેરે અનેક નામોથી ઓળખાય છે. જેવાં તેમનાં નામો અનેક છે, તેવાં જ તેઓનાં કામો પણ અનેક છે. શ્રીમંત–ધનવાનોને લૂટવામાં તેઓ એક્કા હોય છે. અનેક પ્રકારે શ્રીમંતના તેઓ શત્રુ હોય છે, પણ ઉપરથી તેઓ એવો ડોળ રાખે છે કે, તેના તેજમાં ઘણા અંજાઈ જાય છે. તેઓ રાજાને સદા જ આંધળો ને હૈયાફૂટો રાખે છે, ને કદી તેને ચસકવા દેતા નથી! એટલે તેનાં કાળાં કર્મો તેના ઉપરીના જાણવામાં આવતાં નથી. ખરી રીતે તો આખા રાજ્યનો દિવાન જ માલિક ગણાય. તે સર્વને પૂછે છે, પરંતુ તેને કોઈપણ પૂછનાર નથી. તેનો કોઈ શત્રુ હોય છે તો તે તેનો એકદમ ખોડો કાઢી નાંખે છે, ને તે એટલે લગણ કે તેમ કરવામાં હજારો પાપિષ્ઠ યુક્તિઓ વાપરે છે, પ્રપંચો રમે છે, ઠગાઈઓ કરે છે, બનાવટો કરે છે ને પોતાના કાર્યમાં મુંડિ ખોસનારની આડખિલી ગમે તે પ્રકારે કાઢી નાંખે છે. કાર્યભારીનો જો કોઈપર કોપ થયો તો તે પ્રથમ તેને બોલાવે છે, પછી તેને ચમકાવે છે, ગભરાવે છે, પટાવે છે,

આરોપ મૂકે છે ને તે દ્વારાએ પોતાનું સઘળું કાર્ય સિદ્ધ કરી લે છે. એ કાળના પણ કાળ છે ને ક્રૂરના પણ ક્રૂર છે. તેનો સ્નેહ કે શત્રુતા બંનો આપણી સંપત્તિને નાશ કરનારાં છે, એટલે તેને તો નવગજના નમસ્કાર જ કરવા.

કાર્યભારી એટલે દિવાન ને જે **દિવા+ન અર્થાત્ દીવો નહિ તે દીવાન** એટલે તેની અગાડી ને પછાડી સઘળે અંધારું ઘોર ને તેઓ દિવસના મોટા ભયંકર ચોર હોય છે. તે જાતે જ અંધકારની મૂર્તિ છે, ને ચોમેર અંધકાર એટલે કાળાં કામો કરવામાં તેને યત્કિંચિત્ પણ હરકત નડતી નથી. તેનું બીજું નામ વજીર—જે અસલ જીરવ (નાર)—જેરવનારનો ઉલટપુલટ શબ્દ થયો છે. તે કોઇનો પણ માલ પચાવી પાડી ને તે જેરવવાની શક્તિ ધરાવે છે, તેટલાપરથી તેને વજીર એ નામ આપ્યું છે. ઘણી વેળાએ તે ઘણા ઘણાઓને સતાવીને રાજાને નામે દ્રવ્ય લે છે, ને તે પોતાને ત્યાં બહારોબહાર મોકલાવી દે છે. સઘળો કાળ તે આવાં કપટો રમવામાં જ કાઢે છે. રાજાને માંકડાપેરે નચાવે છે, ને જ્યાં રાજા આંધળોભિત ને લાડી, વાડી ને ગાડીમાં મસ્તાન, ત્યાં તો પછી કારભારી પોતે જ

રાજાધિરાજ થઈ પડે છે. તે છતાં તે મોટું ડોળ ઘાલે છે કે, રાજાને પૂછ્યા વગર વાત કરતો નથી, રાજા જ માલિક છે, રાજા સાહેબની ખાસ ઇચ્છા છે, ને તે આમ આજ્ઞા કરે છે, ને તેમ હુકમ કરે છે—એમ જણાવીને સૌને છેતરે છે. એકાદ પોતાના ધનવાન્ શત્રુપર જો તેનો ડોળો ચોંટ્યો, તો હરેક પ્રકારે તેની પાસથી દ્રવ્ય કઢાવે છે, ને વળી રાજાને તે આપીને પોતે તેનો વહાલો થાય છે; ને રાજા વિફરે છે તો તેનો પણ નાશ કરવામાં ચૂકતો નથી.

તેનું ત્રીજું નામ અમાત્ય છે. અમાત્ય એટલે માતેલો નહિ તે. પણ એ પોતે એવો માતેલો હાથી છે કે તેને કોઇપણ અડી શકતું નથી. તે પોતાના રુવાબમાં જ કોઇને ધધડાવી પાડે છે. મીઠી મીઠી વાતો કહીને, કાર્ય કરીશ એવી ધીરજ આપીને, તેની પુઠ પાછળ તેનો કચડઘાણ કાઢી નાંખવામાં તે કુશળ હોય છે. એનું ચોથું નામ મંત્રી છે. મંત્રી એટલે કોઇનું મંત્રી લેવું તે. હરેક પ્રકારે ધન—વિત્ત—દારા મંત્રી લેવામાં તેના જેવો કોઇપણ કુશળ હોતો નથી. તેનું પાંચમું નામ પ્રધાન છે. પરાયું ધાનધન પોતાનું કરે તેવી જેની સદા વૃત્તિ રહે, તે પ્રધાન કહેવાય છે—તેનું ચિત્ત સદા પરાયા દ્રવ્યપર દોડ્યા કરે છે.

## કાર્યભારીની ઉત્પત્તિની કથા

પૂર્વે યમરાજાને ત્યાં કાર્યભારીઓએ એક એવો પ્રપંચ રચ્યો કે, એક મહાપાતકીને લાંચ લઈ મુક્તિ આપવી, ને એક પુણ્યાત્મા પ્રાણીને વૈરભાવે નર્કમાં નંખાવ્યો. આ પ્રમાણે પોતાને ત્યાં અધર્મ થવાથી યમરાજાનું આસન ડોલવા લાગ્યું. યમરાજે નેત્ર મિચીને તપાસ્યું તો આ ઘોર અધર્મ નિહાળ્યો, ને તેથી તેમને કંપારવ થયો. પછી પોતાના ધર્માસનપર વિરાજમાન થઈ, આ અધર્મનું કૃત્ય કરનારા યમદૂતો, જેમનાં નામ શ્વાનમુખ, માંજારમુખ, મૂષકમુખ, કાલદાસ, અધર્મશંકર, અસત્યભાઈ, શૃંગાલસિંહ વગેરે હતાં, તેમને પકડાવી મંગાવ્યા. તેઓ પહેલાં તો ઘણા રોફપર આવ્યા ને સામા થયા. યમરાજે કારમો કોપ કરી તેમનાં કૃત્યોને માટે શિક્ષા કરતાં કહ્યું કે, તમે અધર્મના પક્ષી છો, માટે જાઓ દુષ્ટ પાપીઓ, પડો પૃથ્વીપર, કરો અધર્મ ને ભરો તમારું ઓઝરું!' એટલે યમદૂતો પૃથ્વીપર પડ્યા ને પછી ઉંચા કાર્યમાં લાગી ગયા. તેઓ રાજાઓના કારભારી તરીકે અત્રે રહ્યા છે. રાજાને ખોટે માર્ગે દોરવી અધર્મે વર્તાવવાનો તેમનો પરંપરાનો રીવાજ છે. પોતાનો નીચ સ્વાર્થ સાધ-

વામાં સદા તેઓ કુશળ છે. તેઓની ૧૬ કળા છે, જે કોઇક જ યથાર્થ રીતે જાણે છે, ને તેનાથી છેતરાતો નથી કે તેનો ગાંજ્યો પણ જતો નથી.

## દિવાનની ૧૬ કપટ કળા*

૧ ગભરાવીને પૂછવાની કળા.†
૨ પટાવીને પૂછવાની કળા.†
૩ ચકિત થઈ-કરીને પૂછવાની કળા.†
૪ નિરપરાધીપર આરોપ મૂકવાની કળા.‡

---

* મંત્રીને શોભારૂપ આ ૧૬ કળા કામંદકીયમાં છે:-

૧ સત્યમાં આગ્રહી હોવું.
૨ સ્વદેશાભિમાની થવું.
૩ કુશળ વક્તા થવું.
૪ કુળશીલ બળવાળા હોવું.
૫ સારગ્રાહી-બોલનાર થવું.
૬ પીઢ થવું.
૭ શાસ્ત્રજ્ઞ ને દુર્ગુણ રહિત [થવું.
૮ ઉત્સાહી થવું.
૯ સમયસૂચકતા રાખવી.
૧૦ નિર્વિકારી રહેવું.
૧૧ ધીરતા રાખવી.
૧૨ સર્વથી હળીમળી ચાલવું.
૧૩ કળાકૌશલ્ય જાણવું.
૧૪ ડાહ્યા ને પ્રતાપી બનવું.
૧૫ ત્વરાથી કાર્ય સિદ્ધ કરવું.
૧૬ રાજભક્ત બનવું.

† આ ત્રણ કળા નંદકુળનું નિકંદન કરનાર **ચાણાક્ય** મુનિએ, રાક્ષસ મંત્રીના મિત્રથી, રાક્ષસની ગતિ જાણવા માટે વાપરી હતી.

‡ "કેમ શેઠજી, તમારે ત્યાંનાં બૈરાંઓ ઘણાં છંદિષ્ટ છે, ને ફલાણા ગૃહસ્થે તે માટે ફરીયાદ કીધી છે." એ વગેરે અનેક પ્રકારની વાતો કહી ચકિત કરવો ને ગભરાવવો.

૫ પેટમાં પેસી ગર્દન મારવાની કળા.
૬ મીઠું મીઠું બોલી કાર્ય સિદ્ધ કરવાની કળા.
૭ રાજાની પ્રસન્નતા જણાવી કાર્ય સિદ્ધ કરવાની કળા.
૮ રાજાને નામે દ્રવ્ય લઇ, પચાવી પાડવાની કળા.
૯ નિંદા ફેલાવવાની કળા.
૧૦ લોકોને પોતાના પક્ષમાં લેવાની કળા.
૧૧ બે પાસથી દ્રવ્ય લેવાની કળા.
૧૨ સકતા સાથે શત્રુતા ને મિત્રતા કરવાની કળા.
૧૩ રાજા રાણીના વહાલા થવાની કળા–બંનો વચ્ચે વેર કરાવવાની કળા.
૧૪ રાજાને વહેમી કરવાની કળા.
૧૫ રાજાને આંધળા રાખી દૂષણ છૂપાવવાની કળા.
૧૬ વિફરતા રાજાને (ગભરાવી) અંકુશમાં આણવાની કળા.

ષોડશકળા ચાંદામામો* તો એકેક રાખી રહ્યો છે, પણ આ કાર્યભારીમાં તો સમગ્ર કળા સામટી રહી છે, ને તેનો ઉપયોગ તેઓ નિરંકુશિત મદો-

* ઘણા જન જાણતા ભાગ્યે જ હશે કે, ચાંદાને મામો શા માટે કહેવામાં આવે છે. તેનું કારણ આ પ્રમાણે છેઃ– આપણે સર્વે પ્રભુ–વિષ્ણુના પુત્ર છીયે; તેમની ધણીયાણી તે આપણી માતા–લક્ષ્મી. લક્ષ્મીનો ભાઈ ચંદ્ર, ચંદ્ર સમુદ્રમાંથી લક્ષ્મી સાથે નિકળ્યો છે, તે બે ભાઈ બહેન થયાં; અને માનો ભાઈ તે મામો–માટે ચાંદામામો કહેવાય છે.

-મત્તપણાથી કરે છે, ને તેથી કોઇપણ દિવસે આ મંત્રીઓ—જે બીજાને મંત્રવામાં નિપુણ છે તેનો વિશ્વાસ કરવો નહિ. તે પોતાના અન્નદાતાને પણ મારવામાં ને તેનું નિકંદન વાળવામાં પાછો હઠતો નથી, તે માટે એક સત્ય વાર્તા તને કહું છું, તે લક્ષ રાખીને સાંભળ.

## નંદનિકંદન કથા

પૂર્વકાળમાં મગધ દેશ, કે જ્યાં જરાસંધ રાક્ષસ રાજા રાજ કરી ગયો છે, ત્યાં મહાનંદ નામનો એક રાજા રાજ કરતો હતો. એ રાજા અતિ ઘણો ગર્વિષ્ઠ ને ક્રોધી હતો. તેનો શકટાલ નામનો એક પ્રધાન હતો. આ પ્રધાને પોતાનો રોફ એટલો બધો વધારી દીધો હતો કે, તેથી કરીને રાજા પરવશ-પણાને પામેલા જેવો જણાતો હતો. શકટાલનો સ્વભાવ ઘણો ઉદ્ધત હતો ને તે મહા અભિમાની હતો, ને રાજાને પોતાના પગતળે રાખવાને સદા તત્પર રહેતો હતો. આ પ્રમાણે રાજાપર અંકુશ રાખ-વાથી રાજા ક્રોધે ભરાયો, ને એક વેળાએ રાજાએ સહેજમાં તેને દંડ કરી પ્રતિષ્ઠાથી ભ્રષ્ટ કીધો.

શકટાલના મનમાં આથી હાડોહાડ વૈર વાધ્યું ને માનભંગનું વૈર લેવાને પોતાની અસલ પ્રતિષ્ઠા પુનઃ

સ્થાપવાને તેણે દૃઢપણે નિશ્ચય કીધો. એક સમયે રાજા ને શકટાલ મૃગયા ખેલવાને ગયા. ત્યાં એક વાવમાં રાજા પાણી પીવા ગયો. તે વેળાએ શકટાલે મહાનંદનો પ્રાણ લીધો, અને વાવડીમાંની એક શિલા નીચે તેને દાટ્યો.

છૂપે માર્ગે શકટાલ નગરમાં આવ્યો ને સતો થઈ મહાનંદની શોધ કરાવી. પ્રજામાં ઘણો ખળભળાટ થયો ને ચોમેર દૂતો શોધ માટે મોકલ્યા, પણ મહાનંદ મળ્યો નહિ, પરંતુ તેનો ઘોડો મળ્યો. તે જોઈ શકટાલે કહ્યું કે, રાજાનો મૃગયાથી જીવ ગયો હશે, ને તેથી નંદના વડીલ પુત્રને પટ્ટાભિષેક કીધો. શકટાલનું આ કર્તવ્ય કોઈક પ્રસંગથી કોઈ તેના શત્રુના સંશયમાં આવ્યું હતું, તેથી તેણે મહાનંદના પુત્રને એ વાત શોધવા કહી. તેણે તપાસ કરી વિચાર કીધો કે, જો જનાવરે પ્રાણ લીધા હોત તો ઘોડાને જીવતો રાખતે નહિ. જો લૂટારાએ લૂટ્યો હોત તો ઘોડાપર જે જરિયાન રહ્યું તે રહેતે નહી. તેથી શકટાલને બોલાવીને પૂછ્યું, ને તેણે પોતાનો અપરાધ સ્વીકારતાં કહ્યું કે 'મારું પ્રભુત્વ દર્શાવવા મેં નિર્લોભતાએ તમારા પિતાને માર્યા છે, પણ તમને ગાદી આપી છે.' નંદનંદનને આ વાત

રુચી નહિ ને તેણે તુરત જ **શકટાલને** કેદ કીધો, એટલે બળતામાં તેલ પડ્યા જેવું થયું. કેદખાનામાં વેરી રાજાએ **શકટાલને** તેના આખા કુટુંબને કેદમાં નાંખ્યું ને તેઓના નિર્વાહ અર્થે માત્ર શેર દોઢ શેર લોટ આપતો હતો.

રાજાઓ બહુધા મૂર્ખ હોય છે ને ડાહ્યા રાજાઓ પણ કોઈ સમયે મોટી ભૂલો કરે છે. પોતે જેનાપર પ્રસન્ન થાય છે તેને અત્યંત ચઢાવી દે છે, ને નારાજ થાય છે તો એકદમ તેનો ખોડો કાઢતાં પણ વિચાર કરતા નથી. રાજાએ તો કોઇને પણ અત્યંત ચઢાવવો જોઇએ નહિ. કદાપિ આત્મબળથી ચઢી જાય તો દેખરેખ રાખવી, તેટલું છતાં તે ચઢ્યો જ ગયો ને અટકાવ કરવો હોય તો તેનું નિર્મૂળ કાઢવું જોઇએ. એક પણ મૂળ સબળ રાખે તો તેથી તે સામાને નિર્મૂળ કરે છે.

**શકટાલને** કારાગૃહમાં કુટુંબ સહિત કેદ કીધો, તેથી તેને અપાર સંકટ પ્રાપ્ત થયું. તેણે કારાગૃહમાં પડેલા પોતાના કુટુંબી જનને પૂછ્યું કે, મારું વૈર લે તેવો કોઈ આ ૧૦૦ જણમાં છે? (તેને ૧૦૦ પુત્ર હતા.) ૯૯ પુત્રે કહ્યું કે, 'કરો તેવું પામો, ને વાવો તેવું લણો!' શું કામ આપણા અન્નદાતાનો

નાશ કીધો? શો બીગાડ તેણે કીધો હતો કે રાજાને મારી નાંખ્યો? માટે હવે કર્યાં કર્મનાં ફળ ભોગવો. ૧૦૦ મા પુત્રે કહ્યું, "ગમે તેમ છે, તોપણ આ આપણો પિતા છે, તેના તે વળી અવગુણ લેવાય કે? રાજાનું ભુડું તેના કાર્ય માટે કીધું છે. પિતાપર રાજા વેર રાખતો હતો, તો કોણ એવો હોય કે વેરીને મારે નહિ? આપણા પિતાએ તેનો નાશ કરીને કંઈ પોતાનું રુડું નથી ઇચ્છયું; પણ તેનાજ પુત્રને પાછી ગાદી આપી તેને રાજગાદીપતિ કીધો છે, તેમાં શો અપરાધ છે? એક ભુડું કીધું તો બીજું રુડું નથી? વળી પિતાએ ગુનો કીધો છે, પણ આપણો સર્વનો શો અપરાધ કે એકને માટે ૧૦૦ના પ્રાણ લેવાય છે? એ કયાંનો ન્યાય? માટે એ વેર તો લેવાવુંજ જોઇએ." શકટાલે જાણ્યું કે, આ પુત્ર નિશ્ચે વેર લેશે ને તેથી તેને સઘળો લોટ આપ્યો, ને કહ્યું કે "અમે તો મરીશું, પણ તારે વેર લેવું."

કેદખાનામાં એકેક પછી એકેક ૧૦૦ જણા મરણ પામ્યા, ને ૧૨ વર્ષ થયાં તોપણ છેલ્લો પુત્ર મરણ ન પામ્યો. એક દિવસે રાજાએ પૂછયું કે હજી કેદખાનામાં કોઈ જીવે છે? લોટ આપનારાએ કહ્યું કે હા મહારાજ, કોઈ લોટ લે છે ખરું. રાજાએ તેને જીવતદાન બક્ષીને છૂટો કીધો.

આ કનિષ્ઠ પુત્ર કેદખાનામાંથી નિકળ્યા પછી રાજાના એક મંત્રી રાક્ષસને ત્યાં નોકરી રહ્યો. એક સમે મંત્રી પ્રસન્ન થયાથી તે કનિષ્ઠ પુત્રને કાર્ય સોંપ્યું કે, રાજાને ત્યાં શ્રાદ્ધ છે તે વેળા મુખ્યપાટે બેસાડવાને કોઈ પ્રતિષ્ઠિત બ્રાહ્મણને તેડી આણો. તુરત જ કનિષ્ઠપુત્ર ગંગા તટે કોઈ બ્રાહ્મણને શોધવા ગયો. ત્યાં અરણ્યમાં **ચાણાક્ય** નામનો એક બ્રાહ્મણ મળ્યો. તે દર્ભના મૂળમાં મધ ને લોટ પૂરતો હતો. પ્રણામ કરીને **શકટાલ**ના કનિષ્ઠ પુત્રે પૂછ્યું, 'ઋષિજી, આપ શું કરો છો?' તેણે કહ્યું, 'આ દર્ભની અણી ખુંચવાથી મારો તાત મૃત્યુ પામ્યો છે, તેનું વેર લેવાને આ દર્ભને નિર્મૂળ કરું છું. આ મધ ને લોટ મૂકવાથી કીડીઓ એનાં મૂળ ખાઈ જશે ને એનો નિર્વંશ જશે.' કાર્યભારીના પુત્રે મનમાં કહ્યું કે, 'આ **નંદ**વંશનો ખોડો કાઢે ખરો. એને નિમંત્રણ કરું ને રાજા એના ક્રોધમાં સપડાય એટલે બસ.' **ચાણાક્યે** તેનું નિમંત્રણ સ્વીકાર્યું. શ્રાદ્ધને દિન શ્રાદ્ધમાં મુખ્ય આસનપર **ચાણાક્ય**, જે અંગે કાળા કોયલા જેવો; આંખે કાણો, ખુંધો, હોઠ લાલચોળ જેવા, તેને મુખ્યપાટે બેઠેલો જોતાં જ **નંદ**ને ક્રોધ વ્યાપ્યો, ને સેવકોને કહ્યું કે એને કાઢી મૂકો. **ચાણાક્યને**

ઉઠાડતાં સેવકોએ ધક્કલા માર્યા ને તેથી શ્રાદ્ધને દિને હોંસાતોંસીમાં તેના મસ્તકના ગુંથેલા કેશ વીખરાઈ ગયા; એટલે તેને મોટો ક્રોધ વ્યાપ્યો, ને કહ્યું કે, 'હું આ મદોન્મત્ત નંદના કુળને નિર્વંશ કરીશ ત્યારે જ આ શિખા પાછી બાંધીશ. જેને રાજ લેવું હોય, તે મારી સાથે ચાલે.'

ઇતિહાસમાં પ્રસિદ્ધ ચન્દ્રગુપ્ત મૈયત મહાનંદનો અનૌરસ પુત્ર હતો ને નવનંદ પુત્રો તેને દાસી-પુત્ર કહીને ધિક્કારતા હતા. તેણે વિચાર્યું કે, હું જઇશ તો કદાચિત્ ફાવીશ, તેથી તે અને **શકટાલ**નો પુત્ર **ચાણાકય**ની પછાડી ગયા. **ચાણાકય** પોતાની પર્ણકુટીમાં ગયો. ત્યાં ચંદ્રગુપ્ત ને **શકટાલ**-પુત્રે મુનિને પ્રેમપૂર્વક નમન કીધું. પછી ત્યાં ઠરાવ્યું કે, અનેક યુક્તિથી રાજનો નાશ કરવો. પ્રથમ તો **ચાણાકય**ના પણ માટે અરણ્યમાં ઉગેલા દર્ભનો નાશ કીધો. પછી **નંદ**ની રાજનીતિ ને નંદરાજની સર્વ કુંચી જાણી લીધી ને રાજાનો મુખ્ય મંત્રી રાક્ષસ છે, તે ઘણો વિચક્ષણ છે, તેને દૂર કરવાનો બહુ પ્રયત્ન કીધો. તેમાં તે ફાવ્યો નહિ ત્યારે નેપાળના **પર્વતેશ્વર** રાજાને અડધું રાજ્યપાટ આપવાનું વચન આપીને તેની સેનાને મગધપર ચઢાવી, ને નવે **નંદ**નું નિર્મૂળ કાઢ્યું.

**ચાણાક્યે** ચંદ્રગુપ્તને પટ્ટાભિષેક કરવાનું વચન આપ્યું હતું, ને આ તો નેપાળેશ્વર અડધી ગાદીનો ધણી થયો; તેથી પોતાનું વચન નિષ્ફળ જાય તેમ જોયું; એટલે **પર્વતેશ્વર**ના બે પુત્ર જે લડવાને આવ્યા હતા, તેમાંના **મલયકેતુ**ને દૂતપાસે સમજાવ્યું કે **ચાણાક્ય** બડા ખંધો છે. 'સૌમે સુન, હજારમે કાંણા.' તેમ એ કાંણો હજાર ગુણવાળો છે, તે તમને મારવા ધારે છે.' એટલે **મલયકેતુ** નાસીને નેપાળમાં ભરાયો. **વિરોધક** નામના બીજા પુત્રને તરવારના તોરણથી મારી નંખાવ્યો ને **પર્વતેશ્વર** જે વિષયાંધ હતો તેની પાસે ભેટમાં આપેલી વિષકન્યા–જે સુંદર હતી તેને મોકલી, ને કહ્યું કે તમોએ અમને ઘણી મદદ કીધી છે તો નગરમાંથી જે પહેલી ભેટ આવી છે, તે તમે લ્યો.' તે વિષકન્યાને પ્રેમથી લઈ, તેની સાથે વિલાસ ભોગવતાં **પર્વતેશ્વર** પણ નવનંદ સાથે સ્વર્ગે ગયો.

આ રીતે એક **શકટાલ** કારભારીના પુત્રે આખા **નંદ**કુળનો નાશ કરાવ્યો છે. એવા કારભારીઓ ઘણા કુટિલ કર્મવાળા હોય છે. તેઓનો કદાપિ પણ વિશ્વાસ રાખવો નહિ ને તેની સાથે સંબંધ પડે તો ઘણા ડહાપણથી વર્તવું જોઇએ. કાર્યભારીના અપ-

કૃત્યનું વર્ણન તો બ્રહ્મા ચારમુખે કે શેષ હજાર મુખે પણ કરી શકે તેમ નથી.

# સર્ગ ૧૧ મો

## ચોસઠ માયાવી ધૂતારાનું વર્ણન

પાછલી રાત્રિના જ્યારે સર્વ સ્થળે જળ જંપ્યું હતું, ને મનુષ્યનો કોઈપણ સ્થળે પગરવ નહોતો ત્યારે ધૂર્ત શિરોમણિ **મૂલદેવ** મહારાજે પોતાના શિષ્યોને કપટ કળા શીખવવી શરુ કીધી. તેણે ઘણા મંજુલ સ્વરે **ચંદ્રગુપ્ત**ને કહ્યું, બેટા, દ્રવ્ય હરણ કરનારા કેટલાકો તને કહી બતાવ્યા, પણ બીજા નહાના નહાના એટલા બધા છે કે, તેનું વર્ણન થાય તેમ નથી, તથાપિ સંક્ષેપમાં કેટલાક સંબંધી તને કહું છું.

### ૬૪ ધૂતારા

૧ **ધીવર**ધૂતારો—સમુદ્રપર્યંત ભૂમંડળમાં ધૂતારાઓની માયા ઘણી મોટી છે—તેનો પાર આવે નહીં તેવી છે. જેમકે ધીવરો—મચ્છીમારોએ બુદ્ધિ વગરનાં માછલાંઓને ફસાવવા માટે જાળ બનાવી છે; અને તેમાં મૂઢ મત્સ્યોને છેતરી મારી નાંખે છે,

તેમ ઘણાક માયાવી એવા છે કે, બોર આપીને કલ્લી કાઢી લે છે.

૨ બીજો ધૂતારો વૈદ્ય છે. જે પ્રાણને માટે આપણે અનેક પ્રયત્નો કરીએ છીએ, તે સર્વસ્વ ગણાતો—મુખ્ય ગણાતો પ્રાણ હમેશાં વૈદ્યોના હાથમાં રહેલો છે, તે વૈદ્યો પ્રાણને રિબાવી રિબાવી દેહને અત્યંત કષ્ટ આપે છે. માટે વૈદ્યોને વિરહના જેવા અતિ દુઃખદાયી સમજવા, અને ઉનાળાના દિવસો જેમ તૃષા ઉત્પન્ન કરી અત્યંત દુઃખ આપે છે, તેમ વૈદ્યો પણ જૂઠી જૂઠી આશાઓ આપી શરીરને શોષવી નાંખે છે. તેઓ પોતાની વિદ્યાની અજમાયેશ જ કરવા માટે જૂદાં જૂદાં ઔષધો બદલાવી અનેક ઉપાયો કરી હજારો માણસોને મારી નાંખે છે, ત્યારે છેવટે સિદ્ધ વૈદ્ય બને છે. પુષ્ટિનાં ને કામોત્પાદક ઔષધો વૈદ્ય પાસથી ન ખાવાં. ખરો વૈદ્ય તો જવલ્લે જ મળશે. માટે વૈદ્યનો વિશ્વાસ ન કરવો.

૩ ત્રીજો ધન હરનાર જોષી છે. તે રાશિચક્ર લખી, મુખના ચાળા કરી, જાણે ગ્રહનો વિચાર કરતો હોય તેમ જણાવી ઝાઝી વારે પ્રશ્ન પૂછનારાએ જે પ્રશ્ન પૂછ્યું હોય, તેનો ઉત્તર આપે છે;

અને આકાશમાં ચંદ્રમાની સાથે વિશાખાનો સમાગમ ગણાવ્યા કરે છે; પરંતુ પોતાની સ્ત્રી જૂદા જૂદા જારો સાથે કેમ વિલાસ કરે છે તે, તે, જરા પણ જાણતો નથી.

૪ ચિતારો. ધન મેળવવા માટે પ્રથમ તો પોતાનું સર્વ ધન તે ચિત્રના કામમાં નાશ કરી નાંખે છે. અને પછી ચિત્રના કામમાં રસિયો હોય તેવો કોઈ ધનવાન્ શોધી, તેને તેમાં ફસાવીને તેના પૈસાનો પણ નાશ કરાવે છે.

૫ **ધાતુને મારી જાણનારો વૈદ્ય.** તે લોકોને કહે છે કે, મેં એવો રસ તૈયાર કર્યો છે કે તે રસનું સેવન કરવાથી પુરુષ સો સ્ત્રી અથવા તો હજાર સ્ત્રી સાથે ક્રીડા કરી શકે છે; અર્થાત્ મારો રસ ઘણી શક્તિ આપનારો છે. આમ વાતો કરે છે. પરંતુ પોતે નાગો, દુર્બળ અને લુખો જોવામાં આવે છે. વળી ત્રાંબાના ઘડા જેવડા માથાવાળો ઘરડો ધૂતારો રસાયની વૈદ્ય, ટાલ પડેલા લોકો પાસે નવા કાળા ભમ્મર જેવા વાળ આણવાની વાર્તાઓ કરીને ધન લૂટે છે.

૬ **સિદ્ધમંત્રી**–પ્રહ્લાદ, નમુચિ, તારકાસુર અને શંબરની સ્ત્રી સાથે પણ વિલાસ કરવાની આશા

રાખનારા કેટલાએક કામી લોકો બીલાં વગેરેનો હોમ કરે છે, તેનો ધુમાડો આંખમાં જવાથી તેઓ આંધળા બને છે. તે પછી અત્યંત પસ્તાય છે. વળી કેટલાએક પ્રયોગ જાણનારાઓ કહે કે, છે જો આકાશનું ફળ મળી શકે તો દેવાંગના સહજમાં વશ થઈ શકે અને મચ્છરનાં હાડકાં મળી શકે તો તેમાંથી ઘણી સિદ્ધિઓ મળી શકે છે, અને જો કાળા ઘોડાની લાદ લઈ તેની વાટ બનાવી દીવો કરીએ તો આકાશમાં દેવતાનાં મંદિરો જોવામાં આવે છે; તથા જે માણસ શરીરમાં દેડકાની ચરબી લગાડે છે તે અપ્સરાને અત્યંત વહાલો–પ્રિય થઈ પડે છે. આવી બડી બડી વાતો કહી ધૂતારાઓ જૂદી જૂદી જગામાં ફરી, જૂદી જૂદી સિદ્ધિની લાલચ રાખનારા હજારો લોકોને ખાડામાં નાંખે છે.

૭ **વશીકરણી**–જેઓને કામ તંત્રની કે કામના મૂળ મંત્રોની તો બિલકુલ ખબર જ નથી; તોપણ વશીકરણ કરવામાં ઇચ્છાવાળા ધૂર્તયોગીઓ રસ્તે રસ્તે ફરી સ્ત્રીઓને વશીકરણની રાખ આપીને લૂટે છે.

૮ **માર્ગે ફરતા યોગી**–માર્ગમાં ગુરૂનો ઢોંગ કરી સાધારણ દીક્ષાવાળા ઢોંગી સાધુઓ સાધારણ યોગ

જાણી પારધીની માફક મૂર્ખોના ધનને લૂટે છે; અને તેમની સ્ત્રીઓને ભ્રષ્ટ કરે છે.

૯ **હાથ જોનારા ધૂતારા**–કેટલાએક ધૂર્તો આ કન્યાના હાથમાં ધન રેખા પડી છે, અને તેનો પતિ ચંચળ મનવાળો છે; આમ બોલી કુળવાનની સ્ત્રીઓના કમળ જેવા કોમળ હાથને મસળે છે ને દબાવે છે.

૧૦ **હાજરત**–કેટલાએક માયાવી પોતાના અંગુઠાના નખ ઉપર પાણીનું ટીપું મૂકી કોઈપણ છોકરીને જૂદાં જૂદાં માણસોનો ભ્રમ બતાવે છે. પણ તે એક મોટા દંભી ચોર છે–ને તે સર્વ ઈંદ્રજાળ જેવું ખોટું છે.*

૧૧ કોઈ ધૂર્ત્ત મંત્રવગર સાધારણ ધૂપ કરી પોતાના શરીરમાં ભૂત આણી લોકોના હાથના માર ખાઈ લોકોને છેતરીને આનંદમાં ખાનપાન કરે છે.

૧૨ કેટલાએક કાખમાં પુસ્તક મારી કહે છે કે, એમાં નાગાર્જુન નામના ધૂપની વિધિ બહુ ઠીક લખેલી છે; માટે તે પ્રયોગ કરો તો કાર્યસિદ્ધિ થશે–આમ કહી લોકોને મોહ ઉપજાવી તેનું નાણું અગ્નિમાં નખાવી દે છે.

---

* આપણા લોકો આને હાજરાયત કહે છે.

૧૩ બીજા ખોટા ધૂપ કરનારા ઘણા છે, એ ખોટા ધૂપ કરનારા ધૂર્તોને યક્ષિણીના પુત્ર જાણવા અને ચોર જાણવા. કારણ કે તેઓ દરિદ્રી અને રાજ્ય વગરના ફરે છે, તે તેમના દુષ્ટ કૃત્યનાં ફળ છે.

૧૪ **ધૂર્ત**—કેટલાએક ધૂર્તો કહે છે કે, ફલાણા ધનાઢ્ય વાણીઆએ મારી છોકરીને મારી પાસેથી પુત્રની માફક પૈસા આપીને વેચાતી લીધી છે, આવી ખોટી વાતો કરી કન્યા માટે તે વાણીઆને, અનેક નિંદા કરીને લૂટે છે; કેમકે પ્રતિષ્ઠાના ભયથી તે બાપડો લૂટાય છે.*

૧૫ **મુનિચોર**—જે આપણા અભિપ્રાયની વાતો કરતો હોય; અને મર્મ જાણનારો હોય તેવાને હ્રદયચોર જાણવો. આવાં માણસો બીજાએ ચર્ચા જોવા માટે મોકલેલાં સમજવાં અને તે મિથ્યા મૂગાં અને બહેરાં થઇને રહે છે; તેમનાથી સાવધ રહેવું.

૧૬ **દંભી ચોર**—શરીરમાં રાખ ચોળીને સાધ્વી થયેલી વેશ્યા, વૃદ્ધ જતી અને દેવસેવા રાખનારી

---

* આ બાબત પરન્યાતમાંથી કે દૂર દેશમાંથી કન્યા લાવવાના ચાલના સંબંધમાં છે. ગમે ત્યાંથી કન્યા લાવનારા ફસાઈ પડે છે, કેમકે મૂળે કન્યા કઈ જાતની હોય છે, ને તેથી કેટલાક ધૂર્તો ગમે તેવી કન્યા વળગાડી લાભ લે છે.

વૃદ્ધ ગણિકા–પોતાને ત્યાં રોજ સાંજ સવાર લોકોને ઠાકોરજીનાં દર્શન કરાવનારી ગણિકા—આ સર્વ, અનેક ઉપાયોથી કુળવાળી સ્ત્રીઓનાં ધન અને શિયળનો નાશ કરે છે, તેનાથી સાવધ રહેવું.

૧૭ **શઠચોર**–એક ધનાઢ્ય તરુણ વિધવા સ્ત્રી તારા જેવા તરુણ ખૂબસુરત પુરુષને ગુપ્ત પતિ કરવા ચહાય છે, આવી રીતે કેટલાએક ધુર્તો મૂર્ખોને સમજાવી તેનું સર્વ ધન પોતે ખાઈ જાય છે, તેનાથી સાવધ રહેવું જોઇએ.

૧૮ **કાળચોર**–નિરંતર પગારદાર તરીકે કામ કરવા રહેલા, સુતાર, સલાટ અને મહેતા વગેરે ધુતારાઓ પોતાને કરવાનું જે કામ હોય તેમાં વારંવાર વિઘ્ન લાવીને દિવસોના દિવસો કાઢી નાખે છે; અને હંમેશાં રમ્યા કરે છે, માટે આ ધુતારાઓને કાળચોર જાણવા.

૧૯ **રમળવાળા**–ઘણા પ્રસિદ્ધ ને કપટમાં મહાનિપુણ જુગારીઓ, પાશા (રમળ) નાખવાનું નામ દઈ જૂદી જૂદી ગણતરી કરી, અનેક પ્રકારે હાથ ચાલાકી કરી, પરદેશમાં અનેક ખેલો કરતા છાના ફરે છે ને દ્રવ્ય હરે છે–તે પણ દ્રવ્યચોર છે.

૨૦ જેને ઘરમાં ઉપજ માત્ર ભોજન જેટલી થતી હોય અને જુગાર, દારુ, અને વેશ્યા માટે ઘણો જ

ખરચ કરતો હોય તે માણસને ઘરનો ચોર અથવા નીચ કૃત્ય કરનાર કે પરઘરનો દાસ એમાંથી એક જાણવો; ને તેનાથી સાવધ રહેવું.

૨૧ **સ્વાર્થચોર**—શાસ્ત્ર માત્ર તો કોઇએ પણ રચેલાં છે, માટે તે સઘળાં બનાવટી છે ને તે સર્વ ખોટાં છે; તેમ જ પરલોક કોઈ પણ જોઈ આવ્યું છે? ના રે ના. પરલોક વળી કેવું. આમ બોલનારા ચાંડાળ ચાર્વાકનો કદી પણ વિશ્વાસ કરવો નહિ; કારણ કે મત્ત માતંગને કોઇની પણ બીતિ હોતી નથી.

૨૨ **લાભચોર**—ઘણા લાભની લાલચ રાખનારા લોકોને, બમણો લાભ બતાવીને તેઓ પાસેથી ઘણા પૈસા કરજે કાઢે છે, તેવાને અધિક ચતુર અને લાભચોર કહેતાં ગમે તેમ કરી પૈસા એકઠો કરનારા જાણવા.

૨૩ **ન્યાયચોર**—મનુષ્ય પાસેથી ધન કઢાવનારા કેટલાએક વિદ્વાનો કહે છે કે, સમુદ્રને આધારે તેમાંનું પાણી શોષણ કરનારો વડવાનલ રહ્યો છે; આમ બોલનારા ભટ્ટને ન્યાયચોર જાણવા.

૨૪ **સુખચોર**—જે મિત્રો કેવળ વૈભવનો જ ઉપભોગ કરવાની ઇચ્છા રાખતા હોય છે; અને

જ્યારે વિપત્તિ આવે ત્યારે દૂર ભાગી જાય છે એવા મિત્રોને સુખચોર જાણવા. એ તો ધનના દોર્યા દોરાય છે.

૨૫ **કર્ણચોર**–જે કંઈ નવું સાધારણ ચરિત્ર બન્યું હોય તેનું, કલ્પના કર્યા વગર મોટાં મોટાં વચનોમાં વર્ણન કરી માણસને રાજી કરે છે તેને કર્ણચોર જાતનો ધૂતારો સમજવો.

૨૬ **સ્થિતિ ચોર**–બોલવામાં ડહાપણવાળા ધૂર્ત લોકો, દોષોમાં પણ ગુણનું આરોપણ કરી, ખોટાં વખાણ કરે છે; અને પોતા ઉપર પ્રીતિ મેળવી બધી જ સૃષ્ટિરચના કરે છે. આવા દુરાચરણી લોકોને સ્થિતિચોર કહેવા, એટલે હાલતમાં ફેર-ફાર કરનારા જાણવા.

૨૭ **ગુણચોર**–ઘણા પ્રયત્નો કરી પારકાના ગુણોને ઢાંકી પોતાના ગુણનાં વખાણ કરનારા લોકોને ગુણચોર કહેવા. અને તેવા ધૂર્તો મૂર્ખોના મનમાં અસર કરી શકે છે. આવા બડાઈખોર આજ ઘણા ધૂર્ત છે.

૨૮ **વૃત્તિચોર**–પ્રથમ આપણી સાથે પ્રેમ બાંધી અત્યંત વહાલો બની બીજા પાસેથી આપણને જે મળતું હોય તેથી વાકેફ થાય છે અને પછી મત્સર-

તાને લીધે અનેક ચાડીઓ કરી તે આવક અટકાવે છે; તેવાથી સાવધ રહેવું, ને તેને વૃત્તિચોર જાણવો.

૨૯ **કીર્તિચોર**—આંતર ઇંદ્રિય અને બાહ્યઇંદ્રિયનો નિગ્રહ કરતો ન હોય, ભક્તિરહિત હોય તથાપિ ઘણાં કઠિન વ્રત કરવાનો આગ્રહ રાખતો હોય તેને સદા કીર્તિચોર જાણવો. આવો માણસ પોતાના જ્ઞાનની ગૌરવતાથી સત્પુરુષનો તિરસ્કાર કરે છે ને સ્વાર્થ સાધે છે.*

૩૦ **દેશચોર**—પરદેશમાં ઘણી સારી ખાવા પીવા વગેરેની વસ્તુઓ મળે છે; આવી આવી કેટલી એક વાર્તા મૂર્ખ પશુ જેવા લોકો પાસે કરી તેને પરદેશમાં ઉપાડી જાય છે; તેવાને દેશચોર જાણવા.

૩૧ **સ્વભાવચોર**—જે અનેક હાસ્યના ભેદોથી અને ચાલાકીવાળા મશ્કરી ઠઠ્ઠાથી હંમેશાં ગમ્મત કરાવ્યા કરે છે તેને સ્વભાવચોર જાણવા; ને તે, તે નિમિત્તે દ્રવ્ય હરી જાય છે.

---

* શમ, દમ ધારણ કરવાથી કોઈ જાણે નહિ; પણ વ્રત વગેરે બહારનું ડોળ લોકોના જોવામાં આવે છે, અને તેથી લોકોમાં તેની કીર્તિ વધે છે. જેટલા વ્રત કરનારા છે તે સર્વને કીર્તિચોર જાણવા. બૈબલમાં છે કે 'ઉપવાસ કર તો મોંપર તેલ લગાડીને કર, પણ લોકોને બતાવવા ન કર,' અર્થાત્ કાંગલો કુંગાલો ન થા.

૩૨ **કુટ્ટન**–જેઓ પ્રથમ પોતાની સઘળી દોલત ખાઈ જાય છે અને પછી બીજાની દોલત ખાવાની તૈયારી કરે છે; અને હંમેશાં વેસ્યાનાં ફાટે મોઢે વખાણ કરે છે ને કહે છે કે 'જેણે ન સેવ્યું ગણિકાનું ઘર, તેનું જીવ્યું મનુષ્યમાં ખર;' તેવા પુરુષને જાર–ભડવા જાણવા અને તેનાથી ડરીને ચાલવું–તેની સોબત કરવી નહિ.

૩૩ **કપટી સાધુ**–જેઓ ઘણું પવિત્રપણું બતાવી બીજાનું ધન લેતા ન હોય, અને સર્વથી મોટા થઇને બેસતા હોય, નિયમ પાળતા હોય, અને નિસ્પૃહીપણું બતાવતા હોય તેને ધૂર્ત જાણવા ને તેવાની સોબત પણ કરવી નહિ.*

---

* આ પર એક વાત ચાલે છે:–કાઠિયાવાડમાં રસ્તે જતા બે મિત્રોએ એક એકાંતસ્થળમાં એક જોગીને જોયો. તેની પાસે એકે વસ્ત્ર નહોતું, ને કંઈ પણ સામાન નહોતો. એક મિત્રે કહ્યું કે આ પૂર્ણ યોગી છે, કેમકે વાસણ કે વસ્ત્ર કંઈ નથી તો ધન કે અનાજ પણ લઈને ક્યાં રાખે? બીજા મિત્રે કહ્યું કે ચાલ, આપણે પરીક્ષા લઇએ. પછી તે સાધુ પાસે ગયા ને પાસે જઈ નમસ્કાર કીધા. પણ બાવાજી તો આંખ મીચી બેઠા હતા તેથી સામુંએ ન જોયું ને બોલ્યાએ નહિ; ત્યારે એકે કહ્યું, 'રે રામરામ, અમારે આવા કોક સંત-પુરુષને પાંચ રૂપીઆ દાનમાં દેવા છે, પણ શું કરીએ?'

૩૪ શહેરમાં રહેનારા કપટકળાપ્રવીણ વાણી-આઓ પોતે આપણા ઘરમાં આવીને પોતાના હાથથી બાળકને કાચનો કકડો આપે છે, તો તે પણ અમૂલ્ય વસ્તુ બની જાય છે! તેઓ એવા કપટી છે કે તેના હાથની પણ ઓરજ ખૂબી છે. અર્થાત્ આવા કપટીઓ કાચ આપી કંકણ તફડાવી જાય છે, તેનાથી સાવધ રહેવું જોઇએ.

૩૫ આપણી ઇચ્છા પ્રમાણે વર્તનારા, આપણે હલકું કામ કરવાની ઇચ્છા કરીએ તોપણ ઠીક છે એમ કહેનારા, અને મીઠું મીઠું બોલી ધન વગેરે લૂટી જનારા લોકોને ઝેર જેવા ગણી તેનો છેટે-થી જ ત્યાગ કરવો. નહિતર તે ઝેરની માફક અંદર પ્રવેશ કરી છેવટે મહા દુઃખી કરે છે.

૩૬ રાજા તારા ઉપર ઘણા મહેરબાન થયા છે,

---

બાવાજી મૌન્ય ધરી રહ્યા છે, આંખ પણ ઉઘાડતા નથી તેમ તેમની પાસે વસ્ત્ર પણ નથી કે છેડે બાંધી જઇએ પાસે મૂકી જઇએ તો કોઈ દુષ્ટ ઉપાડી જાય તેની પણ શી ખબર પડે, ત્યારે લાચાર! ચાલો ભાઈ જઇએ; આમ બોલી જવાનો વિચાર કરે છે કે તુરત બાવાજીએ મોઢું ઉઘાડ્યું ને જણાવ્યું કે મોંમાં નાંખો. તુરત પેલા બે મિત્રોએ તેમાં ચમટી ધૂલ નાંખીને કહ્યું કે 'ધનની તૃષ્ણા કાંઈ છોડતું નથી.'

અને એકાંતમાં તારાં વખાણ કરતા હતા; આવી રીતે કેટલાએક ધૂર્ત મૂર્ખોને સમજાવી તેની પાસેથી નાણું લૂટે છે.

૩૭ મેં એક માસ પર્યંત ઉપવાસ કર્યાં તે ઉપરથી લક્ષ્મી દેવીએ પ્રસન્ન થઈ મને દર્શન આપ્યાં અને હાથમાં કમળ લઈ તારા ઘરમાં જતાં તેને આજ રાત્રિએ સ્વપ્નામાં મેં દીઠાં, ને પછી તે દેવીએ મને આદરથી કહ્યું કે 'તને જે કાંઈ જોઈશે તે મારો ભક્ત નિર્વિલંબે આપશે; તારે તેને મારી હકીકત કહેવી'—આવી બનાવટી વાર્તાઓ કલ્પી ઘણા ધૂર્ત લોકો અજ્ઞાની માણસોને બારણે બારણે ફરતા આપણા જોવામાં આવે છે; ને તેઓ લોભીને અને મૂર્ખને લૂટે છે.

૩૮ કેટલાએક ધુતારાઓ જ્યારે શહેરનો પાયો નંખાતો હોય અથવા તો શહેરનો નાશ થતો હોય વા યજ્ઞ કે વિવાહ વગેરેનો ઉત્સવ હોય ત્યારે પોતે સ્વકુટુંબીનો વેશ ધરી માણસોની અંદર દાખલ થઈ જાય છે; અને વખત મળે સઘળું લૂટી જાય છે.

૩૯ જ્યારે પોતાનાં સગાં કુટુંબી દારુ વગેરે પીએ ત્યારે પોતે પીએ નહિ અને આખી રાત્રિ ઉજાગરો કર્યાં કરે તથા આખો દિવસ પાઠ, પૂજા,

સેવા ને ધ્યાન કર્યાં કરતો હોય તે માણસ કંઈ પણ સંકેતકાર્ય કરવા માટે ઉદ્યોગ કરે છે એમ સમજી લેવું; અને તેને ધૂર્ત જાણવો.

૪૦ બોલાવીએ ત્યારે પ્રત્યુત્તર આપે નહિ અને પ્રત્યુત્તર આપે તો ગળગળો થઇને આડું અવળું બોલે; જેના મુખ ઉપરથી તેજ ઉડી ગયું હોય; હાંફતો જણાય અને વખતે ધ્રુજતો પણ જણાય તેવા માણુસને નિ:સંશય ચોર જાણી લેવો.

૪૧ **પાપી ઢોંગી**–જે હંમેશાં પવિત્ર રહેવાની ઇચ્છા જણાવતો હોય, ડોળ કરીને બોલતો હોય અને પોતાનાં નીચ કામને ઢાંકી દેતો હોય, આવા માણુસને પાપી ને ઢોંગી જાણવો અને તેનાથી સદાય ડરીને ચાલવું.

૪૨ જે માણુસ આપણી સમક્ષમાં કે પરોક્ષમાં કરેલું કામ કહે કે ન કહે અથવા તો ન કરેલું કામ કહે કે ન કહે, અને કાર્ય કરતી વખતે નિર્ભય થઇને કરે છે તેવા માણુસનો ભય જરૂર રાખવો જોઇએ.

૪૩ **ધૂર્તકામી**–જે જાણી જોઈ મૂર્ખ બની સ્ત્રીઓની વચમાં નપુંસકની માફક, સ્ત્રીના સ્વભાવને અનુકૂળ આવે તેવી વાર્ત્તાઓ કરતો હોય તેને

ઘરમાં રહેલો ધૂર્ત કામદેવ જાણવો. એટલે તે સ્ત્રી-
ઓને મીઠી મીઠી બાયલી વાણીથી રાજી કરી તેની
સાથે પોતાની હલકી ઇચ્છા પાર પાડે છે; માટે તેવા
ધૂર્તને ઘરમાં આવતાં અટકાવવો.

૪૪ **લક્ષ્મીનો ઉંદર**-જે હંમેશાં નિચ દૃષ્ટિ
રાખતો હોય, વૈભવ છતાં પણ લૂગડાં મેલાં પહેરતો
હોય, દાતણ કરતો ન હોય, અને ધનના ભંડારમાં
બેઠો બેઠો લખ્યા કરતો હોય, તેને ભંડારમાં રહેનારો
ઉંદર જાણવો.

૪૫ **વ્યવહારદૂત**- જે હમેશાં પોતાના ઘરમાં
બેશી રહેતો હોય અથવા તો પોતાના સ્નેહીઓના
ઘરમાં બેશી રહેતો હોય અને ત્યાં ઘરની મોટી
મોટી વાતો કરતો હોય, તેને દૂત (ખબર લઈ જનારો)
જાણવો અને એવા ઘરની વાત લઈ જનારા લોકોનો
સર્વથા ત્યાગ કરવો.

૪૬ જે મનુષ્ય નિંદાયક, ઘણો દંડ ભરવો પડે
એવું નિચ કર્મ કરી લોકોને ઠગે છે, તે માણસે
પોતાની જીંદગી પર્યંત ભયથી ખવાઈ શકાય એવું
મજબૂત પોટલું બાંધ્યું એમ સમજવું. જેમકે
નવા પૈસા પાડી લોકોમાં ચલાવે અને પછી ગુપ્ત
રહે, એટલે કપટથી મેળવેલા પૈસા નિર્ભય થઈને

ખવાતા નથી; કારણ કે તે છતું થાય તો જન્મપર્યંત દુ:ખને પામે છે.

૪૭ **ગુપ્તકામી**–જે મનુષ્ય ઇંદ્રિયનિગ્રહની વાતો કરતો હોય, સદોદિત મોઢામાં રામનું નામ જપતો હોય, બીલાડીપેરે નીચી દૃષ્ટિ રાખતો હોય, સ્ત્રીઓનો પૂર્ણ અભાવ બતાવતો હોય, ઇંદ્રિયનિગ્રહવાળા સંતોનાં ચરિત્રોનાં વખાણ કરતો હોય ને પોતાની નિંદા કરી આત્માને નષ્ટ કરતાં, સાંકેતિક વાતમાં નિષ્કામીપણું બતાવતો હોય, તેને મહાકામી ને ગુપ્ત કામચોર જાણવો.

૪૮ ધુર્ત મનુષ્ય, મૂર્ખનું સર્વ ગુહ્ય વૃત્તાંત પ્રથમ જોઈ લેછે અને પછી તેનું રહસ્ય તે દ્વારા રમત માત્રમાં જાણી લઈ તે મૂર્ખને પોતાનો તાબેદાર કરી મૂકે છે અને પેલો મૂર્ખ પોતાની છાની વાતો છતી કરશે, એવા ભયથી તે ધુર્તથી ડરી ડરીને ચાલે છે; માટે ગુપ્ત વાત કરતાં સદાય સાવધ રહેવું.

૪૯ કેટલાએક ધૂર્ત ધનવાન્ ઉપર જુલમ ગુજરવા માટે રાજાની પરવાનગી વગર પોતાના ઘરમાં કે બીજી જગામાં રૂપાનાણું–રૂપીઆ વગેરે રાજાના સિક્કાઓ પાડી અથવા તો ખોટા લેખો બનાવી કોઈ જાણે નહિ તેમ ધનવાનના ઘરમાં તે સિક્કાઓ

અથવા તો લેખો નાખીને ચાલતા થાય છે ને પછી ડરાવે છે; માટે આવાઓથી પણ ખૂબ સાવધ રહેવું.

૫૦ **પાશધારી યમ**–જે ધનાઢ્ય મનુષ્ય, દુર્બળ છતાં પણ હલકા સ્વભાવના શસ્ત્રધારી માણસને પોતાના ઘરમાં રાખી અન્ન વગેરેથી તેનું પોષણ કરી ઘણા પૈસા ખર્ચ કરી ઉછેરે છે, તેણે પાશધારી યમને ઉછેર્યો એમ સમજવું. કારણ કે પુષ્ટ થયેલો દુષ્ટ માણુસ પરિણામે માઠું નિપજાવે છે.

૫૧ ધૂર્ત લોકો લજ્જાશીળ, કુળવાન્, શુદ્ધ સ્વભાવવાળા અને મર્યાદામાં રહેનારા સત્પુરુષ ઉપર વ્યભિચારનો આરોપ મૂકી, ગર્ભવાળી સ્ત્રીઓ મારફતે સત્પુરુષને સ્ત્રીરૂપ બનાવી મૂકે છે–સત્પુરુષો પોતાના ઉપર આપત્તિ આવવાથી ડરી, તેને આધીન થાય છે, ને દ્રવ્ય આપે છે.

૫૨ **ભોગળભટીઆઓ** એક ચોર છે. તેઓ, પતિ પરદેશ ગયા પછી પાછળ એકલી રહેલી થોડી બુદ્ધિની સ્ત્રીને જાણવામાં આવેલી અને ન આવેલી એવી અનેક કપટની વાર્તાઓથી છેતરે છે–કહે છે કે "તારો પતિ હમણાં થોડા દિવસમાં આવશે, અથવા તો તે માંદો છે માટે ગ્રહની શાંતિ કર; માતાને નૈવેદ, ઘીનો દીવો કર, બ્રાહ્મણ જમાડ" વગેરે અસ્ટમ પસ્ટમ સમજાવી લૂટી જાય છે.

૫૩ ધૂર્તો. ઘણાં માણસો જ્યાં હોય છે ત્યાં વસ્ત્ર અને ઘરેણાં પહેરી સારા માણસ જેવો પોશાક પહેરી પ્રવેશ કરે છે. પણ પછી ધીરજથી સઘળું ચોરી લઈ જાય છે. તેમ કરતાં પકડાય તો કહે છે કે, અમે તો મશ્કરી કરીએ છીએ, અને જોવામાં આવે નહિ તો ઉપાડીને ચાલતો થાય છે.

૫૪ કેટલાએક ધૂર્તો ધનાઢ્ય દેશમાં જઈ મોટા શેઠનો ડોળ ઘાલી મોટી પેઢી માંડી, ધન એકઠું કરે છે. પછી તે ધન ઘડાઓમાં ભરી પોતાના ઘરમાં છાનું દટાવી દે છે. સારા પૈસાદાર થઈને એકાદ વર્ષ તો ચોખ્ખો વ્યવહાર રાખે છે, પણ પછી લાખોની થાપણ ઓળવી દેવાળું ફૂંકીને પલાયન કરી જાય છે.

૫૫ કેટલાએક ધૂતારાઓ સોનાના ચકચકિત દાગીના અને મલમલનાં ઝીણાં અંગરખાં પહેરી સારા દુપટ્ટા ખભે નાંખી, લોકો પાસે આવીને કહે છે કે, 'ફલાણા શત્રુએ અમારા બાપને મારી નાંખ્યો અને અમારું રાજ્ય ખાલસા કર્યું છે; અમે બાદશાહી ઓલાદના છીએ વગેરે;' આમ ઘેર ઘેર બારણે કહી લોકોમાં આશ્ચર્યતાથી પૂજાય છે ને વગ વધારી દ્રવ્ય લે છે.

૫૬ મૂર્ખ મનુષ્ય, ધૂર્તનાં કપટ વચનમાં મોહ પામી, પોતાના દેશમાં ઉછરેલો હષ્ટપુષ્ટ બળદ તેને આપી તેની પાસેથી પવિત્ર બકરો લઈ પરસ્પર સમાન (કે વિશેષ) લાભ થયો છે, એમ જાણી તે વખતે રાજી થાય છે; પણ પરિણામે જ્યારે તે બકરાને નકામો જાણે છે ત્યારે પસ્તાય છે.*

---

* દૃષ્ટાંતઃ—એક ગૃહસ્થ પાસે એક નાની શંખલી હતી. આ શંખલીમાંથી રોજ સવા વાલ સોનું ઝરતું હતું; પણ તેથી તે ગૃહસ્થ સંતોષ પામતો નહિ. એક પ્રસંગે એક સાધુરામ તેના ગામમાં આવ્યો. આ સાધુરામ પાસે એક મોટો શંખ હતો. જ્યારે સાધુ કહે કે 'લપોડ શંખ લાખ' એટલે તે શંખ બોલતો હતો કે 'લેને સવા લાખ.' ત્યારે સાધુ કહેતો કે 'રહેને દે બેટા જબ ચહીયેગા તબ લેઉંગા.' આવો ખેલ જોઇને પેલો ગૃહસ્થ લલચાયો, ને તેણે બાવાજીને અનેક પ્રકારે સેવા પગચંપી કરી પ્રસન્નતા મેળવી, ને બાવાજી પ્રસન્ન થયા ત્યારે કહ્યું કે, 'મહારાજ, આ શંખ મને આપો. ને આ મારી શંખલી લ્યો. એમાંથી સવા વાલ સોનું રોજ નિકળશે, જે તમારા જેવા સંતને બસ છે.' બાવાજીએ પહેલી આનાકાની કરી, પણ પછી ભાવ ખાઈ શંખ આપી શંખલી લીધી, ને બીજે દિવસે ગામમાંથી સ્વારી ઉપાડી ગયો. હવે પેલા ગૃહસ્થે શંખને ઘેર લઈ જઇને કહ્યું કે 'લપોડ શંખ લાખ,' તો શંખ બોલ્યો કે લેને સવા લાખ.

૫૭ કોઈ મનુષ્ય કંઈ પણ વસ્તુ અર્પણ કરે તો તે વસ્તુનો અનાદર સહિત ત્યાગ કરે ત્યારે જાણવું કે તે મોટા લોકોની સંપત્તિ ઉપર દ્વેષ નજરથી જુવે છે. આવા ધૂર્તવેશધારી બાવાઓને, નિર્ધન પણ તેની પાસે ભય રહિત જઈ તેની લટપટમાં અંજાઈ તેને ધન અર્પણ કરે છે.

૫૮ કોઈ ધૂર્ત ખોટા ભોજપત્રોના ખતમાં મોટી મોટી રકમો માંડી ચોતરફ ફરીને હજારો ધનવાનને લૂટે છે. વળી કેટલાક ધૂર્તો પારસમણિનો લોભ બતાવી, કિમિયો કરવાનો ઢોંગ કરીને લૂટે છે.

૫૯ કોઈ ધૂર્ત ગંગાની યાત્રાનું અને ગયાની યાત્રાનું નામ લઈને પરદેશમાં જઈને દ્રવ્ય હરી લે છે—વળી કેટલાક મૂર્ખ લોકો પાસે જઈને કહે છે કે, અમારો ભાઈ મરી ગયો છે, અથવા તો અમારો કુટુંબી મરી ગયો છે, તેની ક્રિયા કરવા પૈસા જોઈએ

---

બે ચાર દિવસ બાવાજી પેરે કહ્યું કે 'રહેવા દે, લઈશ.' પછી એક દિવસે કામ પડતાં દ્રવ્ય માંગ્યું. ત્યાં શંખ તો દોઢ લાખ, બે લાખ એમ બોલ્યા કરે, પણ કંઈ આપે નહિ. છેલ્લે શંખે કહ્યું કે હું તો વાતો કરું, પણ પૈ આપું નહિ. એટલે તે લોભી બાપડો રોઈને રહ્યો ને સવા વાલની શંખલી પણ ખોઈ બેઠો.

છે. આમ કહી લોકો પાસેથી પૈસાઓ કઢાવે છે. વળી કોઈ કોઈ તો કન્યા પરણાવવા માટે ટેલ નાંખીને દ્રવ્ય લેવા આવે છે.

૬૦ વેશ્યા રાત્રિએ પોતાની સાડી ઝાલીને સૂઈ ગયેલા મૂર્ખોને લૂટી ચાલી જાય છે; પણ તે વેશ્યાને પણ રાત્રિએ ખોટો રૂપીઓ આપી છેતરી જનારા લંપટ પુરુષો પડેલા છે ને તેવા પુરુષથી આપણે સાવધ રહેવું જોઇએ.

૬૧ ધૂર્ત લોકો કોઈ શ્રીમંત વેપારીની દુકાને જઈ, તેને ત્યાંથી અનેક પ્રકારનો માલ ખરીદી, પછી હમણાં પૈસા અપાવું છું, એમ કહી પોતા સાથેનો જે મૂગો અથવા તો બહેરો હોય છે, તેને દુકાનમાં બેસારી છેતરીને વસ્ત્રો લઈ ચાલ્યો જાય છે; પછી વખત થતાં તે ધૂર્ત ન આવતાં પેલા બહેરા અથવા તો મૂગાને પૂછતાં તે કંઈ જવાબ દઈ શકતો નથી; એટલે છેતરાઈ રોઈ રહે છે.

૬૨ ધૂર્ત લોકો થોડાક પરિચય, જરાક નિર્લજ્જતા અને સાધારણ કલ્પનાઓ, એ સર્વ સાધનથી સાધારણ વિવાદ કરી લોકોમાં સર્વજ્ઞ થઈ પડે છે—ખોટો પંડિતાઇનો ફાંકો રાખીને પણ લોકોને લૂટે છે.

૬૩ ધૂર્ત લોકો મિથ્યા ધનવાનના ડાળવડ, પુસ્ત-

કના જ્ઞાનવડે, કથા વગેરેના જ્ઞાનવડે, વર્ણન કરવામાં શૂરવીરતા જણાવવાવડે, અને ચપળપણાવડે ચોમુખે પ્રકાશ કરે છે.

૬૪ પોતાની ઇચ્છા પ્રમાણે ફરનારો, કપટથી સાધુના વેશમાં રહેલો મહા ધૂર્ત, પોતાનાં માણસોને કહી રાખે છે કે, જ્યારે "હું મારાં શરીરોને ધુંણાવું ત્યારે તમારે ચાલ્યા જવું." પછી કોઈ ભક્ત મળે એટલે તે પોતાનું શરીર ધુંણાવે છે, કે સંકેત પ્રમાણે તેનાં માણસો ચાલ્યાં જાય છે અને તે મહા ધૂર્ત ભક્ત પાસે જઇને ભૂતભૂતાવળની વાતો કરી, ડરાવી, ગભરાવી, પૈસા, વસ્ત્ર અને અલંકાર હરી લે છે. તેમજ વળી કોઈ કહે છે કે, 'હું શ્રી પર્વત ઉપર સો વર્ષનું જૂનું આંબળાનું ફળ ખાઇને ચાલ્યો આવું છું; અને હમણાં શુભ શકુન છે કે નહિ તેનો વિચાર કરું છું' આવી રીતે ધૂર્ત મોટાઓની આગળ તડાકા મારી વાતો કરીને ધૂતે છે.

આ પ્રમાણે ધૂર્ત લોકોની હજારો માયાઓ-કપટો છે, તે તો કોઈ પણ જાણી શકે તેમ નથી, પરંતુ મેં તો માત્ર તેની ચોસેઠ માયા-(કપટ કળા) ટૂંકામાં કહી બતાવી છે. તે સર્વથી સાવધ રહીને ધનનું રક્ષણ કરવું, એ ધુતમુધાતમના મંત્રોને તો દોઢ ગાઉના નમસ્કાર કરવા.

# સર્ગ ૧૨ મો

## ગૃહસ્થ તથા સ્ત્રીની કળા

મૂલદેવ મહારાજ આજે ઘણા આનંદમાં વિરાજ્યા હતા. ચંદ્ર મસ્તકપર વિરાજમાન થયો હતો ને શિષ્યો આસપાસ બેઠા હતા. તે વેળાએ સફેત મોતી જેવા દાંતોમાંથી મંદ મંદ હસતાં ચંદ્રગુપ્તને કહ્યું, વત્સ, જે જે કુટિલ કળાઓ હતી તે મેં તને ૧૧ રાત્રિ પર્યંત જણાવી છે; હવે સુશીલ કળા કહું છું. ઉપર જણાવેલા ઠગારાઓનું કપટ અવશ્ય જાણવા લાયક છે. તે જાણવાથી નવી નવી જ્ઞાનની પ્રસાદી મળે છે. તે પ્રસાદીના પરમ અનુગ્રહથી મનુષ્ય કોઈ સ્થળે પણ ફસાતો નથી. પરંતુ યાદ રાખજે કે, તે ઠગની કળાઓનું આચરણ આપણે કરવા લાયક નથી. પણ કળાઓમાં બીજી ઘણી કળા સુનીતિથી પણ ભરેલી છે અને તે સર્વ સ્વીકારવા જેવી છે; કારણ કે અભ્યુદયનો આધાર તેના ઉપર છે.

મનુષ્ય માત્રને અર્થે કળાથીજ લાભ નથી–પણ અર્થ, કામ, ધર્મ ને મોક્ષ એ ચાર પદાર્થની કળા જાણવાની ઘણી જરૂરિયાત છે. તેમાં ત્રણ પદાર્થ

આ લોકમાં સંપાદન થાય છે, ને તે ત્રણ પદાર્થ યથાર્થ રીતે ભોગવાયા પછી મોક્ષનો પદાર્થ યથોચિત આપો આપ મળે છે. તેની પણ કળાઓ છે, પણ તે આ લોકમાં ભોગવવાને માટે સર્જેલી નથી, ને તેથી તે સંબંધી તને વિશેષ કંઈ કહેતો નથી. સંસારમાં અવતરી મનુષ્યે સુખ ભોગવવાનું છે. સુખ ભોગવવા માટે સ્ત્રી, પુત્ર ને દ્રવ્ય એ પણ મુખ્ય સાધન છે. એકલી સ્ત્રી હોય ને દ્રવ્ય પુત્ર ન હોય તો મનુષ્ય મુંઝાઈ મરે છે; દ્રવ્ય હોય ને સ્ત્રી પુત્ર ન હોય તો દ્રવ્ય રડવા જોગ છે. તેથી એ ત્રણે સાથે ભોગવવાં, એ મહાભાગ્યની વાત છે. પૂર્વે મેં તને કહ્યું છે કે સ્ત્રીનો વિશ્વાસ કરવો નહિ, તેથી તારે એમ ન ધારવું કે સ્ત્રીનો સંબંધ જ ન કરવો, પરંતુ સ્ત્રીથી સાવધ રહીને સઘળાં કાર્યો કરવાં. મૂર્ખ મતિમંદ મનુષ્યો મનમોહન માનુનીના મોહપાશમાં લુબ્ધ થઈ તેના મનરંજનાર્થે અનેક પ્રકારે વશ થઈ જાય છે, તેમ નહિ થતાં સાવધ રહીને વર્તવું, તેમાં ડહાપણ છે; સ્ત્રીને પરણ્યા પછી કે પરણ્યા પહેલાં તેણીને યોગ્યની કેટલીક કળા શિખવવાની છે ને તે તે યથાર્થ રીતે, ડહાપણથી શિખવવી જોઇએ, કે જેથી તે પોતે સુખી થઈ તને આ લોકમાં તથા પરલો-

કમાં સારી રીતે સુખ અપાવે. સ્ત્રીની આ ઉત્તમ કળા માત્ર **શ્રી**શેષશાયી નારાયણ કે રૂક્મિણીપતિ **શ્રી**કૃષ્ણ જાણે છે, બાકી ઇન્દ્ર ને ચંદ્ર તો અવટાયા જ કરે છે.

## સચ્ચરિત્રશાળી સ્ત્રીની ૬૪ કળા

### ૧–ષોડશ શણગાર કળા

૧ મજ્જન કળા.
૨ ચોળી સાડી પહેરવાની કળા.
૩ ચાંદલો કરવાની કળા.
૪ સેંથો સમારવાની કળા.
૫ વેણી ગુથવાની કળા.
૬ નેત્રાંજન કળા.
૭ અંગરાગ તથા મુખરાગ કળા (શરીરપર સુગંધ લગાડવાની તથા પાન ખાવાની કળા.)
૮ અવતંસ કળા (કાનપર તથા વેણીમાં પુષ્પ ખોસવાની કળા.)
૯ નથની–વાળી પહેરવાની કળા.
૧૦ કંકણ પહેરવાની કળા.
૧૧ કંઠમાં માળા પહેરવાની કળા.
૧૨ કટીમેખલા પહેરવાની કળા.
૧૩ કુચે ચંદન ચર્ચવાની કળા. (જે દેશમાં કંચુકી પહેરવાનો ધારો નથી તેવા કાશ્મીર તથા દક્ષિણ દેશમાં).
૧૪ પાયે લંગર, તોડા, કાંબી પહેરવાની કળા.
૧૫ નેત્રને ચંચળ છતાં સ્થિર રાખવાની કળા.
૧૬ ચતુરાઈ લડાવવાની કળા.

### ૨–ષોડશ અંગશોભા કળા

૧ હંસગતિએ ચાલવાની કળા.
૨ પગના ઘુઘરા ઘમકાવવાની કળા.
૩ કાળા ભમ્મર જેવા કેશ રાખવાની કળા.
૪ કંઇક ગોરાપણું ને કંઇક

શ્યામતા દર્શાવવાની કળા (એથી વિશેષ મોહ ઉત્પન્ન થાય છે.)

૫ દાંત દાડેમની કળી જેવા કે મોતી જેવા રાખવાની કળા.

૬ નિતંબ ભારી બતાવવા તથા રાખવાની કળા.

૭ નખ સાફ હીરા જેવા રાખવાની કળા.

૮ નાક સાફ તેજસ્વી રાખવાની કળા.

૯ પીનપયોધર રાખવાની કળા.

૧૦ અધર અમૃત ભરેલા રાખવાની કળા.

૧૧ કટી પાતળી રાખવાની કળા.

૧૨ કર સુંવાળા રાખવાની કળા.

૧૩ ગાલ કોમળ રાખવાની કળા.

૧૪ પગ સ્વચ્છ રાખવાની કળા.

૧૫ ગાલ તથા હોઠપર તલ પાડવાની કળા.

૧૬ અંગ મઘમઘતું રાખવાની કળા.

## ૩–ષોડશ પતિરંજન કરવાની કળા

૧ મુખ પ્રસન્ન રાખવાની કળા.

૨ સ્મિત હાસ્ય વિકાસિત મુખારવિંદ ધરી બોલવાની કળા.

૩ પતિ ઘેર આવે તે વેળાએ સત્કાર કરવાની કળા.

૪ રસોઈ બનાવી પીરસવાની કળા.

૫ મુખવાસ બનાવી આપવાની કળા.

૬ શણગાર સજી બતાવવાની કળા.*

* ગોસ્વામિ મહારાજ લોકોમાં એવો ચાલ છે કે, સંધ્યાકાળના પાંચ કલાકે વહુજી શણગાર સજી, હાસ્યમય વદન રાખીને પતિને પોતાની મુખ દેખાવણી કરી જાય છે.

૭ કવિતા તથા ગ્રંથો પ્રસન્ન કરી વાંચવાની કળા.

૮ પતિને રૂચતિ રમત રમવાની કળા.

૯ ગાન કરવાની કળા. [કળા.

૧૦ મધુરી વાણી બોલવાની

૧૧ ક્રૂર કઠિન વાણીનો કંટાળો આણવાની કળા.

૧૨ પતિના દોષ ન ગણકારવાની કળા.

૧૩ પ્રત્યેક કાર્યમાં પતિને યોગ્ય સલાહ આપવાની કળા.

૧૪ પરાયા પુરુષ સાથે હાસ્યરહિત વાત કરવાની કળા.

૧૫ પતિના દોષ બતાવતાં વિનય દર્શાવી ક્રોધ ન કરવાની કળા.

૧૬ રતિવિલાસમાં સંતોષ આપવાની કળા.

## ૪–અષ્ટ ક્ષેમકળા (ગૃહકાજ સંબંધી)

૧ કરકસર કરવાની કળા.*

૨ પર ઘેર જઈને ઘરનાં છિદ્ર ન ઉઘાડવાની કળા.

---

* આવી બાબત સમજાવતાં દરેક પર દૃષ્ટાંતની જરૂર છે. એક ઠેકાણે બે ભાગિયાઓએ અનાજ વેચવાની દુકાન કાઢી ઠરાવ કર્યો કે, જે અનાજ વેચતાં વેરાય તે વહેંચી લેવું, તે માત્ર ત્રણ ત્રણ રૂપિયા દર માસે લેવા. આ પ્રમાણે લેતાં, એકને ઘેર કુવડ સ્ત્રી હતી તે જેવું વેરાયલું અનાજ આવે તે ઝાડકી ઝુડકી બારી નાંખે. એટલે એક ભાગિયાને તો જેવું તેવું ખાવાનું મળે. બીજાને ત્યાં સ્ત્રી ડાહી હતી તે રોજ નવું નવું અનાજ ખાય. બે ચાર વાર પહેલા ભાગિયાને બીજાને ત્યાં જવાનું થયું, ને જોયું તો કોઈ દહાડો

૩ નિર્ધનતા ન દર્શાવવાની કળા.*
૪ ઘરની સંપત્તિ શુદ્ધ રાખવાની કળા.
૫ વાસણકુસણ તથા ઘર સ્વચ્છ રાખવાની કળા.
૬ વસ્ત્રાલંકાર સંભાળવાની કળા.
૭ બાળક ઉછેરવાની કળા.
૮ બાળકને કેળવવાની કળા.

---

પુરી તો કોઈ દહાડો રોટલા, કોઈ દહાડો તુવેર તો કોઈ દહાડો મગ ને કોઈ દહાડો ચોળા એમ ફરતા ફરતી ખાવાનું મળે. પહેલા ભાગિયાએ વિચાર કીધો કે નિઃશંક આ ભાગિયો દુકાનમાંથી ચોરી કરતો હશે. તે વગર આમ સારું સારું કેમ ખાઈ શકે? આવા વિચારથી દોરાઈ તેણે દુકાનમાં ચોરી કરવા માંડી. આ વાતની જાણ બીજા ભાગિયાને પડતાં તેણે ટોકયો, ત્યારે જવાબ દીધો કે તું શું કરે છે? પછી સર્વે ખુલાસો કીધો. બીજો ભાગિયો ચતુર હતો. તે એક વખતે પહેલાને પોતાને ઘેર તેડી ગયો. ત્યાં જઈ જોય છે તો બીજા ભાગિયાની સ્ત્રી બપોરના સુપડામાં સર્વે અનાજ ભરી ઝાડકી ઝુડકી સાફ કરી વીણવા બેઠી હતી. એક બાજુએ ચોખા કાઢતી, તો બીજી બાજુએ ઘઉં. ત્રીજી બાજુએ દાળ, ને ચોથી બાજુએ મગ પડેલા જણાયા. આ પરથી પહેલાની ખાત્રી થઈ કે એની સ્ત્રી ચતુર હોવાથી તે કરકસર કરી જાણતી હોવાથી આવું સ્વાદિષ્ઠ ભોજન એ લઈ શકે છે.

* સુખ દુઃખ પડે તે વેળાએ વાત તો કરવી પડે, પણ તેમાં જે ચતુરાઈ વાપરવાની તે.

## ૫–અષ્ટ સ્વાભાવિક કળા

૧ વિનય વિવેક ધરવાની કળા.
૨ લજ્જા ધરવાની કળા.
૩ શિળ સાચવવાની કળા.
૪ પતિમાં ચિત્ત ચોંટાડવાની કળા.
૫ પિતૃ ઘરમાં ઝાઝી ભક્તિ ન ધારવાની કળા.
૬ મેળા, નાટક, ચેટકાદિ પ્રસંગમાં એકલાં ન જવાની કળા.
૭ વડીલોની સેવા તથા આજ્ઞા પાળવાની કળા.
૮ સ્વતંત્રતા દર્શાવવાની કળા.*

સ્ત્રીઓની આ ૬૪ કળા શિવાય બીજી પણ ૬૪ કળા છે, જે તારે જાણુવાની ઘણી અગત્ય છે. આ કળાને કેટલાક પુરુષો શ્રેષ્ઠ–પ્રાધાન્ય ન ગણુતાં ગૌણ ગણે છે, પણ તેમાં જે ખૂબી છે તે હવે પછી તને જણાવીશ. હાલ તો કળા જ માત્ર જાણ.

### કર્માશ્રય ૨૪ કળા

૧ **ગીત.** ૨ **નૃત્ય.** ૩ **વાદ્ય.**

૪ **લીપી જ્ઞાન.** (દેશ દેશની ભાષાના અક્ષરો જાણુવા તે.)

૫ **ઉદારતાવાળું.** ૬ **ચિત્ર વિધિ.**

---

* **સ્વતંત્ર હોય, તોપણ બાળપણુમાં પિતાની આજ્ઞામાં રહે, યૌવનમાં પતિની આજ્ઞામાં રહે, ને પતિના ગત થયા પછી પુત્રોની આજ્ઞામાં રહે, એવો શિષ્ટ સંપ્રદાય છે.**

૭ **પત્રચ્છેદ**–(પત્ર વગેરે કોતરવાની કળા. જેથી સ્ત્રીઓ તેનાપર અક્ષરો પણ લખી શકે છે. આ કળાનો ઉપયોગ કાલિદાસના શાકુન્તલે કીધો હતો.)

૮ **માલ્યવિધિ.** (પુષ્પોના નવનવી જાતના અલંકારો બનાવવાની કળા.)

૯ **પુસ્તક કર્મ**–(પુસ્તક પારખવાની કળા.)

૧૦ **આસ્વાદ્ય વિદ્યા.** (સ્વાદિષ્ટ–ઉત્તમ પ્રતિના પદાર્થો બનાવવાની કળા.)

૧૧ **રત્ન પરીક્ષા.** ૧૨ **સીવવાની કળા.**

૧૩ **રંગપરિજ્ઞાન** ( રંગ બનાવવાની તથા રંગમંડપની રચના કરવાની કળા.

૧૪ **ઉપકરણ ક્રિયા**–(રાંધવા આદિનાં સાહિત્ય મેળવવાં તે. જેમ, કદી ઘરમાં ૨૦ માણસની રસોઈ કરવી હોય તો ઘણીક સ્ત્રીઓને ખબર હોતી નથી કે કેટલા કેટલા પદાર્થ વજનમાં કેટકેટલા જોઇશે. તે વારંવાર ઘરના પુરુષને આ લાવજો ને તે લાવજો કહીને રંજાડે છે. પણ ચતુરા જાણતી હોય તો સર્વ પદાર્થ કેટલા લાવવા, તે સારી રીતે સમજાવે છે. વળી સ્ત્રીઓને રાંધતાં રાંધતાં સત્તર પદાર્થ લેવાને સત્તર વાર ઉઠબેસ કરવી પડે છે, તેમ પણ આ કળા જાણવાથી ન થાય.)

૧૫ **માન વિધિ**–(માન આપવાની તથા પોતે માની થવાની કળા.)

૧૬ **આજીવ જ્ઞાન**–(નિર્વાહ કેમ ચલાવવો તે સંબંધી જ્ઞાન. ઘરનો ધણી મહિને પચાસ પેદા કરતો હોય તો કેટલો ખરચ કરીને કેટલી સીલક રાખવી તે.)

૧૭ **તિર્યગ્યોનિચિકિત્સા**–(પશુ પક્ષી વગેરેનું વૈદું જાણવા સંબંધી.)

૧૮ **માયાકૃત પાખંડ સમય જ્ઞાન**–(પારકાના કપટને યથાર્થ રીતે જાણવું તથા કપટમાં પોતે પાવરધાં રહેવું.)

૧૯ **ક્રીડા કૌશલ્ય**–(સ્વપતિ સાથે રતિરંગ રમત ગમત રમવામાં કુશળ થવું, એ જાણવું થોડું જરૂરનું નથી.)

૨૦ **લોક જ્ઞાન**–(કોઈ સાથે સંબંધ પાડવો હોય તો તે કેવો છે–સારો કે નરસો છે, તે જાણવા સંબંધી કળા.)

૨૧ **વિચક્ષણતા.**

૨૨ **સંવાહન**–(પતિના પાદ સેવવા, અંગ ચાંપવું, માથું ચાંપવું તે કળા. ઘણી સ્ત્રીઓને માથું તથા પગ ચાંપતાં ન આવડવાથી કેટલીકવાર પુરુષ કંટાળી જાય છે. પણ આ કળા આવડવાથી પતિ પ્રસન્ન થાય છે.)

૨૩ **શરીર સંસ્કાર**–(શરીર સાફ રાખવાની કળા).

૨૪ **વિશેષક કૌશલ્ય કળા**–( ટીલીટપકી, ચોટલા ચાંદલા કરવાની કળા. )

## पतिसंगे रंगाविळास रमत गमतनी २० कळा

( निर्जीव १६ कळा. )

૧ **આયુઃપ્રાપ્તિ**–( ત્રણ પાસાની રમત યથાર્થ રીતે રમી જાણવાની કળા. જેમકે ૧૭ પડ્યા હોય તો બે સોગઠી એકદમ ૧૨ ક્યારે ચલાવવી, અથવા એક સોગઠીને ૧૭ સામટાજ ક્યારે ચલાવવા તે જાણવાની કળા. )

૨ **અક્ષવિદ્યા**–(પાસા વગેરે કેવા પ્રકારે નાંખવા તે કળા. )

૩ **રૂપ સંખ્યા**–( દંપતી સમયે હોડ બકે, તો મૂઠ મૂકવાની ક્રિયા તે કળા.)

૪ **ક્રિયા માર્ગ**–(સોગઠીને ચાલવાનો માર્ગ કેવો છે, અને કેમ ચાલવું તે કળા.)

૫ **બીજ ગ્રહણ**-( પત્નીએ હોડ બકી રમતાં પ્રથમ પતિ પાસેથી કેમ પૈસા કઢાવવા તે કળા. )

૬ **નયજ્ઞાન**–(હારજીત થઈ તો ન્યાય કેમ કરવો તે.)

૭ **કરણાદાન**–(હોડમાં ઠરાવેલા પૈસા કેવા પ્રકારે લેવા.)

૮ **ચિત્રાચિત્રવિધિ**–(ચિત્રવિચિત્ર રમત જાણવી તે જેવાં કે સોગઠાં, સેતરંજ, ગંજીફો, પાનાં, વાઘ, બકરી, બકરીએ બકરી, કોડીની રમત વગેરે.)

૯ **ગૂઢરાશિ**–(છૂપી મૂઠ મૂકવી તે. મૂઠીમાં પૈસા રાખે ને કહે કે કહો કેટલા છે. પછી પતિ પચાસ કહે ને જિતે તેવું હોય તો પાંચ બતાવે ને તે પોતેજ જિતી હોય તો પાંચને બદલે પચાસ બતાવે તે. વળી પાંચ મૂકી પચીસ માગવા કે પચીસ મૂકી પાંચ માગવા તે કળા.)

૧૦ **તુલ્યાભિહાર**–(સરખા પૈસા આપવા ને લેવા તે).

૧૧ **ક્ષિપ્ર ગ્રહણ**–(ઉતાવળથી પાસા કે પૈસા ઉપાડી લેવા તે.)

૧૨ **અનુપ્રાપ્તિ લેખાસ્મૃતિ**–(જિતેલા પૈસાનો હિસાબ જાણવો. કેમકે તેમ નહિ હોય તો પતિ હારે ત્યારે ગણવામાં ભૂલાવે. વખતે ગમતને માટે પતિ પાસેથી વધારે પૈસા લે–કે મારા તો ૧૦૦ જિતેલા હતા તે ૬૦ ક્યાંથી થયા.)

૧૩ **અગ્નિમક્રમ**–(રમત રમતાં આગળ કેવા

પ્રકારે દાવ ચાલવો તે જાણુવાની કળા. જેમકે ગંજીફામાં રમનાર ૧૦ ઉતર્યો કે તેપર ગુલામ ઉતરવો જ પડે. સોગઠામાં દાવ ચાલતાં એવી રીતે સોગઠી મૂકે કે તે માર્યા વગર છૂટકો જ નહિ–તેમ જ પાનામાં હુકમ ઉતરાવવા વગેરે.)

૧૪ **છળવ્યામોહ**–(કપટ કરી મોહ ઉત્પન્ન કરવો.)

૧૫ **ગ્લહદાન**–(હોડ બકી મૂઠ ભરી હોય તો તેના ઠરાવેલા પૈસા આપવા.)

सजीव ५ कला

૧ **યુદ્ધ**–(તકરાર પડે ત્યારે લડવું ઝગડવું).

૨ **રુત**–(હા હો કરી બોલવું ને ગભરાવવા.)

૩ **ગત**–(હારે તો નાસી જવું. "ચલો ચલો તમે જિત્યા, જિત્યા." "વાહ મઝેની વાત!" "જિતનારનાં મોઢાં તો જુઓ" "જિતનારની પૂછડી તો જુઓ," એમ કહી ગત રમી જવી).

૪ **નૃત્ય**–(જિતે કે હારે ત્યારે ઉભા થઈ ચાળા કરી ભૂલાવો ખવાડવો.)

૫ **ઉપસ્થાન વિધિ**–(બે સખા કે પતિ ને પુત્ર રમતાં હોય તો એકદમ દાખલ થવું.)

આ સર્વ કળા નાનાં બાળકો પણ જાણે છે. એને દ્યૂત કળા પણ કહે છે.

## શયનોપચારિકા ષોડશ કળા

૧ ભાવગ્રહણ.
૨ સ્વરાગ પ્રકાશન.
૩ પ્રત્યંગદાન.
૪ નખદંતનો વિચાર.
૫ નીવીસ્રંસન.
૬ ગુહ્યનું સંસ્પર્શનાનુલોભ્ય.
૭ પરમાર્થ કૌશલ્ય.
૮ હર્ષણ.
૯ સમાનાર્થતા કૃતાર્થતા.
૧૦ અનુપ્રોત્સાહન.
૧૧ મૃદુ ક્રોધ પ્રવર્તન.
૧૨ સમ્યક્ ક્રોધ નિવર્તન
૧૩ ક્રુદ્ધ પ્રસાદન.
૧૪ સુપ્ત પરિત્યાગ.
૧૫ ચરમ સ્વાપવિધિ.
૧૬ ગુહ્યગૂહનમિતિ.

## ઉત્તર કળા-૪

૧ **સાશ્રુપાતંરમણાય શયન**-(પતિ જો રીસાઈ જતો હોય તો અશ્રુપાત કરીને જતાં અટકાવવો તે કળા.)

૨ **સ્વશપથ ક્રિયા**-(મારાસમ તારાસમ ખાઈ પતિને ખુશ કરવો ને કામ કાઢી લેવું તે કળા.)

૩ **પ્રસ્થિતાનુગમન**-(ઉઠીને-રીસાઇને પતિ ચાલ્યો જતો હોય તો તેની પાછળ જવું ને પછી મનાવવો તે.)

**પુનઃ પુનર્નિરીક્ષણ**-વારંવાર પતિને જોવો ને નિહાળવો.

આ પ્રમાણે સ્ત્રીઓની આ બીજી ૬૪ કળા છે. પાછલી કળાઓનો સન્નારીઓ, પતિને રીઝવવા માટે યથાર્થ રીતે ઉપયોગ કરે છે, કે જેથી ગમે તેવો પણ દુરાચારી પતિ પોતાની પત્નીમાં એક રસ થાય છે. વળી આ કળાઓની પેટા કળા ૫૧૮ છે, પણ તે જાણવામાં કાંઈ વધુ માલ નથી.

આટલી કળામાં નિપુણ હોય તેવી સ્ત્રી સદા જ ઘરને શોભા આપે છે. લગ્ન કરતાં પહેલાં તારે એવી સ્ત્રી શોધવી જોઇએ કે, જે સર્વ સુખ આપે; ને તેની સાથે લગ્ન કરવાથી સઘળા ઐશ્વર્યની પૂર્ણ પ્રાપ્તિ થાય. જે સ્ત્રીના અંગના રંગ આગળ સુવર્ણ વિસાતમાં નહિ હોય; વાળની કાળાશ જોતાં ભ્રમરા શરમાતા હોય; નેત્રની શોભા નિહાળી મૃગો નાસતાં હોય; મુખની કળા આગળ શરદ્ પૂર્ણિમાનો ચંદ્ર ક્ષોભ પામતો હોય; નાકના નમણા આગળ પોપટ લજ્જા ધરતો હોય; અંગમાંથી નિકળતો બ્હેકાટ જોઈ કમળ સરોવરમાં સંતાતાં હોય; દંતપંક્તિ નિહાળી દાડેમ રડતાં હોય; જીભની લાલાસથી બળતો પગે પડતો હોય; કાનની આકૃતિ જોતાં શંખ સમુદ્રે વાસ કરે; વાણીની મધુરતા સાંભળતાં કોયલ પોકાર મૂકે; કંઠનો ઘાટ નિહાળી બળત્રાથી શંખનું સત્વ ઉડી જાય; અધર જોઇને અમૃત

પાન કરનારા દેવોને લાલચ થાય; મજીઠને પણ હોઠની લાલાસ આગળ ભૂલાવો થાય; હડપચીની કોમળતા ને નરમાસ જોઇને આંબો રણે રડવડે; સ્તનની કઠિનતા ને નાનાપણું જોઇને કેરીઓ ગળતી થાય; નાભિ જોઇને ગંભીરતા ગર્વ તજે; કટીનો લંક જોઇને સિંહ વનમાં નાસે; આહાર જોઇને મુનિઓ લજ્જા પામે–તેવી સ્ત્રી તે આ જનમંડળનું ભૂષણ છે. વળી જેના નિતંબનો ઘેરાવો જોઇને મદમત્ત હાથી ગર્વ તજે; સાથળની આકૃતિ જોઈ કેળ વાંઝણી થાય; નિતંબ પાછળની પીંડી નિહાળી ભાથા પોતાનું હૃદય વીંધવા બાણને સાથે રાખે; હાથની હથેળી ને પગનાં તળિયાંનો ઘાટ જોઈ રક્તાકાશ નિવાસ કરે; હાથ પગમાં સંપૂર્ણ રેખાઓ જોઇને વનસ્પતિ વેલાઓ નિચું નિહાળે; તેની ચાલ જોઇને હંસ પોકારે ને હાથિણી નાસે–તેવી સ્ત્રી તે ખરેખરો ઘરનો શણગાર છે, વૈભવની વિભૂતિ છે, ઐશ્વર્યનો આત્મા છે, ને પરલોકમાં પાર ઉતારનાર છે. જે થોડા હસવાવાળી છે' થોડું બોલવાવાળી છે, ધીમું ચાલવાવાળી છે, કમળ જેવી કોમળ છે; બુદ્ધિમાં ને સેવામાં લક્ષ્મીને વિસરાવે છે, કર્ણ–બળીથી ઉદાર છે; પ્રભુમાં આસ્થાવંત છે, લજ્જાવંતને પવિત્રાચારવાળી છે,

ભાઇઓને કુટુંબવાળી છે ને પરિપૂર્ણ પ્રેમ સમજનારી ને પ્રેમની પવિત્રતા ને કાંતિ જાણનારી છે, તેવી સ્ત્રીની સાથે લગ્ન કરવાં, એમાં જ ખરું સુખ છે. લાંબી તાડ, રીસાળ, વક્ર ગળાંવાળી, પગે નિમાળાવાળી, ઝાઝું ખાનારી ને બોલવાવાળી, કેડ ને મોઢું શૂર્પણખા જેવું, શરીરનો પરસેવો હાથીના જેવો, પીંગળા વર્ણની, પીંગળા કેશવાળી, જાડા હોઠવાળી ને સદા જ કટકટિયેણ, ધણીને ધમકાવતી ને ડરાવતી એવી સ્ત્રી સાથે લગ્ન કરવાં ને નરકના દુઃખમાં પડવું એ એક જ છે. સચ્ચરિત્રશાળી સદ્ગુણવાળી સ્ત્રી એ ગ્રહરાજમાં ઉર્વશી, આ લોકમાં યશાળી ને પરલોકમાં મુક્તિસુખ દેનારી છે.

સચ્ચરિત્રશાળી સ્ત્રીની કળા મેં તને જણાવી, ને હવે સચ્ચરિત્રવાન્ પુરુષની કળા જણાવું છું. તારા જેવા શ્રીમંતે યશસ્વી કીર્ત્તિનો સ્વીકાર કરીને યાવચ્ચંદ્રદિવાકર રહે તેવાં કીર્તિવંત કર્મો આદરવાં જોઇએ. ઘણા શ્રીમંતો કૃપણ હોય છે, ને તેઓ એક પણ કાર્ય દુનિયામાં યશસ્વી—કીર્ત્તિમંત કરી શકતા નથી. તેઓની લક્ષ્મી તે પતિ વગરની સ્ત્રીઓના સુખ જેવી છે. લક્ષ્મી સદા ચલાયમાન

છે—કાં તો તારે તેને એક દિવસે છોડી જવા પડશે, કાં તો તને છોડી જશે, માટે જે કીર્ત્તિ રાખવાની જરૂર છે તે તારે રાખવી જોઇએ ને તે માટે પુરૂષની ઉત્તમતા દર્શાવનારી જે કળા છે, તે તું જાણી લે.

## ગૃહસ્થની ૨૫ કળા

૧ ઉદાર થવાની કળા.
૨ સત્યવાદી થવાની કળા.
૩ વિનયવાન્ થવાની કળા.
૪ અનુચર વર્ગને રાજી રાખવાની કળા.
૫ કીર્તિવંત કર્મો કરવાની કળા.
૬ પ્રતાપ દર્શાવવાની કળા.
૭ બુદ્ધિવાન થવાની કળા.
૮ સચ્છાસ્ત્ર જાણવા—માનવાની કળા.
૯ શુભ કાર્ય કરવાની કળા.
૧૦ વિદ્વાનને પૂજવાની કળા.
૧૧ સેવકને વધારવાની કળા.
૧૨ બંધુઓને વધારવાની કળા.
૧૩ શત્રુપર દયા કરવાની કળા.
૧૪ મોટા શત્રુનો પરાભવ કરવાની કળા.
૧૫ શરણાગતને નિર્ભય દેવાની કળા.
૧૬ મિત્રનું હિત ચિંતવવાની કળા.
૧૭ અસંબંધ વાતપર લક્ષ ન દેવાની કળા.
૧૮ ગુણ ગ્રાહક હોવાની કળા.
૧૯ કળામાં નિપુણતા ધરવાની કળા.
૨૦ ઉપકાર જાણવા—માનવાની કળા.
૨૧ ઘર કાર્યપર દેખરેખ રાખવાની કળા.

૨૨ સમાન દૃષ્ટિ રાખવાની કળા.

૨૩ આપત્તિનો ઉપાય રચવાની કળા.

૨૪ થોડાને ઘણું માનવાની ને ઘણાને થોડું માનવાની કળા. (ઉપકાર થોડો હોય તેને ઘણો માનવો, ને અપકાર ઘણો હોય તેને થોડો માનવો તેવું ઉંચું લક્ષણ તે.)

૨૫ એક પત્નીવ્રત ધરવાની કળા. (સ્વપત્ની શિવાય મોટીને માતા તુલ્ય, સમાનને ભગિનીતુલ્ય, નાનીને પુત્રીતુલ્ય, ને છટેલ દુષ્ટ આચારણવાળીને મુવેલાં સડેલાં કુતરાંતુલ્ય જાણવું તે.)

આ પચીસ લક્ષણવાળો કળાવાન્ પુરુષ સદા ઉત્તમ ગતિને પામે છે. પુરુષપણાની એ જ યોગ્ય કળા છે, ને તે જ ગ્રહણ કરવા યોગ્ય છે. વિદ્વાનો જેનાથી પ્રસન્ન રહેતા હોય, ચોતરફ જેની કીર્તિ ફેલાયલી હોય, શૂરવીર સુભટો માન આપતા હોય, તરુણાવસ્થા જોઇને કુળશીળ સ્ત્રીઓ આ મારો બાંધવ હોત તો કેવું સારું? એવો ભાવ આણતી હોય, સારા સ્વભાવ ને ગુણ ચોતરફ ફેલાતા હોય, સ્વરૂપની કાંતિ જોઇને કંદર્પ દર્પ મૂકતો હોય, મધુર વચન બોલવાથી સભા રંજન થતી હોય, સત્કર્મની ખ્યાતિથી દેશ વિદેશથી કન્યાઓનાં માગાં આવતાં હોય, આચાર પાળવાથી વિદ્વાનો સંતુષ્ટ થતા હોય, નીરોગીપણાને લીધે અંગ ઉઠાવ ભારે હોય; ગરીબ

ગરબાંઓ જેને જોતાં આસપાસ વિંટલાઈ વળતાં હોય; વડિલો પણ જેની બુદ્ધિનો પ્રભાવ જોઈ સંમતિ લેતા હોય; કુળ પરંપરા ને વ્યવહાર પરંપરા જાણવાથી સગાં કુટુંબીઓ પૂછતાં હોય; પાપ વાણી કે બુદ્ધિ જેના પુણ્યપ્રતાપથી બળું બળું થતી હોય; સત્ય બોલવાથી હરિશ્ચન્દ્રને ઇર્ષ્યા થતી હોય; મિત્રનો સમાગમ જોતાં રામ પોતાનું સચિવપણું આપવા તૈયાર થતો હોય; ઉદારતા જોઈ બળિ ખળભળતો હોય; પ્રેમ પ્રીતનું જ્ઞાન જોઈ કામ નાશતો હોય; શય્યાસુખ જોઇને રતિ નિચું જોતી હોય–એવો જે પુરુષ તે જ પુરુષ ગણાય છે, બાકી તો પાષાણ તુલ્ય જ જાણજે. જેમ પાષાણ કોઇને ઉપયોગી નથી, તેમ જ એ કળા વગરનો પુરુષ છે. પુરુષ માત્ર અવયવે જ ગણાતો નથી, પણ કાર્યથી ગણાય છે. વાણીઆઓ ઘણી વેળાએ માંચીમાંના માંકડ ગણાય છે. તે ગુણ તારામાં નહિ રહેવો જોઇએ, પણ ખરા પુરુષાર્થને પામવું જોઇએ.

એ પ્રમાણે કળા જ્ઞાન દીધા પછી રાત્રિનો વખત વીતી જવાથી મૂલદેવ મહારાજે શિષ્યમંડળી વિસર્જન કીધી ને સઘળાઓ વિખરાઈ ગયા.



# સર્ગ ૧૩ મો

## મુખ્ય કળા સ્વરૂપ

રાત્રિના ચંદ્ર જ્યારે પૂર્ણતાથી ખીલી નિકળ્યો હતો, ને આકાશમાં તારાઓ ઝળકી રહ્યા હતા, ત્યારે કંઈ પણ દંભ વગર, માત્ર પોતાનું કાર્ય સિદ્ધ કરવામાં જ ચપળ ચંચળ છે તેવો મૂલદેવ સ્ફાટિક આસનપર જઇને બેઠો. શિષ્યોએ પ્રણામ કીધા, તેને સ્વીકારી, પછી તેણે ચંદ્રગુપ્તને કહ્યું;—જે ૧૪ વિદ્યા ને ૬૪ કળા શ્રીકૃષ્ણ પરમાત્મા સંદીપન ઋષિને ત્યાં જઇને શિખ્યા હતા, તે તને હવે કહું છું, તે ચિત્ત ધરીને સાંભળ. એવી કળાના જ્ઞાનથી ઘણો લાભ થાય છે. વિદ્વાન્ મનુષ્ય તો સર્વત્ર પૂજાય છે, ને વિદ્યાના યોગથી પરલોક—કે જ્યાં ગયાથી કોઈ પણ વાતની તૃષ્ણા રહેતી નથી, તે પણ પ્રાપ્ત કરી શકાય છે.

## ચૌદ વિદ્યા

૪ ચાર વેદ;—૧ ઋગ્વેદ, ૨ યજુર્વેદ, ૩ સામવેદ, ૪ અથર્વવેદ.

૬ છ અંગ:—૫ શિક્ષા, ૬ કલ્પ, ૭ વ્યાકરણ, ૮ નિરુક્ત, ૯ છંદ, ૧૦ જ્યોતિષ.

૧૧ મીમાંસા, ૧૨ ન્યાય, ૧૩ ધર્મશાસ્ત્ર, ૧૪ પુરાણ. વળી કેટલાક ચાર ઉપવેદને આ વિદ્યામાં ગણે છે.

૧૫ આયુર્વેદ—વૈદ્યવિદ્યા. ૧૬ ધનુર્વેદ—શસ્ત્રવિદ્યા. ૧૭ગાંધર્વવેદ—સંગીતવિદ્યા.૧૮સ્થાપત્યવેદ—શિલ્પવિદ્યા.

આમ અઢાર વિદ્યા પણ મહા પંડિતો ગણાવી ગયા છે. આ ચૌદ વિદ્યામાં વેદ એવો ગહન વિષય છે કે તેમાં જે મનુષ્ય પ્રવીણ થાય છે, તે કોઈપણ રીતે આ સૃષ્ટિના સૃષ્ટાને પીછાણવામાં પાછળ પડતો નથી. વેદમાં સર્વ સમાયલું છે, ને તેનાથી કંઈ પણ બહાર નથી. પાંચમી વિદ્યા શિક્ષા છે, તે જાણવાથી બોલવામાં શુદ્ધોચ્ચાર શી રીતે થાય તે, ને અક્ષરનું સંપૂર્ણ જ્ઞાન એથી આવે છે. કલ્પ જાણવાથી ધર્મકાર્યની સમજણ આવે છે, ને ઈશ્વરના ગુણનું જ્ઞાન થાય છે. વ્યાકરણ વિદ્યાનો લાભ તો પ્રસિદ્ધ જ છે. નિરુક્તથી વેદ સારી રીતે સમજાય છે. છંદ શાસ્ત્રથી ગાયન કાવ્ય જાણવામાં આવે છે. જ્યોતિષથી ભૂગોળ ખગોળ જાણવામાં આવે છે. મીમાંસાના જ્ઞાનથી જગત્ ને જગદીશ્વરનું પૂર્ણતાપણું જાણવામાં આવે છે. ન્યાયથી પદાર્થ—વિજ્ઞાન વગેરેનું પ્રત્યક્ષ સ્વરૂપ સમજાય છે. ધર્મશાસ્ત્ર જાણ-

વાથી ધર્મ અધર્મ—આ લોક પરલોકના સુખનું યોગ્ય જ્ઞાન થાય છે. ધર્મ સદા શ્રેયસ્કર છે, તેનું ગ્રહણ થાય છે ને અધર્મ જાણવાથી તેનો ત્યાગ કરીએ છીએ. પુરાણ જાણવાથી ઘણા ઇતિહાસો જાણવામાં આવે છે. આયુર્વેદ જાણવાથી વૈદ્યો પોતાના પ્રપંચો કદી પણ આપણા મોઢા આગળ ચલાવી શકતા નથી. ધનુર્વેદ જાણવાથી શસ્ત્ર મારવા વગેરે પ્રયોગો ઘણા સારી રીતે આવડે છે. એના ચાર ભેદ છેઃ— મુક્ત—જેમાં ચક્ર વગેરે વાપરવાની કળા છે. તરવાર, ભાલાં, વગેરે શસ્ત્રો કેમ વાપરવાં, તેની વિદ્યા જાણવી તે પણ એક કળા છે. અમુક્ત=ધનુષ્યબાણ વાપરવાની કળા, જેમાં કેટલાક શસ્ત્રના ભાગ છૂટે છે, તે કેટલાક હાથમાં રહે છે તે કળા તે મુક્તામુક્ત કળા છે. વળી ગોળીગોળા વગેરે પદાર્થો, તોપ બંદુક કેમ વાપરવાં તે કળા તે મંત્રમુક્ત છે. આ કળાઓ જાણવાથી સમયપર રાજકારભાર પ્રાપ્ત થાય તો તેમાં જય મેળવી શકે છે. ગાંધર્વવેદ મનને આનંદ પમાડનારો છે, ને એમાં સંગીતાદિ સર્વ પદાર્થ આવી જાય છે. ગવૈયા બજવૈયા કેવા પ્રકારે નકામા ધાંટા કાઢે છે, તે આ કળા જાણવાથી જણાય છે. એમાં નિપુણતા પામેલાને બહુ આનંદ પ્રાપ્ત થાય

છે. **સ્થાપત્યવેદ** એમાં ઘણી કળાઓ સમાયલી છે. એ વેદપારંગત થનાર મનુષ્ય રાજનીતિમાં કુશળ, અશ્વવિદ્યામાં નિપુણ, કે જે વિદ્યા **નળ** રાજા જાણતો હતો; ગજવિદ્યામાં પારંગત ને ભિન્ન ભિન્ન કળાઓમાં સર્વોપરી થાય છે. હે વત્સ, પ્રાચીન કાળમાં આ વિદ્યાનિપુણ પુરુષ જ સર્વેશ્વરપદને પામતો હતો.

## ચોસઠ કળા.

હવે તને ચોસઠ કળાના પ્રકાર કહું છું, તે લક્ષ રાખીને ધ્યાનમાં લે. એ કળા જાણનાર પુરુષ કોઇથી ગાંજ્યો જતો નથી, પણ સર્વોપરિ પદને પામે છે.

| | |
|---|---|
| ૧ ગીત. | ૧૩ શયન રચન. |
| ૨ વાદ્ય. | ૧૪ તરવું. |
| ૩ નૃત્ય. | ૧૫ માળી કળા. |
| ૪ નાટ્ય. | ૧૬ માથું ગુંથવાની કળા. |
| ૫ આલેખ્ય. | ૧૭ વેશ બદલવો. |
| ૬ વિશેષકચ્છેદ્ય. | ૧૮ કર્ણ પત્રભંગ. |
| ૭ તંદુલકુસુમ બલિવિકાર. | ૧૯ સુગંધ યુક્તિ. |
| ૮ પુષ્પાસ્તરણ. | ૨૦ ભૂષણયોજન. |
| ૯ દશન. | ૨૧ ઇંદ્રજાલ. |
| ૧૦ વશન. | ૨૨ હસ્તલાઘવ. |
| ૧૧ મણિભૂમિકા કર્મ. | ૨૩ પાકશાસ્ત્ર. |
| ૧૨ ઉદક વાદ્ય. | ૨૪ નિશાન પાડવાની કળા. |

૨૫ ચીવન કળા.
૨૬ ભરત કળા.
૨૭ વિણાડમરૂવાદ્ય
૨૮ પ્રહેલીકા.
૨૯ પ્રતિમાળા.
૩૦ દુર્વચકયોગ.
૩૧ વાચન.
૩૨ નાટ્ય આખ્યાયિકા દર્શન
૩૩ કાવ્ય સમસ્યાપૂર્તિ.
૩૪ પટ્ટિકાવેત્ર બાણકળા.
૩૫ તર્કવાદ.
૩૬ સુતાર કામ.
૩૭ સલાટ કામ.
૩૮ રૂપ્યરત્ન પરીક્ષા.
૩૯ ધાતુવાદ.
૪૦ મણિરાગ જ્ઞાન
૪૧ આકાર જ્ઞાન.
૪૨ વૃક્ષાયુર્વેદ.
૪૩ મેષ કુકકુટલાવકયુદ્ધ વિધિ
૪૪ શુકસારિકા પ્રલાપન.
૪૫ ઉત્સાદન.
૪૬ માર્જન કૌશલ્ય.
૪૭ અક્ષર મુષ્ટિકા કથન.
૪૮ પરદેશી ભાષાજ્ઞાન.
૪૯ દેશ ભાષાજ્ઞાન.
૫૦ શકુન કળા.
૫૧ યંત્રમાતૃકા.
૫૨ ધારણ માતૃકા. [ક્રિયા.
૫૩ અસંવાચ્ય માનસી કાવ્ય.
૫૪ અભિધાન કોશ.
૫૫ છંદોજ્ઞાન.
૫૬ ક્રિયા વિકલ્પ.
૫૭ ચોરી કળા.
૫૮ છલિતક યોગ.
૫૯ દ્યુત કળા.
૬૦ આકર્ષ ક્રિયા.
૬૧ બાળક્રિડન કળા.
૬૨ વૈનાયિકી કળા.
૬૩ કૃષિ કળા.
૬૪ વૈતાલિક કળા.

## બોતેર કળા

આ પ્રમાણે ચોસઠ કળા વિદ્વાનો ગણે છે, પણ કેટલાકો ૭૨ કળા વળી આ પ્રમાણે ગણીને તે

પોતાના શિષ્યોને શિખવે છે, તે પણ જાણવાજોગ છે તે તું જાણ. હે ચંદ્રગુપ્ત, તેથી પણ ઘણો લાભ છે.

૧ ચિત્ર કળા.
૨ પોશાક.
૩ પાક કળા.
૪ જમવું.
૫ તરવું.
૬ સ્નાન.
૭ વાદમાં જિતવું.
૮ હાવભાવ બતાવવા.
૯ પલંગપર બેસવું.
૧૦ સુવું.
૧૧ બોલવું.
૧૨ ચાલવું.
૧૩ સરત જિતવી.
૧૪ દેવપૂજા કરવી.
૧૫ અંગે શણગાર પહેરવા.
૧૬ કોઈ કામ જોતજોતાં તે પ્રમાણે કરવું.
૧૭ કંઈ વસ્તુ લેવી.
૧૮ લજાળપણું બતાવવું.
૧૯ ભોગવવું.
૨૦ લખવું.
૨૧ રળવું.
૨૨ પારકાને રીઝવવું.
૨૩ ખેતી ખેડવી.
૨૪ વેપાર કરવો.
૨૫ વિવેક બતાવવો.
૨૬ શૂરાપણું દાખવવું.
૨૭ ઝાડપર ચઢવું.
૨૮ મૃગયા કરવી, પણ પાપ ન થાય.
૨૯ શબ્દવેધી બાણ મારવું.
૩૦ મહેનત કરવી—શ્રમિત થોડું થવું.
૩૧ અશ્વે ચઢવું.
૩૨ ઘોડાને ચલાવવો ને સરત જિતવી.
૩૩ ઔષધ ખાવું.
૩૪ અમલ—નીશો કરવો—ને કોઈ પારખે નહિ.
૩૫ સ્નેહ રાખવો.

૩૬ સ્નેહને કેળવવો—ને સાચવવો.
૩૭ સૌને ગમતું બોલવું.
૩૮ ન્યાય યથાર્થ ચૂકવવો.
૩૯ ધર્મ પાળવો.
૪૦ ગાવું.
૪૧ વિવેકે વશ કરવું.
૪૨ ચોપગાં જાનવર કેળવવાં.
૪૩ ઉપાસના કરવી.
૪૪ આસન વાળતાં શિખવું.
૪૫ મંત્રવિદ્યા.
૪૬ યંત્રવિદ્યા.
૪૭ જપવિદ્યા.
૪૮ અન્યનું પોષણ કરવું.
૪૯ દોષ પારખવા.
૫૦ દિલ હરણ કરવું.
૫૧ શરણાગતને પાળવું.
૫૨ ચોરી શિખવી.
૫૩ ચટપટ ચેતી જવું.
૫૪ દાન લેવું દેવું.
૫૫ માન લેવું દેવું.
૫૬ અપમાન પારખવું.
૫૭ જૂઠું જાણવું.
૫૮ સંચય કરેલું ધન જાણવું.
૫૯ પ્રપંચીને પારખવો.
૬૦ પાખંડીને પારખવો.
૬૧ દંડ દેવો.
૬૨ આપણે ચાહે તેમ કરવું.
૬૩ કોઇને જાણ્યા વગર તજી દેવું.
૬૪ સેવા કરવી.
૬૫ દેવદર્શન કરવાં.
૬૬ કોઈ પ્રિયને મળવું—એવા પ્રકારે કે કોઈ જાણે નહિ.
૬૭ કોઇનું મન કળી જવું.
૬૮ શરીરે દુઃખ સુખ સહેવું.
૬૯ પ્રીતની રીત જાણવી.
૭૦ કોઇને ત્યાંથી પગ કાઢવો ને કોઇને આપણે ત્યાંથી કાઢવો.
૭૧ છેતરી ન જાય તે તપાસવું.
૭૨ સત્ય સદાય બોલવું પણ બંધાવું નહિ.

## છોતેર કળા.

આ ૭૨ કળાનું એક રૂપ છે, પણ વળી એક

બીજું રૂપ છે, તે પણ તારે જાણવા યોગ્ય છે. એ ૭૬ કળાનું રૂપ કેવું છે તે કહું છું, તે તું પ્રેમ ધરીને સાંભળ.

૧ લેખન કળા.
૨ પઠન કળા.
૩ અક્કલ કળા.
૪ ગાન કળા.
૫ નૃત્ય કળા.
૬ વાજીંત્ર કળા.
૭ વ્યાકરણ કળા.
૮ છંદ કળા.
૯ અલંકાર જાણવા તે કળા.
૧૦ નાટક કળા.
૧૧ સાટક કળા.
૧૨ ચેટક કળા.
૧૩ નખ છેદન કળા.
૧૪ પત્ર છેદન કળા.
૧૫ આયુદ્ધ કળા.
૧૬ ગજારોહણ કળા.
૧૭ અશ્વારોહણ કળા.
૧૮ હસ્તિ પરીક્ષા.
૧૯ સશ્વહુકી ?
૨૦ રત્નપરીક્ષા.
૨૧ સ્ત્રી લક્ષણ પરીક્ષા.
૨૨ પુરૂષ લક્ષણ પરીક્ષા.
૨૩ પશુ લક્ષણ પરીક્ષા.
૨૪ મંત્રવાદ.
૨૫ યંત્રવાદ.
૨૬ રસવાદ.
૨૭ વિષવાદ.
૨૮ ગંધર્વવાદ.
૨૯ વિદ્યાવાદ.
૩૦ બુદ્ધ પ્રકાર. (બુદ્ધિનાં સર્વે લક્ષણ જાણવાં-જેના પ્રપંચો, કાળા ધોળા-સારા નરસા જાણવા તે.)
૩૧ રુદ્ધ કળા.
૩૨ તર્કવાદ.
૩૩ સંસ્કૃતવાદ.
૩૪ પ્રાકૃતવાદ.
૩૫ પ્રત્યુત્તર કળા.
૩૬ દેશ ભાષા.
૩૭ કપટ કળા.
૩૮ ચિત્રવિજ્ઞાન કળા.
૩૯ સત્ય સિદ્ધાંત.

૪૦ નિરમળા.
૪૧ વેદાંત જ્ઞાન કળા.
૪૨ ગારુડી વિદ્યા.
૪૩ ઇંદ્રજાળ વિદ્યા.
૪૪ બિન વિદ્યા (?)
૪૫ દાન કળા.
૪૬ શાસ્ત્રની કુંચી કળા.*
૪૭ ધ્યાન કળા.
૪૮ પુરાણ ઇતિહાસ જ્ઞાન.
૪૯ દર્શન કળા.
૫૦ ભેદ સમજાવવાની કળા.
૫૧ ખેચરી કળા.
૫૨ ભૂચરી કળા.
૫૩ ચમાર કળા.†

* શાસ્ત્રની કુંચી–કળાની આવશ્યકતા તો સાંપ્રત કાળમાં અત્યંત જણાય છે. શ્રીમદ્ભાગવત, વેદ સ્મૃતિ વગેરે ગ્રંથોમાં કેવા હેતુથી લખવામાં આવ્યું છે, પણ આધુનિક વિદ્વાનો તે શાસ્ત્ર કળા નહિ જાણવાથી અનેક આક્ષેપ મૂકે છે; ને તેથી ગોવર્ધનધરણ, કાલિમર્દન, રાસલીલા, ચીરહરણ વગેરે અનેક મહત્ત્વવાળી આખ્યાયિકાઓ સમજ્યા વગર શ્રીકૃષ્ણને દોષયુક્ત કરે છે. તેમજ વેદનું પણ સમજવું. શાસ્ત્ર કળા જાણવામાં આવે તો આવા દોષ મૂકવાનો સ્વપ્ને પણ વિચાર ન થાય.

† કોઈ કહેશે કે, ચમારની કળા તે વિદ્વાન્ પુરુષને શા કામની? તેના સંબંધમાં એક વાત નોંધવા જોગી અત્રે ટાંકું છું. અપ્પયાદીક્ષિત અને રામાનુજ સંપ્રદાયના વેદાંતાચાર્યને વાદ વિવાદ થયો. વ્યંકટગિરિના રાજાની દરબારમાં વેદાંતાચાર્યને સર્વ કળા કુશળનું અભિધાન મળ્યું, તેનાથી અપ્પયાદીક્ષિતને ઘણો અસંતોષ ઉત્પન્ન થયો, ને વેદાંતાચાર્યને પ્રતિષ્ઠા હીન કરવા માટે ભર સભામાં કહ્યું કે, ચંપલ બનાવી

| | |
|---|---|
| ૫૪ ગમન કળા. | ૬૧ વશીકરણ કળા. |
| ૫૫ પાતાળ કળા.* | ૬૨ કૃતવર્ણવાજી કળા. |
| ૫૬ ધૂર્ત કળા. | ૬૩ ચિત્ર કળા. |
| ૫૭ ઝાડ રોપવાની કળા. | ૬૪ ધર્મ કળા. |
| ૫૮ કાષ્ઠ ઘડણ કળા. | ૬૫ કર્મ કળા. |
| ૫૯ વેપાર કળા—વણિક કળા. | ૬૬ યંત્ર કળા. |
| | ૬૭ રસવંતિ કળા. |
| ૬૦ પાષાણ ઘડવાની કળા. | ૬૮ કાર્ય સાધવાની કળા. |

આપો. આ ચંપલ બનાવવામાં મોટી મુશ્કેલી એ છે કે, આંગળાં ભેરવવાનાં નાકાં શીવતાં ચામડાંને મોઢામાં ઘાલવું પડે છે. જો ચામડું મોઢામાં ઘાલે તો વટલાય, ને વેદાંતાચાર્યને જાતિભ્રષ્ટ થવું પડે; નહિ તો જોડો તૈયાર કરવો મુશ્કેલ થઈ પડે. પણ સર્વકળાકુશળ વેદાંતાચાર્યે આ માંગણી સ્વીકારી, માત્ર મોઢું બહાર રાખીને, હાથથી જ આ ચંપલ સડસડાટ શીવી આપી, ને ફડાક દેતી તે ચંપલ અપ્પયાદીક્ષિતની સમીપ મૂકી. શરતમાં હારવાથી અપ્પયાદીક્ષિતને તે ચંપલ મસ્તકપર ભર સભામાં મૂકવી પડી હતી, એમ કહેવાય છે. અપ્પયાદીક્ષિત પણ મોટા વિદ્વાન્ હતા. આ જ પ્રમાણે, કોઈ બુદ્ધિધન નામનો પણ સર્વ કળા કુશળ વિદ્વાન્ હતો, તેને એક રાજસભામાં માગણી થઈ હતી. આ બુદ્ધિધનની વાર્તા ૧૮૬૫ ના બુદ્ધિપ્રકાશમાં આવેલી છે.

* પાતાળ કળા એટલે પાતાળમાં પેસવાનું જ્ઞાન નહિ, પણ પાતાળ કૂવા, તળાવ, વાવ વાવડી ખોદવા તેનું જ્ઞાન.

૬૯ હસવાની કળા.
૭૦ પ્રયોગ-મંત્ર કળા.
૭૧ જ્ઞાનકળા.
૭૨ વિજ્ઞાન કળા.
૭૩ પ્રેમકળા.
૭૪ નેમ કળા.
૭૫ સમયચાતુરી કળા.
૭૬ સમયોત્તર કળા.

## ચોસઠ કળા નિરૂપણ

આ પ્રમાણે આ જગતમાં જૂદી જૂદી જાતની અનેક કળા છે. જે જાણવાની નૈપુણિકને ઘણી અગત્યતા છે. તે જાણવામાં આવે તો તેથી મનુષ્ય કોઇને ગાંજ્યો જતો નથી, ને કોઈ મોટા પ્રસંગે તે પોતાના આત્મા તથા દેહનું (સંબંધીનું) સંરક્ષણ પણ કરી શકે છે. જે શ્રીકૃષ્ણ પરમાત્મા સંદીપન ઋષિને ઘેર ૬૪ કળા ૬૪ દિવસમાં શિખ્યા હતા ને જેનાં નામ મેં તને પ્રથમ જ કહ્યાં છે તે ૬૪ કળામાં શું શું જાણવા યોગ્ય છે, તે પણ તને જણાવું છું તે લક્ષપૂર્વક સાંભળ.

૧ **ગીત**—ગાનતાનની કળા. એમાં ગાવું કેવા પ્રકારે, તાન કેવા પ્રકારે મારવું તે જાણવાનું છે. સપ્તસૂર વગેરે એમાં જાણવા જોગ છે.

૨ **વાદ્ય**—વગાડવાની કળા. એના ચાર ભેદ છેઃ— તપ, આનક, સુશિત ને ઘન. તારવડે વગાડે છે તે તપઃ જેવા કે સીતાર, તાઉસ, સારંગી, રુબાબ, મોર-ચંગ. ચામડું મઢેલું હોય ને વાગે તે આનકઃ જેવાં કે

ઢોલ, મૃદંગ, પખવાજ, બાંયું, ડફ, ડમરું. પવન ભરાયાથી વાગે તે સુશિત: જેવાં કે રણસીંગ, મુરલી, સાસોટી, પાવો. ધાતુના રણકારાથી જે અવાજ થાય તે વાજીંત્રને ઘન કહે છે: જેવાં કે ઝાંઝ, ઘુઘરી, ઘંટ, કરતાલ.

૩ **નૃત્ય**—નાચવાની કળા. એમાં લાસ્ય ને તાંડવ એવા બે ભેદ છે. તાંડવ નૃત્ય એ શિવજી કરે છે. લાસ્ય નૃત્ય ગુજરાતની સ્ત્રીઓ સારી રીતે જાણતી હતી, પણ વળી કર્નાટકની સ્ત્રીઓ અદ્યાપિપર્યંત જાણે છે. તાંડવ નૃત્યમાં લઘુ તાંડવ, ઉદ્ધત, ને કોમળ એવા ત્રણ ભેદ છે. લઘુ તાંડવ હર્ષમાં આવેથી થાય છે, ને હાસ્ય એ તેની સીમા છે. ઉદ્ધત તે યુદ્ધપ્રસંગમાં ને કોમળ તે કરુણારસમાં હોય છે. નૃત્યવિદ્યા સર્વોપરિ છે, પણ તે વિદ્યા જ—અવિદ્યા નહિ.

૪ **નાટ્યકળા**—એ કળા જાણવાથી મનુષ્ય ગમે તે પ્રસંગે ગમે તેવા હાવભાવ દર્શાવી શકે છે. તે કરુણા, હાસ્ય, રૌદ્ર, વીરરસ દર્શાવી મનેચ્છા પાર પાડે છે.

૫ **આલેખ્યકળા**—ચિત્રકળા. એ વિદ્યા સર્વોપરિ છે, ને મેં પૂર્વાપર કહ્યું છે કે, ચિત્રકારો લોકોને ઠગે છે; પણ તે ચિત્રકારો તે અગડમબગડમ જેવા જાણવા. ખૂબીદાર ચિત્રો કાઢવાં, તે કળા બહુ માન્ય ગણાય છે.

૬ **વિશેષકચ્છેદ્ય**–કાગળ કે કેળપાત્રને કાતરી તેમાં રમ્ય ચિત્રો–હાથી, ઘોડા, પક્ષી, પશુ વગેરે પાડવાં તે.

૭ **તંદુલ કુસુમ બળિવિકાર**–ચોખા વગેરેનાં મંડળ કાઢવાની હસ્તકળા. એ ચતુરાઇની કળા છે. જો આ કળા આવડતી હોય તો એક મૂઠીભર રંગ લઈ ભીંત કે કોઈ પાટીઆપર એવી રીતે ફેંકે કે, તેથી હાથી, ઘોડા વગેરે ચિત્ર આબેહૂબ પડે ને જોનારાને મોહ થાય.

૮ **પુષ્પાતરણ**–ફૂલ પાથરવાની કળા. ફૂલ એવા પ્રકારે પાથરે કે, તેમાં હાથી, ઘોડા, ગાલીચા વગેરે પડે છે.

૯ **દશન**–હાથીદાંત કોતરવાની કળા.

૧૦ **વસન**–વણકર વિદ્યા.

૧૧ **મણિભૂમિકા કર્મકળા**–મણિ કાપવાની કળા.

૧૨ **શયનરચન**–શય્યા કેમ બીછાવવી તે એમાં મુખ્ય છે; ને વસ્ત્ર ઓઢવા પાથરવાનો વિવેક પણ છે.

૧૩ **ઉદકવાદ્ય**–પાણીપર હાથ ફેરવી વાજીત્ર વગાડવાની કળા. જેવા કે જળતરંગ, ફીણતરંગ.

૧૪ **તરવાની કળા**–એથી અગાધ જળમાં તરનાર ખડો ને ખડો જાય છે, પાણીમાં પડેલી કોઈ

વસ્તુ ડૂબકી મારીને શોધી લાવે છે, ને પહોરના પહોર સૂધી આપત્તિ કાળમાં ગુપ્ત રહે છે. પાંડવ કૌરવના યુદ્ધને અંતે દુર્યોધન તળાવમાં સંતાઈ પેઠો હતો, તે એ કળાનો પ્રતાપ.

૧૫ **માળી કળા**—હાર, તોરા, વેણી, વાડી, ચાદર, ચોટલો વગેરે ગુંથવાની કળા. એ કળાથી ગમે તેવાં ફૂલો ત્રણ ચાર દિવસ સૂધી તેવાં ને તેવાં રાખે છે, ને કામ પડે એક સ્થળેથી ઉઠાવી બીજે સ્થળે બીછાવે છે.

૧૬ **માથું ગુંથવાની કળા**—એ શોભા તથા શોખ માટે છે. શ્રી રાધાની વેણી શ્રીકૃષ્ણ ગુંથતા હતા.

૧૭ **વેશ બદલવાની કળા**—સંકટ સમયે વેશ પાલટીને એકલાથી નહાસી શકાય છે. આપણા દેશમાં બહુ રૂપી આવે છે તે એ કળાવાન્ છે.

૧૮ **કર્ણપત્ર ભંગ**—ફૂલ કાતરવાં—કાતરવાની કળા.

૧૯ **સુગંધયુક્તિ**—ભાતભાતનાં અત્તરો બનાવવાની કળા.

૨૦ **ભૂષણયોજન**—શણગાર પહેરવો ને પહેરાવવાની કળા. એ કળાનો ઉપયોગ શ્રીકૃષ્ણે રાધિકા વગેરે ગોપીસંગે કીધો હતો.

૨૧ **ઇન્દ્રજાળ**—જાદુની કળા. એ કળા જાણવા માટે ઔષધિના ગુણો જાણવા જોઇએ. તેથી શરીરના રંગ—વેશ બદલી શકાય છે ને હાથતાલી આપીને છટકી જવાય છે.

૨૨ **હસ્તલાઘવ**—હાથને જૂદી જૂદી રીતે પટા, તરવાર, ભાલાં વગેરેમાં ફેરવવા. એ કળા યુદ્ધ પ્રસંગે ઘણી ઉપયોગી છે.

૨૩ **પાકશાસ્ત્ર**—રસોઈ કરવાની કળા. એ ભીમસેન સારી રીતે જાણતો હતો.

૨૪ **નીશા બનાવવાની કળા**—ભાંગ, ગાંજો, દારુ કેમ બનાવવો, કેમ પીવો, ને પીધા છતાં કેફ ન ચઢે તેવી યુક્તિ એમાં છે.

૨૫ **સીવવાની કળા**—સ્ત્રી પુરુષ બંનો માટે છે. ઘર નીભાવવા માટે ઉપયોગી છે.

૨૬ **ભરત ભરવાની કળા**—સ્ત્રી પુરુષની ચતુરાઈ માટે છે.

૨૭ **વીણા ડમરુ વગાડવાની કળા.**

૨૮ **પ્રહેલિકા**—બીજાને બોલતાં બંધ કરવા ને ગુંચવણવાળા સવાલો પૂછવાની કળા. આ કળાની જાણથી ન્યાયમંદિરમાં ધારા જાણનાર વકીલો બીજાને ગુંચવી શકે છે. વળી જે ઉખાણા કહેવાય

છે, તે પણ આ કળાનો એક ભાગ છે. ચાતુર્ય દર્શાવવા માટે આ કળા ઉપયોગી છે.

૨૯ **પ્રતિમાળા**–જે કોઈ કંઈ પણ પૂછે, તેનો તત્કાળમાં નિર્વિલંબે ઉત્તર દેવો તે કળા. (વળી વિદ્યાર્થીઓ પરસ્પર અંત્યાક્ષરી–છેલ્લા શબ્દથી આરંભીને કંઈ પણ વાક્ય-કવિતા બોલે છે, તે પણ આ કળાનો વિભાગ ગણાય છે.) આ કળા જાણનાર પુરુષ બહુ યાદદાસ્ત શક્તિવાળો થાય છે.

૩૦ **દુર્વચકયોગ**–ઠગાઈની કળા. આ કળા જાણવા માટે, તારે આપણાં ભંડારમાં જે અનુપમ ગ્રંથો છે તે જોવા. એ કળા શિખી ઠગતાં શિખવાનું નથી, પણ ઠગારા કેમ ઠગાઈ કરે છે તે જાણવાનું છે. આપણી શાળામાં શિખેલો જન આ કળાથી ચોર ને સાહુ પારખી શકે છે.

૩૧ **વાચનકળા**-ભાષા કેવી હતી, અક્ષરો કેવા હતા, કેવી ઢબે વાંચવાથી બીજો રંજન થાય, તે સર્વ આ કળામાં સમાય છે. ચીપીચીપીને નહિ, પણ સફાઇથી વાંચવું. દાંત કે હોઠ યોગ્ય જગાએ જ સંકોચી, સાથે રાખીને વાંચવું, એ આ કળાનો પ્રકાર છે. એ કળા ભણવા માટે અનેક ગ્રંથ જોવા જોઇયે. લિપિની ઉત્પત્તિ પણ એ કળાનો જ પ્રકાર છે.

ભાષાનું બંધારણ, ભાષામાં સાંકેતિક શબ્દ કેવા છે, કેમ વંચાય છે, તે સર્વે વાચનકળાથી જાણવાનું બને છે.

૩૨ **નાટકાખ્યાયિકા દર્શન**—આ કવિતા સમજવાનો પ્રકાર છે. દૃશ્ય ને શ્રવ્ય એવા કાવ્યના પ્રકાર છે. આ બંને પ્રકારોમાં ખૂબી તથા ખામી જાણવી જોવી, એ સર્વે આ કળાથી જણાય છે.

૩૩ **કાવ્ય સમસ્યાપૂર્ત**—આ પણ કવિતાનો જ પ્રકાર છે. આ કળાથી બુદ્ધિ વૃદ્ધિગત થાય છે ને તત્કાળમાં ઉત્તર દઈ પોતાની ચતુરાઈ બતાવી શકાય છે.

૩૪ **પટ્ટિકાવેત્ર બાણકળા**—હાથની રમતગમત. શરીર કસવા માટે આ કળા ઉપયોગી છે. ગેડીદડો, ગીલ્લીદંડા, પટો ખેલવો, એ આ કળાના ભાગ છે. વળી એ કળા જાણવાથી બાણ મારતાં શિખાય છે. એથી રાજાઓને તો ઘણો લાભ થાય છે. તારી ઇચ્છા હોય તો આ કળા શિખવા આપણા ભંડારમાં 'પટ્ટિકાવિચાર' નામનો ગ્રંથ છે, તે જોઈ જવો.

૩૫ **તર્કવાદ**—આ કળા જાણવાથી અજાણી વસ્તુની પણ પારખ કરી શકે છે ને ઘણો લાભ મેળવે છે. એ કળા જાણવી હોય તો ગદાધરી, શિરોમણિ, મુક્તાવલિ ગ્રંથો ભંડારમાં છે જોવા.

૩૬ **સુતારકામની કળા**-નક્ષી કામો કરવાં, દેવાલયોમાં રમ્યતા આણવી વગેરે આ કળાનો પ્રતાપ છે.

૩૭ **સલાટ-કડિયા કામની કળા**-એને વાસ્તુ-વિદ્યા કહે છે. ગુપ્તદ્વારો, ગુપ્તભોંયરાંઓ, ગુપ્તધનસંચયો, ભૂલ ભૂલામણીવાળા માર્ગો, દેવ મનુષ્યની તાદશ મૂર્ત્તિ બનાવવી, ભયંકર મૂર્ત્તિઓ એવી બનાવવી કે જોતાં જ માણસ ભ્રમમાં પડે, તે સર્વે આ કળા જાણવાથી બની શકે છે. વળી ખૂબીદાર મૂર્ત્તિઓ તો આ કળામાં પારંગત થયા વિના બને તેમ જ નથી. મનુષ્યમૂર્ત્તિ કે દેવ મૂર્ત્તિ અમુક હદની ઉંચી હોય તો આંગળું કેટલું લાંબું, પગ કેટલા ઉંચા, પેટનો ઘેરાવો કેટલો, મુખ કેટલું જાડું, નાક, કાન, આંખ વગેરે કેવા પ્રકારે લેવાં, તે આ કળા જાણ-વાથી બને છે. કોતરકામ, ગુફાઓ, બનાવવી તે પણ એનો જ પ્રકાર છે. એ માટે 'પ્રતિમામંડન,' 'પ્રાસાદમંડન' ગ્રંથો આપણા ભંડારમાં જાણવા જેવા છે.

૩૮ **રૂપ્યરત્ન પરીક્ષા**-ભિન્ન ભિન્ન જાતની ધાતુ ને રત્નની પરીક્ષા એ કળા જાણ્યા પછી કર-વાની છે. સાચાં રત્નો, ખોટાં રત્નો, બહુ મૂલ્ય-વાળાં, થોડા મૂલ્યવાળાં વગેરે રત્નોની પરીક્ષા; નવી

ખાણુના, જૂની ખાણુના હીરા કેવા હોય, તે પણ એ કળા જાણુવાથી બને છે. અગસ્ત્ય મુનિએ બનાવેલો "રત્નપરીક્ષા"નો ગ્રંથ તું જો-તે તારે ઘણો કામનો છે.

૩૯ **ધાતુવાદ**–કંસારાની કળા. ધાતુઓ કેમ ગાળવી, પત્રાં કેમ પાડવાં, ઘાટ કેમ ઘડવા, ધાતુઓની મેળવણી કેમ કરવી, તે સર્વે આ કળામાં સમાય છે. કેટલીક વાર સોનારૂપાનાં વાસણો દેખીતાં રુડાં જણાય છે, પણ અંદર કંઈ હોતું નથી, પણ આ કળા જાણુવાથી તેનો ભેદ તત્કાળ પરખાય છે.

૪૦ **મણિરાગ જ્ઞાન**–ઊંચાં રત્નોના રસ બનાવી બીજાપર રંગ ચઢાવવાનો એ કળામાં પ્રકાર છે–જેથી અણુજાણ્યો માણુસ એમ જ સમજે કે, આ મૂળ રત્ન જ છે. જેમ રત્નની ચાર જાત હોય છે, તેમ હીરાની પણ ચાર જાત હોય છે, સફેત હીરો–તદન નિતરો ને ઘા પડવાથી ફૂટી જાય તે શ્રેષ્ઠ હીરો છે. રતાસ પડતો હોય, ને મજબૂત ઘા ખમે તે ઉતરતો; કંઈક પીળાશ પડતો હોય, કંઈક સખ્ત ને કંઈક નરમ તે વળી તેથી ઉતરતો; સફેત છતાં કંઈક શ્યામતાવાળો હીરો હોય ને ગમે તેવા ઘા છતાં પણ ભાંગે જ નહિ તે છેક હલકો હીરો હોય છે. વળી

રત્નોમાં પણ નવ રત્ન શ્રેષ્ઠ ગણાય છે. મણિધરના મણિની પરીક્ષા પણ આ વિદ્યાજ્ઞાનથી થાય છે.

૪૧ **આકારજ્ઞાન કળા**—રત્ન તથા ધાતુ ખાણની કળા. એ જાણવાથી જમીન કેવી છે, કયાંથી કંઈ ખાણ નિકળશે તે જાણવામાં આવે છે. કૂવા, તળાવ, વાવ ખોદાવતાં જમીનની પરીક્ષા કરવામાં આ વિદ્યા કામની છે. પૃથ્વીની ઠંડાઈ, ગરમાઈ, રંગરૂપ, એ સર્વે આ કળાથી જાણવાનું બને છે, પણ બચ્ચા! ગુરુવગર એ કળા આવડશે નહિ.

૪૨ **વૃક્ષાયુર્વેદ**—વૃક્ષ વાવવાની કળા. માળી તથા ખેતીકારને આ કળા ઘણી કામની છે. બગીચા, કુંજો, લતામંડપો બનાવવામાં આ કળા વગર ચાલે તેમ નથી. ઝાડ કેમ વાવવાં, ખાતર કેવું નાંખવું, વૃક્ષ રોગનો કેમ નાશ કરવો, ફળફૂલ વધુ કેમ આવે તે એ કળાનો પ્રકાર છે. વળી એમાંથી ઘણી અદ્ભુત વસ્તુ પણ જાણવામાં આવે છે. ગારુડી ઝાડનાં પાંદડાં તોડીને પાછાં ચોટાડી દઇને સ્તબ્ધ કરે છે, એ પણ આ કળાનો પ્રકાર છે. જૂદાં જૂદાં વૃક્ષોમાંથી નિરનિરાળી વસ્તુઓ ઉત્પન્ન કરવી, તે પણ આ કળા જાણવાથી બને છે. જેમકે ઘાસમાંથી કેળાં, કાંટામાંથી દાડેમ, કાશમાંથી શેરડી

ને કાશમાંથી વાંસિયા ચોખા થાય છે. વળી વાંસમાંથી ઘઉં પણ થાય છે. જ્યારે તું વેપારવણજ કરે ત્યારે આ કળા કામની છે. એ માટે તારા જોવાને માટે 'વરાહમિહિર' ગ્રંથ અગત્યનો છે.

૪૩ **મેષકુકૂકુટલાવકયુદ્ધવિધિ**–ઘેટા મરઘા લડાવવાની રમત. આ માત્ર ગમ્મત ખાતરની, પણ ચતુરાઇની કળા છે. ઘેટા, બકરા, કુકડાને શીખવીને કેમ લડાવવા, તેઓ હારજિતના રસમાં કેમ ઉતરે, તે શીખવવાનું કામ બાવાજીના ખેલ નથી. આમાં પશુપરીક્ષા કરતાં શીખવાનો લાભ છે.

૪૪ **શુકસારિકાપ્રલાપન**–મેનાં પોપટને શિખવવાની કળા. પોપટને અચરે અચરે રામ, રાધાકૃષ્ણ, રામસીતા, રામકૃષ્ણ ઇત્યાદિ મનુષ્યપેરે કેમ ભણાવવા, તેઓને કામકાજ કેમ શીખવવું, કેવા પ્રકારનાં ઔષધો તેમને આપવાં, એ વગેરે કાર્ય કરવામાં આ કળાનો ઉપયોગ થાય છે. આવાં મેનાં પોપટ ઘરનાં રક્ષક છે. એટલું જ નહિ, પણ તેઓ મનુષ્યપેરે સર્વ કાર્ય કરે છે. લડાઇમાં ખબુતરોને પત્રો આપીએ તે તેઓ પહોંચાડે છે, ને કામ પણ તેઓ કરે છે. એટલું જ નહિ પણ શુક અને સારિકા કોઇનું ગુહ્ય પણ જાણી આપણને જણાવે છે. કોઈ

સ્થળે સંકટ આવી પડ્યું હોય ને છૂટવાને માટે મદદ નહિ મળી શકતી હોય તો આવાં મેનાં પોપટ પાસે હોય તો તે સંદેશો લઈ જઈને મદદ પણ લાવી શકે છે. એ કળા શીખવા માટે 'શુકસારિકાપ્રલાપન' ગ્રંથ આપણા ભંડારમાં પડેલો છે, તે તારે કંદલી પાસથી શીખવો. તને એ કળા ઘણી લાભકારક થઈ પડશે.

૪૫ **ઉત્સાદન**–ચોંટી ગયેલો પદાર્થ દૂર કરવાની કળા. શરીરપર કોઈ જાતનો રંગ લાગ્યો હોય તો તે કાઢી નાંખવો, દાઢી મૂછ સફેત થયાં હોય તો કલપ કેવો ને કેવા પ્રકારે લગાડવો, તેમ જ મનુષ્ય કે જાનવર કોઈ સ્થળમાં સંકડાસવાળી ગલીમાં ગુંચ-વાઈ ગયું હોય તેને સારી રીતે કેમ બહાર કાઢવું, તે આ કળા શીખવે છે.

૪૬ **માર્જન કૌશલ્ય**–કોઈ સ્થળે રંગાદિક પદાર્થ પાથરેલા હોય, ને તે ઉપરા ચાપરી હોય, અને તેમાંથી એક ઉપલો રંગ કાઢી નાંખવો હોય, વળી તે કાઢતાં નિચલાને કંઈ અળવળ નહિ આવે તેમ કરવું, તે માર્જનકૌશલ્ય કહેવાય. તેમ જ માથું ચોળવું, કેશ સ્વચ્છ કરવા, શરીરે માર્જન કેમ કરવું, અંગપર કીયાં કીયાં તેલ લગાડવાં, તે આ કળાનો

બીજો ભાગ છે. વળી એનો ત્રીજો ભાગ વિનોદ પણ છે. એ કળા જાણનાર ગમે તેવા સુમડા—દુમીને પણ હસાવી શકે છે. એ કળાનો ચોથો ભાગ યોગ-વિદ્યા છે. નેતીધોતી એટલે મોઢા વાટે થોડું થોડું કરી કપડું ગળવું, પછી તેના બહાર રહેલા છેડાથી વળ ચઢાવી શરીરની અંદરનાં હાડકાં—આંતરડા સ્વચ્છ કરવાં તે આ કળા જાણવાથી બને છે. એ કળા શરીરની આરોગ્યતા માટે ઘણી કામની છે.

૪૭ **અક્ષરમુષ્ટિકા કથન**—કોઈ મનુષ્યના હાથમાં કે ગુપ્ત સ્થળમાં કોઈ વસ્તુ હોય ને તે પારખવી હોય તો આ કળા કામ લાગે છે. કેઈ વસ્તુ હાથમાં રાખવાથી કેવા હાવભાવ થાય છે, મુખનો વિકાર, શરીરનો રંગ, હાથની સ્થિતિ તે, તેવી વસ્તુ જાણવા માટે જરૂરનું છે. તેમ પણ ન પરખાય તો રંગ, ગુણ, નામના અક્ષરો, તે અક્ષરોથી કયા કયા શબ્દ બને છે વગેરે પ્રશ્નો પૂછી પેલી વસ્તુનું નામ નક્કી કરવામાં આવે છે. આ તો માત્ર ગમતનું છે, પણ એનો બીજો ભાગ ઉપયોગી છે. કોઈ મનુષ્ય દૂર બેસી, આપણને ન વંચાવા જેવું લખતો હોય, તે તેના હાથની વલણ ને કલમની ઢબપરથી તેણે શું લખ્યું, તે પારખી શકે છે.

૪૮ **પરદેશી ભાષાજ્ઞાન**—જૂદા જૂદા દેશની ભાષા જાણવી—ને તેથી ધંધા રોજગારમાં, રાજકાજમાં ઘણા લાભો થાય છે. આમાં ત્રણ વસ્તુની આવશ્યકતા છે. વ્યાકરણ, કોશ ને ઇતિહાસ. વ્યાકરણથી ભાષાજ્ઞાન ને લોકસ્થિતિ નક્કી થાય, કોશથી વેપારની વસ્તુ જણાય, ને ઇતિહાસથી રાજકીય સ્થિતિ નક્કી થાય.

૪૯ **દેશ ભાષાજ્ઞાન**—સ્વદેશની ભાષા પૂર્ણ રીતે જાણવી—તેમાં મુખ્ય વ્યાકરણ ને કોશ છે.

૫૦ **શકુન કળા**—શરીરના અવયવ ફરકવાથી શકુન અપશકુન ગણાય છે. કેટલીક વખતે શકુન વહેમ ગણાય છે, પરંતુ જો આ કળા આવડતી હોય તો સચોટ શકુન અપશકુન પારખી શકે છે.

૫૧ **યંત્ર માતૃકા**—સંચા બનાવવાની કળા. યાંત્રિક કળા, ધંધામાં ને ગુપ્ત કાર્ય કરવામાં ઉત્તમ છે. આપણો શત્રુ હોય ને તેનો નાશ કરવો હોય તો એકાદ પેટીમાં ગુપ્ત રીતે એવી ભુસંડી ગોઠવવી કે, તે ઉઘાડતાં જ ઉઘાડનાર મરણ પામે—તેવું અપૂર્વ કાર્ય આ કળાથી પૂર્ણ થાય છે.

૫૨ **ધારણ માતૃકા**—તોલવાની કળા. ગમે તેવી વસ્તુ આ કળાથી તોલી શકાય. હાથી, પર્વત વગેરે.

વળી તેમ તોલવાથી કેટલાક તોલાટો ગડબડ સડબડ કરે છે, તે પારખી શકાય છે. એ માટે આપણા ભંડારનો 'ધારણ માતૃકાકલ્પલતિકા' ગ્રંથ જોવો જોઇએ.

૫૩ **આસંવાચ્ય માનસી** કાવ્ય—ગમે તે વિષયપર નવી કવિતા બનાવવી, તે આ કળાનો વિધિ છે. વિદ્વાનો માટે એ મનોરંજક છે.

૫૪ **અભિધાન કોશ**—કોઈ પણ પદાર્થનાં કેટલાં નામ છે, તે એ કોશ જાણવાથી જણાય છે. તેથી કોઈ સાંકેતિક શબ્દ બોલતો હોય તો તે ઝટ પરખાય છે. કાવ્ય કરનારાને પણ આ કળા—જ્ઞાન કામનું છે.

૫૫ **છંદોજ્ઞાન**—કાવ્ય કરનારને કામની કળા. છંદ કેટલા, તેના વળી ભેદ કેટલા, તેના અક્ષર કેટલા, એ સર્વ આથી માલમ પડે છે.

૫૬ **ક્રિયા વિકલ્પ**—રાંધેલા પદાર્થો કેવા છે તે એ કળા જાણવાથી જણાય છે. ખાવામાં ચતુરાઈ જણાય છે. ચાર વસ્તુ એકઠી હોય, ને કોઈ તેમાં ઝેર મૂકે તો ઝટ પારખે, તે એ કળાનો લાભ. ભોજનના કેવા પદાર્થ, કેટલા વખત સૂધી ન બગડે તે એ કળાથી જણાય છે. ચતુરા, ગાંધી ને વૈદને એ કળા કામની છે. વળી રાજાને ઘણી કામની

છે. **ચંદ્રગુપ્તને** ઝેર આપવાને **રાક્ષસનો** મોકલેલો વૈદ ઝેર આપવા આવ્યો, તેની પકડ ઝટ **ચાણાક્યે** એ કળાથી કીધી હતી.

૫૭ **ચોર કળા**–ચોરી કરવામાં કામની છે. કઈ જગ્યાએ ધન દાટ્યું છે તે એથી જણાય છે. તેમ જ ગુપ્ત રીતે ભીત કેમ કાપવી, ખાતર કેમ મૂકવાં તેની ચતુરાઈ પણ એમાં છે.

૫૮ **છલિત યોગ**–છેતરવાની સર્વે યુક્તિ એથી શીખાય, ને તેથી છેતરાઇએ નહિ. વળી વસ્તુ ક્યાં સંતાડી છે તે જાણી ચોરને પકડી કાઢવામાં આવે છે. તેમ જ જનાવરો સંબંધી પણ કેટલુંક જ્ઞાન એ કળાથી મળે છે.

૫૯ **દ્યૂત વિશેષ**–જુગાર રમવાની કળા. જુગાર રમતાં, ચોપટ, ગંજીફો, પાસા, સોકટાં રમતાં કેમ દાવપેચ રમવામાં આવે છે તે એથી જાણવામાં આવે છે. યુધિષ્ઠિર, શકુનિ ને નળ એ વિદ્યામાં પૂર્ણ હતા.

૬૦ **આકર્ષ ક્રીડા**–અંગ કસરત, કુસ્તી, પટાબાજી, યુદ્ધપટ્ટી, મલખમ એનું જ્ઞાન એથી મળે છે. શ્રીકૃષ્ણ એ કળામાં ઉસ્તાદ હતા ને મલ્લસંગે કુસ્તી રમીને કંસને માર્યો હતો.

૬૧ **બાળક્રીડન કળા**–બાળકોને રમવાની કળા.

રાજકુંવરને રાજા, પ્રધાન, સીપાઈ, ઘોડેસ્વાર આપી કેમ લડતાં શીખવવો, ન્યાય કેમ થાય; વૈશ્ય હોય તો વેપાર કેમ થાય, તે રમત ગમતમાં શિખવવામાં એ કળા ઉપયોગમાં આવે છે.

૬૨ **વૈનાયિકા કળા**—જાદુગરોની ઠગાઈ પારખવાની કળા.

૬૩ **કૃષિ કળા**—ખેતીવિદ્યા, હળ, ખાતર, બળદ, વાવેતર વગેરે ખેતીનાં સાધન એ કળાથી જાણવામાં આવે છે. 'ક્ષેત્રવિચાર' નામનો ગ્રન્થ આપણા જૂના ભંડારમાં છે, તે તારે જોવો જોઇએ.

૬૪ **વૈતાલિક વિદ્યા**—કેટલાક આને ભુતાવળ પણ કહે છે. કેવા કેવા પદાર્થોનો ધૂપ દેવાથી મનના—તનના આવેશો દૂર થાય છે, તે આ કળાથી સમજી શકાય છે. કોઈ કોઈ સમયે અજાણી, અદ્ભુત, ભયાનક વસ્તુનો સ્પર્શ થતાં શરીરની તથા મનની સ્થિતિ બદલાઈ જાય છે, તે સર્વે આ કળા જાણવાથી દૂર કરી શકાય છે. સમયે ભુતાવળ બતાવીને સંકટમાંથી પણ બચી શકાય છે.

આ પ્રમાણે આ મુખ્ય ૬૪ કળાનું જ્ઞાન છે. એ જાણવાથી કોઈ પણ મનુષ્ય કદી પણ કોઇથી અંજાતો કે ગાંજયો પણ જતો નથી.

## સ્વાત્મબુદ્ધિની અષ્ટકળા

વળી એક શ્લોક છે, જે આઠ કળાઓ સ્વપરાક્રમથી જ પ્રાપ્ત થાય તેવી છે, તે આ પ્રમાણે છેઃ—

રાગ, પાઘ, ને પારખું, નાડી ને વળિ ન્યાય;
તરવું, તન તરવું ને તસ્કર કરવું, એ આઠે આપ કળાય.

ગાવું, પાઘડી ફક્કડાઇથી બાંધવી ને પહેરવી, કોઇનું મન કમન પારખવું, વૈદ્યકમાં નાડીજ્ઞાન, ન્યાય યથાર્થ કરતાં શીખવું, તરવું, સ્ત્રીથી વિલાસ રમવો ને ચોરી કરતાં શીખવું, એ આઠ કળા તો સ્વપરાક્રમથી જ પ્રાપ્ત થાય છે–તેમાં ગુરુ ગમ કંઇ કામની જ નહિ.

## શ્રી શુક્રાચાર્યની ૬૪ કળા

વળી હે વત્સ! દૈત્યો–દાનવોના ગુરુ એવા મહાત્મા શુક્રાચાર્યજીએ પોતાના રચેલા નીતિગ્રંથમાં જે ચોસઠ કળા ગણાવી છે, તે પણ હું તને કહું છું તે ધ્યાનમાં રાખજે.

### સપ્ત–ગાંધર્વ કળા

૧ વાદ્ય બજાવવાની કળા.
૨ હાવભાવાદિક નૃત્યકળા.
૩ વસ્ત્ર તથા અલંકાર ધારણ કરવાની કળા.
૪ અનેક રૂપ ધારણ કરવાની કળા.
૫ શય્યારચન–પુષ્પગ્રંથન કળા.

૬ દ્યૂત કળા. અનેક પ્રકારની ક્રીડાથી જનમનરંજન કળા.

૭ અનેક આસન બાંધી રતિજ્ઞાન કળા.

## દશ—વૈદ્યક કળા.

૧ પુષ્પનો આસવ ને મદિરા બનાવવાની કળા.

૨ પગમાં વાગેલા કાંટા આદિ બહાર કાઢવાની કળા.

૩ અન્ન પકાવવું તથા પાચન થાય તેવાં ઔષધ બનાવવાની કળા.

૪ વૃક્ષ રક્ષણ કળા.

૫ પાષાણ—ધાતુ મારણ કળા.

૬ ક્ષાર રસ પકાવવાની કળા.

૭ ધાતુ ને ઔષધ એક કરવાની કળા.

૮ ઔષધમાંથી ધાતુ જૂદી પાડવાની કળા.

૯ નિમક કાઢવાની કળા.

૧૦ ધાતુ ધાતુથી સંયુક્ત થઈ હોય તો તે જૂદી પાડવાની કળા.

## પાંચ—ધનુર્વેદ કળા.

૧ શસ્ત્ર ચલાવતાં ક્યાં ક્યાં પટા ફેરવવા તે તથા બીજાં શસ્ત્રો કેમ વાપરવાં, તે જાણવાની કળા.

૨ મલ્લયુદ્ધ (દાવપેચ સાથે) કરવાની કળા.*
૩ નિશાન તાકીને મારવાની કળા.
૪ વાજાંના નાદપર સૈન્ય ચલાવવાની કળા.
૫ હાથી, ઘોડા તથા રથની ચાલપર યુદ્ધ કરવાની તથા દુર્ઘટ કિલ્લો રચવાની કળા.

## બેતાલીસ-સામાન્ય કળા.

૧ અનેક પ્રકારનાં આસન તથા મુદ્રાથી દેવને પ્રસન્ન કરવાની કળા.
૨ અશ્વાધ્યક્ષ તથા માવત બનવાની કળા—હાથી ઘોડાને શીખવવાની કળા.
૩ માટી, ધાતુ, કાષ્ઠ, પથ્થર વગેરેનો યોગ્ય ઉપયોગ કરવાની કળા.
૪ એ ચારે પદાર્થોપર ચિત્ર કાઢવાની કળા.
૫ વહાણ રથ આદિ બનાવવાની કળા.
૬ તળાવ, વાવ વગેરે ખોદવાની અને તેને માટે યોગ્ય ભૂમિ પસંદ કરવાની કળા.
૭ ઘડીયંત્ર† તથા વાદ્યયંત્ર બનાવવાની કળા.
૮ જૂદી જૂદી જાતનાં રંગોથી ચિત્ર પાડવાની કળા.

---

* આ કળા શ્રીકૃષ્ણ પરમાત્મા, બળરામ, જરાસંધ ને દુર્યોધન સારી રીતે જાણતા હતા.

† ઘડીયંત્ર એટલે ઘડીઆળ—પણ તે પાણીનાં ઘડીઆળ.

૯ જળ, વાયુ, અગ્નિ, એ પદાર્થોને રોકી તેમના સંયોગથી કાર્ય કરવાની કળા.*

૧૦ સૂત્ર શણ વગેરેની દોરી બનાવવાની કળા.

૧૧ જૂદા જૂદા દોરાઓના સંયોગથી વણવાના પ્રકાર જાણવાની કળા.

૧૨ સારાં નરસાં રત્ન પારખવાં, તથા વિંધેલાં રત્નની પરીક્ષા કરવાની કળા.

૧૩ શુદ્ધ સુવર્ણ વગેરે ધાતુ પારખવાની કળા.

૧૪ કૃત્રિમ સુવર્ણ તથા રત્ન બનાવવાની કળા.

૧૫ ચાંદી સુવર્ણ આદિના પદાર્થોપર મીનો ચઢાવવાની કળા.

૧૬ મૃદંગ આદિને ચામડાં મઢવાની કળા.

૧૭ મૃત પશુનાં અંગપરથી ચામડાં ઉતારવાની કળા.

૧૮ દૂધ દોહવાની તથા દહીં, માંખણ, છાસ, ઘી આદિ પદાર્થ કેમ બનાવવા તે જાણવાની કળા.

૧૯ સ્ત્રીની કંચુકી ને ચોળી બનાવવાની કળા.

૨૦ તરવાની કળા.

---

* આ કળા તે હાલની આપણી આગગાડી, તારયંત્ર, પવનચક્કી, જળચક્કી, ટેલીફોન વગેરે છે. શુક્રનીતિનો ગ્રન્થ ૨૫૦૦ વર્ષપર થયો છે, તેમાં આ કળા ગણી છે.

૨૧ વાસણ સાફ કરવાની કળા.
૨૨ વસ્ત્ર ધોવાની કળા.
૨૩ હજામત કરવાની કળા.
૨૪ વાળ સાફ ને સુંદર બનાવવાની કળા.
૨૫ તલ તથા માંસાદિમાંથી તેલ કાઢવાની કળા.
૨૬ હળવતી જમીન ખેડવાની કળા.
૨૭ વૃક્ષે ચઢવાની કળા.
૨૮ વૃક્ષ ઉછેરવાની કળા.
૨૯ વાંસ તથા નેતર–તૃણના કંડિયા વગેરે પદાર્થ બનાવવાની કળા.
૩૦ કાચનાં વાસણ બનાવવાની કળા.
૩૧ ઝાડને પાણી પાવાની કળા.
૩૨ પાણીના બંધ બાંધવાની કળા.
૩૩ તરવાર વગેરે લોઢાનાં અસ્ત્રશસ્ત્ર બનાવવાની કળા.
૩૪ હાથી, ઘોડા, બળદ ને ઉંટ વગેરેપર પલાણ માંડવાની કળા.*

---

* હાથી, ઘોડા, ઉંટ, બળદપર કેમ પલાણ માંડવું કે જેથી તે પ્રાણી દુઃખી ન થાય ને બેસનારને પણ હરકત ન થાય તે. ઘોડાને ઘણો સખ્ત બાંધવો જોઇએ, પણ બળદને તેટલો સખ્ત ન બંધાય, ઢીલો જોઇએ; એ વગેરે જાણવું તે.

૩૫ બાળકને ઉછેરવાની કળા. બાળકને ઉંચકવાની કળા.*

૩૬ તેની સાથે રમવાની કળા—તેના જેવા જ થવાની કળા.

૩૭ અપરાધીને યુક્તિપૂર્વક શિક્ષા કરવાની કળા.†

---

* બાળકને ઉંચકવાની કળા; કે જેથી તેના હાથ પગ આદિ અવયવોને આંચ ન આવે. આ કળા સ્ત્રીઓ તથા નોકરો માટે અગત્યની છે.

† દૃષ્ટાંત. એક સમયે વિક્રમ રાજાની સભામાં ચોરી કરવાના અપરાધ માટે ચાર પુરુષને પકડી આણ્યા. રાજાએ પહેલાની મુદ્રા જોઈ તેને કહ્યું કે 'તારા જેવા સુજન માણસને આ તે ઘટે, ચાલ ચાલ્યો જા!' બીજાને કહ્યું, "મૂર્ખ તું સારા ખાનદાનનો છતાં આવું કાળું કર્મ કરે છે. બાળ તારું મોઢું, મને ફરી બતાવીશ નહીં, ધિક્, ફટ!' ત્રીજાને ઉઠીને ત્રણ ચાર તમાચા ખેંચી કાઢી કહ્યું, 'આ કામ કરવા કરતાં તો તારી માતાને પેટે પથ્થર પડ્યો હોત તો પણ સારું!' એમ કહ્યા પછી પાછી બે ત્રણ ધોલ ખેંચી કાઢી. ચોથાને માટે ઠરાવ્યું કે એને ગધેડે બેસાડી ગામમાં ફેરવો ને ૫૦ ફટકા બાંધી મારો. આમ ન્યાય કરી સર્વને વિદાય કીધા. સભાસદો, એક જ અપરાધ માટે ચાર જણને ચાર જૂદી જૂદી જાતની શિક્ષા કરી, તે માટે આશ્ચર્ય પામ્યા. પછી એકની મુખમુદ્રા પ્રશ્ન કરવાની જોઈ, વિક્રમે કહ્યું કે,

૩૮ દેશ દેશના અક્ષર જાણુવાની કળા.

૩૯ તાંબૂલ રક્ષણુ કળા.*

---

'તમને આ ન્યાયથી અદ્ભુતાશ્ચર્ય થાય, એ સ્વાભાવિક છે, પણુ એનું તત્ત્વ શું છે તે હમણાં તપાસીએ.' પછી ચારે અપરાધી પાછળ હેરક મોકલ્યા. તેઓએ એક કલાકમાં પાછા ફરી સર્વ વર્તમાન નિવેદન કીધું કે, 'મહારાજ, જેને આપે માત્ર મીઠા શબ્દ કહ્યા તે તો ઘેર જતાં જ જીભ કરડીને મરણુ પામ્યો છે. જેને આપે અપમાનના શબ્દ કહ્યા તેણે માર્ગમાંથી જ દેશવટો લીધો છે, ને તેના સગાં સ્નેહી બોલાવવા ગયા, તેમને કહ્યું કે હવે શું મોઢું લઇને શહેરમાં આવું ? ત્રીજો, જેને આપે ધોલ ધપ્પા માર્યા તે તો ઘરમાં ભરાઈ બેઠો છે, અને કોઇને પણુ મળવા માટે ના પાડે છે, અને છેલ્લા અપરાધીને નગરમાં ફેરવવામાં આવ્યો, તેની પૂઠે બાળકો હુરિયો કરે છે કે "બોલો, બચ્ચાજીઓ, આજે તમને ઘણે દિવસે મઝા પડે છે." ને પછી હસે છે. તે ભાઇશ્રીની સ્વારી તેના પોતાના મોહોલ્લામાં આવી ત્યાં તેની સ્ત્રી જોવાને બહાર નીકળી. તે પોતાના પતિના બેહાલ જોઈ રહી. તેણીને આ ભાઇશ્રીએ કહ્યું કે, "અલી, ઉનું પાણી તૈયાર કર, હું હમણાં એક મોહોલ્લો ફરીને આવું છું." સભાજને આ ન્યાયનું નિરૂપણુ નિહાળી કહ્યું, 'મહારાજ, આપનું ઐશ્વર્ય અદ્ભુત છે.'

* પાન કેમ રાખવાં, પાનમાં કાથો ચૂનો સોપારી કેમ મૂકવાં, મુખવાસ કેમ બનાવવો, ને પાનની બીડી કેમ વાળવી તે જાણુવા સંબંધી એ કળા છે.

૪૦ સામા મનુષ્યનો અભિપ્રાય વર્તી તેને અનુ-
સરતી સેવા કરવાની કળા.

૪૧ શીઘ્ર કામ કરવાની કળા.

૪૨ ઠંડા માણસને ઉત્સાહ આપવાની કળા.

## વિશેષ ૭૨ કળા.*

વળી આ કળાઓમાં એક નવીન ભેદ છે, તે તારે જાણવા યોગ્ય ધારીને હું તને જણાવું છું, તેમાંથી પણ ઘણું જાણવા યોગ્ય મળે તેમ છે.

૧ લખવું.
૨ ગણવું.
૩ ચિત્ર કાઢવાં.
૪ ગીત.
૫ નૃત્ય.
૬ વાદ્ય.
૭ સપ્ત સ્વર જાણવા.
૮ ખરજાદિક પુષ્કર ગતિનાં વાદ્ય વજાડવાનું જાણવું.
૯ તાલ માન જાણવું.
૧૦ જુગટાની કળા.
૧૧ પાસાની કળા.
૧૨ અષ્ટાપદ (ચોપટ) ખેલ [કળા.
૧૩ વાદ કરવાની કળા.
૧૪ સર્વના અગ્રેસર થવાની કળા.
૧૫ નેત્રપલ્લવી.
૧૬ જમવાની કળા.
૧૭ પીવાની કળા.
૧૮ વસ્ત્ર તૈયાર કરવાની કળા.
૧૯ વિલેપન–અંગરાગ કળા.
૨૦ શયન રચના–સૂવાની કળા.
૨૧ આર્યાછંદ બનાવવો.
૨૨ પ્રહેલિકા–વિનોદ કરવાના છંદ બનાવવા.

---

* આ અને નીચેની કળા જૈન ગ્રન્થમાંથી લીધેલી છે.

૨૩ માગધિકા
૨૪ ગાથા
૨૫ ગીત્તિ
૨૬ શ્લોક
} ચાર જાતની કવિતા બનાવવાની કળા.

૨૭ સોના સંબંધી જાણવું.

૨૮ યોગ ચૂર્ણ બનાવવું.

૨૯ યોગવિદ્યા ભણવી.

૩૦ વિધિથી ભૂષણ પહેરવાં.

૩૧ સ્ત્રી સેવા કરવી.

૩૨ સ્ત્રીને પારખવી.

૩૩ મનુષ્ય પારખવું.

૩૪ હય;

૩૫ ગજ;

૩૬ બળદ;

૩૭ મણિ;

૩૮ કુકડા;

૩૯ છત્ર; અને

૪૦ દંડના મર્મનું જ્ઞાન મેળવવું.

૪૧ તરવાર વાપરવાની કળા.

૪૨ કોડીનાં લક્ષણ, ગુણદોષ જાણવાની કળા.

૪૩ વાસ્તુવિધા—ઘર થાપના કરવાની તે.

૪૪ છાવણી નાંખવાની વિધા.

૪૫ શહેરનું પરિમાણ જાણવું.

૪૬ દૂતને જાણવો.

૪૭ પ્રતિચાર—શત્રુ દૂતને પીછાનવો.

૪૮ વ્યૂહ રચના.

૪૯ પ્રતિવ્યૂહ.

૫૦ યુદ્ધ.

૫૧ નિયુદ્ધ જાણવું.

૫૨ ચક્રવ્યૂહ.

૫૩ શકટવ્યૂહ.

૫૪ ગરુડવ્યૂહની રચના જાણવી.

૫૫ અતિયુદ્ધ.

૫૬ અસિયુદ્ધ (તરવારનું).

૫૭ મુષ્ટિ યુદ્ધ.

૫૮ બાહુ યુદ્ધ—એ સર્વે લડતાં શિખવું.

૫૯ ધનુર્વેદ.

૬૦ શસ્ત્ર વગેરેથી યુદ્ધ.

૬૧ ઇસસ્થલતા યુદ્ધ.*

૬૨ હિરણ્ય પાક.*

૬૩ સુવર્ણપાક.

૬૪ વૃષદ.†

૬૫ સૂતરનો ઉપયોગ જાણવાની કળા.

૬૬ વસ્ત્ર વગેરે બનાવવાં.

૬૭ ક્ષેત્રની વ્યવસ્થા.

૬૮ તોલવાનાં કાટલાં ત્રાજવાની વિધિ જાણવાની કળા.

૬૯ કાષ્ઠ ઘડવા ને તેના નવનવા ઘાટ બનાવવા

૭૦ શરીરની કસરત.

૭૧ સજીવ કરણ—ક્રિયા.

૭૨ નિર્જીવ કરણ-ક્રિયા.

## ત્રીજી ૭૨ કળા

આ ૭૨ કળાનો વળી એક ત્રીજો પ્રકાર છે, તે પણ તું સાંભળી લે.

૧ લખવું.

૨ ભણવું.

૩ સંખ્યા—ગણિત.

૪ ગીત.

૫ નૃત્ય.

૬ તાળ.

૭ ઢોલ વગાડવો.

૮ મૃદંગ વગાડવી.

૯ વીણા વગાડવી.

૧૦ વાંસળી વગાડવી.

---

* એ બે કળા કેઈ છે ને તેનાં લક્ષણ કેવાં હશે, તે તેના નામપરથી મારા જાણવામાં આવ્યું નથી. તેમજ ત્રણેક જતીઓને પૂછતાં પણ તેઓ ખુલાસો કરી શક્યા નથી.

† સંસ્કૃતમાં વૃષ એટલે ધર્મ ને દ એટલે દેનાર; અર્થાત્ ધર્મ દેનાર. મતલબ કે ધર્મના ઉપદેશક થવાની કળા. તે સિવાય બીજી કેઈ કળા એ છે તે સમજાતું નથી.

૧૧ ભેરી વગાડવી.
૧૨ અને એ સઘળાને પ-
રીક્ષા કરવાની કળા.
૧૩ હાથી અને
૧૪ ઘોડાને શિખવવા.
૧૫ ધાતુ પારખવી.
૧૬ પ્રત્યક્ષ બાબત, ને
૧૭ ગુપ્ત બાબત જાણવું.
૧૮ શરીરમાં કરચલી પડી
હોય તો તે ને ધોળા
વાળને કાળા કરવાની
કળા.
૧૯ રત્ન.
૨૦ નારી તથા
૨૧ નરનાં લક્ષણ જાણવાની
કળા.
૨૨ પિંગળ.
૨૩ તર્ક.
૨૪ જાતિ.
૨૫ તત્વ–પદાર્થ (૨૪ ને
જાણવા.) જ્ઞેય કળા.
૨૬ કવિતા.
૨૭ જ્યોતિષ.
૨૮ વેદ.
૨૯ વૈદક.
૩૦ ભાષા.
૩૧ યોગ, તથા
૩૨ રસાયન–એ સઘળાનાં
લક્ષણ, ગુણ દોષ જાણ-
વાની કળા.
૩૩ ગુપ્ત રહેવાના અંજન
બનાવવાની કળા.*
૩૪ લિપી જ્ઞાન.
૩૫ સ્વપ્ન જાણવાની કળા.

---

* આ અંજન એવું કહેવાય છે કે, તે જો નેત્રોમાં આંજે તો આંજનાર ચાહે ત્યાં ફરે, પણ તેને કોઈ પકડી શકે નહિ. એવા અંજનનો ઉતાર એવો કહેવાય છે કે, જ્યાં આવો મનુષ્ય હોય ત્યાં ધૂમાડો કરવો, કે જેથી આંખમાંથી પાણી નિકળતાં અંજન ધોવાઈ જવાથી તે મનુષ્ય ખુલ્લા થાય છે.

૩૬ ઇંદ્રજાળ જાણવાની કળા.
૩૭ કૃષિ કળા.
૩૮ વણિક કળા.
૩૯ નૃપસેવા કળા.
૪૦ શકુન જાણવા.
૪૧ પાણીને રોકવાની કળા.
૪૨ અગ્નિને રોકવાની કળા.
૪૩ જળમાં સ્થિર રહેવાની કળા.
૪૪ સામા મનુષ્યની દૃષ્ટિને રોકવાની કળા. (મેસમેરીઝમ)
૪૫ દૃષ્ટિને ભાંગી પાડવાની કળા.
૪૬ ઉપર દૃષ્ટિ કરવાની કળા.
૪૭ કોઇને વાતમાં બાંધવો અથવા ભ્રમ કરવાની કળા.
૪૮ પત્રછેદન કળા.
૪૯ મર્મભેદન કળા—( ગુપ્ત વાત જાણવી કે માર્મિક વાત બોલવી.
૫૦ હિરસામાંથી ઓછું કરવાની કળા.
૫૧ વરસાદ પડવાનું જ્ઞાન.
૫૨ લોકાચાર જાણવો.
૫૩ મનુષ્યને અનુસરતાં થવાની કળા.
૫૪ ફળ વગેરે ભાંગવાની કળા.
૫૫ તરવાર બાંધવાની, ને
૫૬ છરી બાંધવાની કળા.
૫૭ મુદ્રા જાણવી (સંધ્યા વગેરે પૂજન વખતે કરે છે તે.)
૫૮ અજ્ઞાન કળા—બ્રહ્મલોકનું જ્ઞાન અર્થાત્ વેદાંત વિચાર જાણવો.
૫૯ દાંત વગેરે આકૃતિ કરવાની કળા. (દાંત નવા બનાવવા તે.)
૬૦ કાષ્ઠ વગેરેનાં પૂતળાં કરવાની કળા.
૬૧ સાધારણ ચિત્ર બનાવવાં.
૬૨ દૃષ્ટિનું યુદ્ધ.
૬૩ હાથનું યુદ્ધ.
૬૪ મુષ્ટિ યુદ્ધ.
૬૫ દંડ યુદ્ધ.

૬૬ હસ્તિ યુદ્ધ.*
૬૭ વાણીનું યુદ્ધ.
૬૮ ગરુડ યુદ્ધ.†
૬૯ સર્વ પ્રાણીને વશ કરવાં.
૭૦ દૂતો વશ કરવા.
૭૧ યોગ જાણવો.
૭૨ નામાલય‡.

પ્રથમ અર્થની ૬૪ કળાનાં નામ, તેના ઉપયોગ સહિત મેં કહ્યાં છે; જે પુરુષ વર્ગને કામની કળા ગણી શકાય તેવી છે. પણ એ જ કળા વળી એના એ જ નામે સ્ત્રીને પણ ઉપયોગી ગણાય છે; જેના ઉપયોગ સાથે તને શીખવું છું.

## સ્ત્રી અર્થની ૬૪ કળા§

૧ **ગીત**–ગાવું ૨–**વાદ્ય** વગાડવું.

૩ **નાટ્ય**–નાચ અને નાટક. નાચીને અંગના ૭ ભાવ દર્શાવવા.

**આલેખ્ય**–ચિત્રકળા. એમાં ૭ બાબત જાણવા યોગ્ય છે. ૧ જૂદા જૂદા રંગ કરવા. ૨ અવયવોનું

* ઘુંટણથી દબાવી; છાતી મસળી અથવા ગુંદીને મારવો તે. ભીમે દુઃશાસનને એ રીતે માર્યો હતો.

† ઉછળી ઉછળીને લડવું તે.

‡ આ કળા સમજાતી નથી.

§ આમાં જે કળાનો ઉપયોગ પૂર્વપેરે જ છે, તેનું વિવેચન ફરી કીધું નથી.

પ્રમાણ જાણવું. ૩ ભાવ અને લાવણ્ય દાખલ કરવાની રીત જાણવી. ૪ સાદૃશ્ય આબેહૂબ છબી બનાવવી. ૫ પીછીની બનાવટ ને ચોખાપણું અને ૬ ચિત્રનું કદ (size).

૫ **વિશેષકચ્છેદ્ય**-ચાંદલો કરવો. તેમ જ કાચ તથા ભોજપત્રપર તપકી ચોંટાડી ચાંલ્લા બનાવવા.

૬ **તાંડુલકુસુમબલિવિકાર**-આખા ચોખા લઈ મંદિરોમાં તથા ઘર આંગણામાં સાથીઆ પૂરવા. સાંગી બનાવવી. તે પણ આજ જાતનો પ્રકાર છે. શિવાદિ દેવ માટે માળા ગુંથવી.

૭ **પુષ્પાસ્તરણ**-રતિ વિલાસ રમવા માટે ફૂલનાં આસન બનાવવાં.

૮ **દશનવશનાંગરાગ**-સ્ત્રીઓને દાંત રંગવાની ઉત્કંઠા ઘણી હોય છે, તેથી દાંત રંગવાની કળા. નવનવા રંગનાં વસ્ત્ર પહેરવાની કળા ને અંગમાં સુગંધ ચોપડવાની કળા.

૯ **મણિભૂમિકાકર્મ**-ગ્રીષ્મ ઋતુમાં શરીર શાંત થવા માટે મરકતમણિ વગેરેની ભૂમિ રચવી,-રંગ વિલાસ માટે તે કળા.

૧૦ **શયન રચના**-ત્રણ જાતની શયન રચના થાય છે. નાયક રક્ત, વિરક્ત ને મધ્યસ્થ [ઉત્કંઠિત

નહિ ઉત્કંઠિત ને મધ્યમ ઉત્કંઠિત] ને પારકી શય્યા રચવી તે. વળી એવી શય્યા રચવી કે, જેથી આહાર પાચન થાય. રાજાઓ ઘણું કરીને આવી શય્યા પોતાની રાણી પાસે જ કરાવતા હતા; કેમકે વખતે શય્યામાં શત્રુ તરફથી ઝેર પણ નાંખવામાં આવે, તેનો ભય હોય તેથી.

૧૧ **ઉદકવાદ્ય**—કર્ણાટક વગેરે પ્રદેશની સ્ત્રીઓ પાણીમાં મૃદંગ બજાવે છે. જળતરંગ વગેરે વાજીંત્ર વગાડવાં તે કળા.

૧૨ **ઉદકાઘાત**—તરવાની કળા. જળમાં તરવાર ફેરવવાની કળા*.

૧૩ **ચિત્રાશ્વયોગ**—પતિ રતિરંગ રમવાને ઇચ્છાવાન્ હોય, પણ પોતાની ઇચ્છા ન હોય તો ઇંદ્રિયોની શિથિલતા દર્શાવવી.

૧૪ **માલ્યગ્રથનવિકલ્પ**—દેવપૂજન માટે જાતજાતની પુષ્પની માળા બનાવવી.

૧૫ **શેખરકાપિડયોજનકળા**—અંબોડામાં ખોસવા માટે વેણી, કાષ્ઠના અલંકાર, તાજ, મુકૂટ બનાવવાની કળા.

* ૭ થી ૧૨ સૂધીની કળાનો ઉપયોગ રાજાની રાણીઓને કરવાનો છે.

૧૬ **નેપથ્ય પ્રયોગ**–દેશ કાળને અનુસરીને શરીરપર પુષ્પ વસ્ત્ર વગેરે ધારણ કરવાં તે કળા.

૧૭ **કર્ણપત્ર ભંગ**–હાથીદાંત, શંખ, માણેક (ખોટાં)નાં કાનમાં પહેરવાનાં ફૂલો બનાવવાં તે.

૧૮ **ગંધયુક્ત**–અંગે ઉત્તમ પ્રતિની સુગંધી નાંખવી તે.

૧૯ **ભૂષણ યોજના**–ઘરેણાં પહેરવાની કળા. એ બે જાતનાં છે:–સંયોજ્ય ને અસંયોજ્ય. મણિ મોતીનાં ઘરેણાં તે સંયોજ્ય ને કડાં, કુંડળ, બંગડી તે અસંયોજ્ય. કોઈ કહે કે, એમાં તે શી કળા હશે? પણ કેટલીક સ્ત્રીઓ ઘણાં ઉમદાં આભૂષણ પહેરે છે, પણ તે ગમે તેમ ગોઠવેલાં હોય છે તેથી જરાપણ શોભતાં નથી: જેવી કે મારવાડણ. આ આભૂષણ રીતસર પહેરવાં, જેથી સૌંદર્ય ને લાલિત્ય દીપી નિકળે. એ આ કળાનો પ્રકાર છે.

૨૦ **ઇંદ્રજાળ.**

૨૧ **કૌચુમારાશ્રયોગ**–કૃત્રિમ સૌંદર્ય દર્શાવવું તે. એથી પતિને પુષ્કળ મોહ ઉત્પન્ન થાય ને તેથી અન્ય સ્ત્રીમાં રક્ત ન થાય. સ્ત્રીનું કામ એ જ છે કે, પતિને રંજન કરવો ને દુરાચરણથી અટકાવવો.*

---

* જેમ હમણાં પારસી અંગ્રેજની સ્ત્રીઓ ખુબસુરતી દર્શાવવાને પાઉડર વગેરે નાંખી બેડોળ છતાં ટાપટીપથી

૨૨ **હસ્તલાઘવ**–હરેક કાર્ય કરતાં હાથની ચપળતા. ટૂંક સમયમાં કામ ઉકેલવાની હથોટી.

૨૩ **વિચિત્રશાકયૂષભક્ષવિકારક્રિયા**–શાક પાક બનાવવાની કળા. શાક ૧૦ પ્રકારનાં થાય છેઃ–૧ ગાંઠનું [રતાળું, સૂરણ, સકરિયાં, બટાટા વગેરે.] ૨ પત્ર [અલુનાં, પોઇનાં, અજમાનાં પાંદડાં]. ૩ કરીરનું [કેરાં વાંસ વગેરે]. ૪ અગ્ર ભાગનું [ડાંભા વગેરેની ભાજી, જેનો આગલો ભાગ જ કામમાં આવે છે.] ૫ ડાંડાનું. ૬ ફળનું. ૭ નાનાં કુપળિયાં [કુંવારીઓ, મેથીનાં પાંદડાંની ભાજી]. ૮ છાલનું [કેળાં વગેરેની]. ૯ પુષ્પનું [સેંગટા, અગથિયા વગેરેનાં ફૂલ]. ૧૦ કાંટાનું. વળી ઓસામણ [મગ–તુવેરની દાળનું પાણી], કઢી વગેરે કવાથ બનાવવા, કે જે પીવાથી તુરત પાચન થાય. વઘાર મૂકવાની તથા શાકો વઘારવાની કળા. કેટલાંક પાણી જેવાં પાતળાં ને કેટલાંક લોંદા જેવાં ઘટ શાક બનાવવાની ક્રિયા. વળી આંબલી આદિ પદાર્થ આદિ નાંખવાથી શાક કયારે રસમય થાય તે જાણવું, ચટણીચટાકા બનાવવા, એ સર્વે સ્ત્રીને અત્યંત ઉપયોગી વાતો છે.

---

ડાળવાળી જણાય છે, તેમ સૌંદર્ય ન દાખવવું, પણ અંગશોભા ને સદ્ગુણ વર્તનથી દાખવવું.

૨૪ **પાનકરસરાગાસવયોજના**–પીવાના પદાર્થ બનાવવાની કળા જેને પણો કહે છે તે. [જેવા કે ચીભડાની ઘણી બારીક કટકાઓ કરી તેમાં મીઠું મરચું ભરી, અથવા સાકર નાંખી, છુંદી નાંખી રસ બનાવવો, ખડબુચાનું શરબત બનાવવું, ફાલસાનું સરબત બનાવવું, શેરડીનો રસ મરી મસાલો નાંખીને બનાવવો], બીલસારુ [ચાસણીમાં આદું, મરચાં, શેરડીના કટકા નાંખી તે ઘણા દિવસ ચાલે તેવા પદાર્થ બનાવવા તે.] ગોળાદિના આસવ. ચાટવાના પદાર્થ. [મુરબ્બાદિ], ચૂર્ણ ને પીવાના [દૂધપાક, બાસુંદી, દૂધ વગેરે] પદાર્થો બનાવવાની કળા એમાં સમાય છે.

૨૫ **સુચિવાન કર્મકળા**–શિવવાની તથા વણવાની કળા. શિવવાની ત્રણ કળા છે. કાંચળી, ચોળી. આદિ શિવવું; ફાટેલાં, તૂટેલાં ચીરાયલાં વસ્ત્ર સાંધવાં ને બખિયા મારવા. વણવાની કળામાં ટેબલકલાથ, રુમાલ, આસન વગેરે બનાવવાં તે.

**સૂત્રક્રીડા**–આ એક રમતની કળા છે, જે સૂતરથી બને છે. જેમકે એક ભુંગળીમાં દોરો ઘાલે ને એક તરફથી ખેંચે તો તેના પાંચ તાર નિકળે, પણ બીજી તરફથી ખેંચે તો ૫૦ ને મધ્યથી ખેંચે તો

માત્ર એક જ. વળી એ ભુંગળીઓ એકઠી કરીને દોરાની ખેંચતાણ કરે છે તે. તેમ જ હાથમાં, આંગળાંમાં દોરા ઘાલી મોર–હાથીના પગો બનાવે છે તે પણ; એક પાઘડીની વચોવચથી કાપ મૂકે, પણ પાઘડી અનામત રહે ને કટકો નિકળે તે; રુમાલમાં વીંટી મૂકી રુમાલ બાંધેલો છતાં વીંટી કાઢી લે તે; હાથ પગ બાંધ્યા હોય, પણ સટાક દેતા કે છોડી નાંખે, એ સર્વ સૂત્રક્રીડા છે. સાધુઓ લોઢાની આંકડીઓમાં એક આંકડી ઘાલી તેને કાઢઘાલ કરે છે તે પણ એ જ છે. એને 'ગોરખ ધંધાર્થી' કહે છે.

૨૭ **વીણાડમરુવાદ્યકળા.**

૨૮ **પ્રહેલિકા**—સમસ્યા, અર્થ અર્થાંમણી, દ્વિઅર્થિ બોલવાની કળા.

૨૯ **પ્રતિમાળા.**

૩૦ **દુર્વચકયોગકળા**—કોઈને છેતરવો હોય કે બોલતો બંધ કરવો હોય તો શબ્દ ને અર્થમાં અતિ કઠણ ને ગૂઢ–મુખે ન બોલાય કે ન સમજાય તેવું બોલવું તે.

૩૧ **પુસ્તકવાંચન**—સ્વરપૂર્વક ને પ્રીતિ ઉત્પન્ન થાય તેમ વાંચવું.

૩૨ **નાટ્યાખ્યાયિકા દર્શન**—૧૦ પ્રકારનાં નાટક ને આખ્યાયિકા જાણવાની કળા.

૩૩ **કાવ્યસમસ્યાપૂર્તિ.**

૩૪ **પટ્ટિકાવેત્રવાનવિકલ્પા**—પલંગ, ખાટલો, ખુરશીપર પાટી કે નેતર ભરવાની કળા.

૩૫ **તક્ષકકર્માણિ**—એકમાંથી બીજાને ખેંચી કાઢવું—દૂર કરવાની કળા. એ કળા જાણવાથી પ્રસૂતિકાળ સમયે ઘણો લાભ કરે છે. ઓર વગેરે પેટમાંના પદાર્થ વગર અડચણે એનાથી દૂર કરતાં આવડે છે.

૩૬ **તક્ષણકળા**—શયન પલંગ, કબાટ, પાટલા, દીવા વગેરે ઘરનાં સાહિત્ય શોભા માટે કેમ ગોઠવવાં તેની કળા.

૩૭ **વાસ્તુવિદ્યા**—ઘરમાં કેમ કામકાજ કરવું, ઘર કેમ માંડવું, અનાજપાણી વગેરે ઘરનું સાહિત્ય કેમ સંભાળવું તે વિદ્યા.

૩૮ **રૂપ્ય રત્ન પરીક્ષા**—રૂપું, સોનું પારખવા સંબંધીની કળા. તેમ જ રત્ન પણ પારખવાની કળા. એથી પતિની ગેરહાજરીમાં કોઈ છેતરી ન જાય, તેમ જ લેવડદેવડ પણ કરી શકે.

૩૯ **ધાતુવાદ**—ધાતુઓની પ્રકૃતિ જાણે કે જેને લીધે કિમિયાથી છેતરાય નહિ. વળી ગૃહકાર્ય માટે

ત્રાંબા પિત્તળની પારખ કરતાં આવડે, જેથી એ કળા વાસણકુસણ લેવામાં ખપ લાગે. માટી પથરામાં ભરાયલી ધાતુ શોધવી ને ગાળવા સંબંધી રીત. તે પણ એમાંજ છે.

૪૦ **મણિરાગાકરજ્ઞાન**—મણિ, રત્ન, મોતી વગેરેને ડાક મૂકીને કેવા પ્રકારે શોભતાં કરવાં તે જ્ઞાન. જૂદી જૂદી જાતના રંગનું પણ જ્ઞાન ને પોખરાજ વગેરે મણિપારખવાનું પણ જ્ઞાન એ કળામાં સમાયલું છે.

૪૧ **વૃક્ષાયુર્વેદ કળા**—ઘર આંગણામાં નાનો બગીચો ગૃહસ્થના ઘરમાં હોય છે, તે રચવા માટે આ કળા અગત્યની છે. ઝાડો કેમ વાવવાં, કેમ ઉછેરવાં ને જીવજંતુથી કેમ બચાવવાં, તે સઘળું જ્ઞાન એ વિદ્યાથી મળે છે.

૪૨ **મેષકુક્કુટલાવક યુદ્ધકળા**—મેઢાં, કુકડા તથા બાજ પક્ષીને લડાવવાની કળા. સ્ત્રી પુરુષ વચ્ચે વિનોદ માટે હાસ્યની સરત થાય છે. તે પ્રસંગે આ પ્રાણીઓ વચ્ચેના યુદ્ધના પરિણામથી નિર્ણય કરે છે. વળી કામી સ્ત્રીપુરુષ પોતા પાસે મેઢાં અવશ્ય રાખે છે. ઉર્વશી પોતા સાથે એ મેઢાંનાં બચ્ચાં લાવી હતી, તે તેણે પુરૂરવા રાજાને સાચવવા આપ્યાં હતાં. એને સજીવદ્યૂત કહે છે.

૪૩ **શુકસારિકા પ્રલાપનકળા**–મેના, પોપટ પઢાવવાની કળા. એથી વિનોદમાં વખત વીતે છે. વળી તે શિખેલાં હોય તો સંદેશા પણ લઈ જાય છે.

૪૪ **ઉત્સાદન સંવાહન કેશમર્દન કૌશલ્યા-કળા**–પતિના પગ ચાંપવા, માથું ચાંપવું, અંગ મર્દન કરવું ને કેશ હોળવાની કળા.

૪૫ **અક્ષરમુષ્ટિકાકથનકળા**–ટૂંકા અક્ષરમાં ઘણો અર્થ બતાવવાની કળા. સંક્ષેપમાં શબ્દ કે નિશાની કરે, પણ તે યથાર્થ રીતે તેના ભાવ સહિત સમજી સમજાવી શકે તે વિદ્યા. પ્રાચીન કાળમાં આવાં કાવ્યો પણ થતાં. જેને દશધેનુ, સતધેનુ, સહસ્રધેનુ, કોટિધેનુ, ને કામધેનુ કહેતા હતા. માત્ર ૧૦ કે ૨૦ અક્ષરો જ લખેલા હોય, પણ તેમાંથી એક લાખ કરતાં પણ વધારે જૂદા જૂદા ભાવના શ્લોક બને, તે કામધેનુ કહેવાય છે. વળી સંજ્ઞાથી પણ ભાવ બતાવાય છે.*

---

* આ માટે એક ઉત્તમ દાખલો જાણવાજોગ છે. અકબર અને તેની જોધપુરવાળી રાણી વચ્ચે એવો પ્રેમ હતો કે, બંનોને એક નિમેષ પણ ચાલે નહિ. એક સમયે શાહનશાહ મૃગયા ખેલવાને ગયો. ત્યાં ત્રણ દિવસ વીતી ગયા ને બેગમ અત્યંત વ્યાકુળ થઈ, ત્યારે તેણીએ એક હેરક

૪૬ **મ્લેચ્છિત વિકલ્પકળા***-અક્ષરોને ફેરવીને વાત ગુપ્ત રાખવાનું જ્ઞાન, જેમકે અ ક પ ગ ને બદલે ચ છ જ ઝ મૂકીને લખે, પણ વાંચનાર તો સમજીને જ વાંચે. અર્થાત્ વાંચનાર પોતે જ સમજે. વળી બોલવામાં પણ આનો ઉપયોગ થાય છે; જેમકે વેદ રૂપિયા આપ, એટલે ચાર રૂપિયા સમજી લેવા. આ અક્ષરોના સાભાસ ને નિરાભાસ એવા બે ભેદ છે; ને તે છ પ્રકારે બતાવી શકાય છે: મૂઠીથી, પત્રથી, છટાથી, પતાકાથી, ત્રિપતાકાથી ને અંકુશથી. આને વળી કરપલ્લવી પણ કહે છે. વડિલોની આમન્યાથી સ્ત્રીપુરુષને તો તારામૈત્રક કરવું હોય કે સાન કરવી હોય ત્યારે આ કળા ઘણી ઉપયોગી છે.

---

સાથે સંદેશો મોકલ્યો. તેમાં આખા એક મોટા કાગળપર લાલ **સાહીથી સા** એટલો જ અક્ષર લખેલો હતો. શાહનશાહે સર્વને બોલાવી પૂછ્યું કે, આનો અર્થ શો? પણ કાંઈ ખુલાસો કરી શકયા નહિ. પછી જગન્નાથરાય પંડિત જોડે હતા તેણે ખુલાસો કર્યો કે **લાલસા**–અતિ ઘણા પ્રેમમાં આતુર–અર્થાત્ બેગમ તમને મળવાને ઘણા પ્રેમભાવમાં છે.

* હાલમાં ઘણાક વેપારીઓ પ્રથમ કહેલી અક્ષર ફેરવવાની ભાષાનો તારમાં ઘણો ઉપયોગ કરે છે.

૪૭ **દેશભાષાજ્ઞાન**–દેશ દેશની ભાષા જાણવી.

૪૮ **પુષ્પશકટિકા**–પુષ્પને નિમિત્તે કરીને પતિને તાબે થવું વા તાબે કરવાની કળા.

૪૯ **નિમિત્ત જ્ઞાન**–શકુન જાણવાની કળા.

૫૦ **યંત્રમાતૃકા**–સજીવ બળદ ઘોડા વગેરેની ગાડી ને યંત્રની ગાડીનો ઉપયોગ–તેમાંની મુશ્કેલી ને સહેલાઈ જાણવાની કળા.

૫૧ **ધારણમાતૃકા**–યાદ રાખવાની કળા. સ્ત્રીને પાંચ ચીજ સંબંધી વિશેષ યાદ રાખવું પડે છે: વસ્તુ, ખજાનો, દ્રવ્ય, લક્ષણ ને ચિહ્ન.

૫૨ **સંપાઠ્યકળા***–એકઠાં મળીને ગાવાની કળા.

૫૩ **માનસીકળા**–મનમાં ધારેલો શ્લોક–કવિતા કહી આપવાની કળા. આ વિનોદ માટે કળા છે.

૫૪–થી ૫૭,–**કાવ્યક્રિયા, અભિધાન કોશ, છંદ જ્ઞાન ને ક્રિયાકલ્પ** કળા–એ ચારે કળા કાવ્ય કરવામાં કામ લાગે છે ને તેનો ઉપયોગ જગ જાણીતો છે.

૫૮ **છલિતકયોગકળા**–વેશ બદલીને બીજાને છેતરવાની કળા. સમયે પુરુષનું રૂપ ધારણ કરીને ખોવાયલા પતિને શોધવા માટે કામ લાગે છે. પૂતના, શૂર્પણખાને આવી જ કળા સાધ્ય હતી.

---

* (Chorus) કોરસ રાગે હમણાં ગરબા ગાય છે તે.

૫૯ **વસ્ત્ર ગોપનકળા**–વસ્ત્ર પહેરવાની કળા. એમાં વસ્ત્રો એવા પ્રકારે પહેરે કે, સમયે કોઈ દુષ્ટ પુરુષ શિયળ લુટવાને આવે તો ફાવે નહિ, તે વસ્ત્ર બે ત્રણ પણ પહેરવાં, પણ જણાય નહિ. દ્રૌપદીએ આવી રીતે જ એક, બે, ત્રણ વસ્ત્ર પહેરેલાં હોય ને પછી ઈશ્વરે રક્ષણ કીધું હોય. તેમ જ વસ્ત્ર સંભાળવાની વિધિ પણ એ જ કળામાં છે.

૬૦ **દ્યૂત વિશેષ કળા**–એક જાતનું જૂદું જ દ્યૂત રમવાની કળા.

૬૧ **આકર્ષક્રીડા**–ભાવથી પોતા પ્રત્યે પતિને ખેંચવાની–લલચાવાની કળા.

૬૨ **બાળ ક્રીડનકાનિ**–બાળકોને રમવાના ખીલોણાં રમકડાં બનાવવાની કળા.

૬૩ **વૈનયિકી, વૈજયિકી ને વ્યાયામિકી કળા**–વિનય દેખાડવો, જય મેળવવો ને કસરત કરવાની કળા.

૬૪ **વિદ્યાજ્ઞાન**–સામાન્ય ચતુરાઈ ને વિદ્યાજ્ઞાન જાણવું.

આ પ્રમાણે સ્ત્રીઓની ૬૪ કળા છે, જે સ્ત્રીઓને જાણવાની ઘણી અવશ્યની છે. આમાંની કેટલીક કળા રાજાની રાણીઓ માટે છે, પણ ઘણી

ખરી કળા તો ગૃહસ્થ સ્ત્રી માટે ઘણી જરૂરની છે. પણ જેમ પુરુષોની અનેક કળા છે, તેમ જ સ્ત્રીઓની પણ છે. તેઓની એક બીજી ૬૪ કળા છે, જેનો પ્રકાર પણ જાણવા જોગ છે:—

## સ્ત્રીઓની બીજી ૬૪ કળા

૧ નૃત્ય.
૨ યોગ્યતાની કળા.
૩ ચિત્ર.
૪ વાજીત્ર.
૫ મંત્ર ને
૬ તંત્રના ગુણ જાણવાની કળા.
૭ પરલોકનું જ્ઞાન.
૮ વ્યવહાર જ્ઞાન.
૯ દંભીને પારખવાની કળા.*
૧૦ જળને શોભાવવાની કળા.
૧૧ ગીત જ્ઞાન.
૧૨ મલાર રાગ ગાવાની કળા.
૧૩ વૃક્ષારોપણ.
૧૪ અભિપ્રાય ગોપન કળા.†

* લાંબી લાંબી તડાકાની, ધર્મની પોતાની ફુલાસની વાતો કરી લલચાવા આવે, તેને પારખવાની કળા.

† એક સમયે કૃષ્ણને એક ગોપીએ વિનતિ કીધી કે,
"દોદકાર મનમધેવસી, પ્રસિદ્ધ પ્રાણ આધાર;
આપ લકાર લખો તે ટાળી, નહીં તો લખેસ રકાર"

ગોપીએ કહ્યું કે મારા મનના મધ્યમાં દકાર વસ્યો છે, અર્થાત્ મદન વ્યાપેલો છે, માટે આપ તે દકાર ટાળી લકાર લખો, એટલે મલન થાય તેમ કરો. જો તેમ નહીં કરશો તો હું રકાર લખીશ, એટલે મરન (ણ) થશે. આવી રીતે મુખ્ય અભિપ્રાય ગુપ્ત રાખવાની કળા જાણવી જોઇએ.

૧૫ અન્ન રાંધવાની કળા.
૧૬ સંતતિ ઉત્પન્ન કરવાની કળા.
૧૭ ખેતી જાણવાની કળા.
૧૮ ધર્મ વિચાર.
૧૯ શકુન ભાવ જાણવો.
૨૦ ક્રિયા—કામકાજ જાણવાં.
૨૧ સંસ્કૃત જાણવું.
૨૨ ઘર નીતિ.
૨૩ ધર્મ નીતિ.
૨૪ હળવે હળવે—છટાદાર ચાલવાની કળા.
૨૫ પતિને કામનો વિકાર થાય તેવા પ્રકારે બોલવાની કળા.
૨૬ સુવર્ણ સિદ્ધિ.
૨૭ જૂદા જૂદા રંગો પૂરવાની કળા.
૨૮ સુગંધી તેલ ઘાલવાની તથા બનાવવાની કળા.
૨૯ હય અને ગજ,
૩૦ નર, અને
૩૧ સ્ત્રી—એ સર્વનાં લક્ષણ તથા મર્મ જાણવાની કળા.
૩૨ અઢાર ભાષાનું જ્ઞાન.
૩૩ સુવર્ણ—રત્નના ભેદ.
૩૪ તાત્કાળિક બુદ્ધિનું જ્ઞાન.
૩૫ ઘર વગેરેમાં કેવા પ્રકારે વર્તવું તે કળા.
૩૬ વૈદક ક્રિયા.
૩૭ કામદેવની ક્રિયા (પતિ રંજન માટે).
૩૮ ઘડો ઉપાડવાની પાણી ભરવાની કળા.
૩૯ પાસા વગેરે નાંખવાની કળા. (રમતમાં)
૪૦ ચૂર્ણ—સુંઠ વગેરેનાં બનાવવાં તે.
૪૧ આંખ આંજવાની કળા.
૪૨ હાથમાં ફેરાપણું—ચપળતા.
૪૩ વચનમાં ચતુરાઈ.
૪૪ ભોજનવિધિ ભોગ-(સારાં સારાં ભોજનની કેમ ગોઠવણ કરવી.)

૪૫ લેવડ દેવડ જાણવી.
૪૬ મુખ શણગારવું.
૪૭ ચોખા ખાંડવા.
૪૮ કાવ્ય કરવું.
૪૯ કથા વાર્તા કહેવી.
૫૦ રડવું, (દંભથી)
૫૧ પુષ્પ ગુંથવાં.
૫૨ વક્રોક્તિ કળા.
૫૩ વેષ બદલવો—વસ્ત્ર પહેરવાની કળા.
૫૪ અલંકાર પહેરતાં જાણવાની કળા.
૫૫ ઘણી ભાષાનું રહસ્ય જાણવું.
૫૬ ધણીની સેવા કરવી.
૫૭ ગૃહાચાર
૫૮ પારકાનું વચન સાંભળી તાત્પર્ય તુરત સમજી લેવું.
૫૯ કેશબંધન—અંબોડો આદિ વાળવાની કળા.
૬૦ વીણા વગાડવાનું જ્ઞાન.
૬૧ લોક વ્યવહાર જ્ઞાન.
૬૨ આંકડા વગેરે ઉથલપાથલ કરવાનું જ્ઞાન.
૬૩ વ્યર્થવાદ--વિતંડાવાદની કળા.
૬૪ પ્રશ્ન—સમસ્યા પૂછવાની કળા.

મોટા મોટા પુરુષો આ પ્રમાણે અર્થશાસ્ત્રને લગતી કળાઓનાં અનેક પ્રકારનાં રૂપો બાંધી ગયા છે, જેમાંનો મોટો ભાગ હું તને જણાવી ગયો છું. આ પ્રત્યેક કળાનું નિરૂપણ છે, જે કોઈ યોગ્ય પ્રસંગે યથાસ્થિત સમજાવીશ, ને કેટલુંક તો બુદ્ધિમાન્ પુરુષ સ્વાત્મપ્રકાશથી જાણી શકે છે. એ અર્થની કળા સ્ત્રી કે પુરુષને જ્ઞાન, યશ, કીર્ત્તિ ને આનંદ સર્વ રીતે આપે છે; તે સાથે સંસાર વ્યવહારમાં જે લાભ થાય છે, તે તો અનુપમ છે.

આ પ્રમાણે તેરમી રાત્રિ વિષે મૂળદેવ ધૂર્ત-શિરોમણિ મહારાજે ચન્દ્રગુપ્તને અર્થ કળા નિરૂપણ દર્શાવ્યું. પછી શિષ્ય મંડળી વિસર્જન કરી.

## સર્ગ ૧૪ મો

### સકળ (સર્વોત્તમ) કળા નિરૂપણ

ચૌદમે દિવસે મૂળદેવ મહારાજ મોટા ઉત્સાહમાં બેઠા હતા. ચન્દ્રગુપ્તને તેઓએ કહ્યું, બેટા! હવે સત્યને ગ્રહણ કરવા યોગ્ય કળા કેવી ને કેટલી છે, તે છેલ્લીવાર કહું છું તે સાંભળ.

સમુદ્રમંથન કરવા માટે દેવ અને દૈત્યો મંદરાચળને લઇને મંડ્યા હતા, ને અનેક પ્રકારનાં રત્નો મેળવ્યા પછી છેલ્લે અમૃતનો કુપ્પો મેળવ્યો હતો. તેમ જ આજે હું તને કળારૂપી અમૃતનો કુપ્પો આપું છું ને જેમ દેવો તેનું પાન કરી અમર થયા હતા, તેમ જ તું પણ આ કળાનું પાન કરતાં અમર થશે, એમાં યત્કિંચિત્ પણ શંકા નથી. પ્રથમ મેં તને સત્યચરિતશાળી કામની કળા કહી, પછી અર્થની ને આજે ધર્મની કળા કહું છું. ધર્મની ૬૪ કળા છે ને તે યાવચ્ચંદ્રદિવાકર રહે તેવી છે. એક સમયે શ્રીવિષ્ણુ નારાયણ શેષશય્યાપર બિરાજ્યા હતા

ત્યારે બ્રહ્માદિ દેવોએ વિનતિ કરી કહ્યું કે—અમને મનુષ્ય અને દેવ સર્વને ગ્રહણ કરવા યોગ્ય ને કલ્યાણકારી ધર્મ કળાનું જ્ઞાન આપો. તે વેળાએ વિષ્ણુએ જે કંઈ કહ્યું, તે હું તને કહું છું. ધર્મની ૬૪ કળા આ પ્રમાણે છેઃ—

## ધર્મની ૬૪ કળા.

**ધર્મકળાઃ**—૧ પ્રાણી માત્ર ઉપર દયા. ૨ પરોપકાર. ૩ દાન. ૪ ક્ષમા. ૫ સમાનભાવ. ૬ સત્ય. ૭ ઉદારતા ૮ અને કૃપાવંતપણું. આ આઠ ધર્મની કળા છે.

**અર્થકળાઃ**—૧ હમેશાં ઉપજ કરવી—ધન મેળવવું. ૨ નિયમ પ્રમાણે બરાબર ચાલવું. ૩ વ્યવહારમાં કુશળતા. ૪ ઉપજ પ્રમાણે ખરચ. ૫ ચાતુર્ય. ૬ ઉલટ અને ૭ સ્ત્રીનો અવિશ્વાસ. આ સાત અર્થની કળા છે.

**કામકળાઃ**—૧ શરીરને શણગારવું. ૨ ડહાપણ ધરવું. ૩ મીઠાશ રાખવી. ૪ સદ્‌ગુણ સંભારવા. ૫ અનેક રમતો રમવી, અને ૬ સ્ત્રીના મનની પરીક્ષા કરવી. આ ૭ કામની કળાઓ છે.

**મોક્ષકળાઃ**—૧ વિવેક સહિત પ્રેમ. ૨ શાંતિ ૩ તૃષ્ણા ત્યાગ. ૪ સંતોષ. ૫ એકાંતવાસ. ૬ આત્મજ્ઞાન અને ૭ પરબ્રહ્મનું જ્ઞાન. આ સાત મોક્ષની કળા છે.

એમાં ધર્મ વગેરે ચાર પદાર્થ પોતાની કળાઓ સહિત મળીને બત્રીસ થાય છે. એ સંસારને તરી જનારા વિદ્વાનોની ખાસ કળાઓ છે.

**સુખેચ્છાકળા**–૧ નમ્રતા. ૨ પ્રિયવાદીપણું. ૩ ધૈર્ય. ૪ શાંતિ. ૫ અને પરલોકમાં જવા માટે વૈરાગ્ય. આ પાંચ સુખની કળા છે.

**શીળકળા**:–૧ સત્સંગ. ૨ બ્રહ્મચર્ય. ૩ પવિત્રતા. ૪ ગુરુસેવા. ૫ સદાચાર. ૬ નિર્મળ શાસ્ત્ર જ્ઞાન. ૭ અને યશમાં પ્રેમ. આ સાત શીળની (સ્વભાવની) મૂળ કળા છે.

**પ્રતાપકળા**:–૧ તેજ. ૨ બળ. ૩ બુદ્ધિ ૪ વ્યવસાય. ૫ નીતિ. ૬ પરનો અભિપ્રાય જાણવો. ૭ દક્ષતા. ૮ સારી સહાયતા ૯ કૃતજ્ઞપણું. ૧૦ ગુહ્ય વાર્તાની રક્ષા. ૧૧ ત્યાગ. ૧૨ પ્રેમ. ૧૩ પ્રતાપ. ૧૪ મિત્રનો સંગ્રહ. ૧૫ કોમળતા. ૧૬ સાદાઈ. ૧૭ અને પોતાના આશ્રિત ઉપર પ્રીતિ. આ સત્તર પ્રતાપની કળા છે.

**માનકળા**:–૧ મૂંગા રહેવું, ૨ જડપણું દાખવવું, અને કોઇ પાસે માગવું નહીં, આ ત્રણ માનની કળા છે. તે સર્વ કળા મળી ચોસઠ કળા છે; ને એ સઘળી ગુણદોષ સહિત અવશ્ય જાણવા જેવી છે.

વળી યોગની ૨૩ કળાઓ છે, જે આત્માનું આ-લોક ને પરલોકમાં કલ્યાણ કરવા માટે ઘણી અવશ્યની છે, તે તારે જાણવી જોઇયે, ને તે જાણ્યા વગર કોઈ પણ રીતે, મનુષ્ય કે દેવ કોઈ પણ પૂર્ણતાને પામતો નથી. યોગની કળાઓ આ પ્રમાણે છે:—

## યોગની ૨૩ કળાઓ.

૧ **અણિમા**—આ કળા જાણવાની મનુષ્ય કે દેવ મોટા શરીરમાંથી અત્યંત નાનું શરીર કરી શકે છે.

૨ **મહિમા**—એ કળાથી અતિ ઘણા સૂક્ષ્મ શરીરનું મોટું વૈરાટતુલ્ય શરીર કરી શકે છે.

૩ **લધિમા**—એ કળાથી ભારેમાં ભારે શરીરને હલકામાં હલકું—તલ જેટલું કરી શકે છે.

૪ **પ્રાપ્તિ**—આ કળા જાણનાર સર્વે પ્રાણીઓની ઇંદ્રિયો સાથે તે તે ઇંદ્રિયોના દેવ સ્વરૂપે સંબંધ રાખી શકે છે—એટલે સર્વ પ્રાણી તેને વશ થાય છે.

૫ **પ્રાકાશ્ય**—એ કળા સંપાદન કરવાથી પરલોક તથા આ લોકના સર્વે વિષયોના ભોગ ભોગવવાનું અલૌકિક સામર્થ્ય આવે છે.

૬ **ઈશિતા**—ઈશ્વરમાં માયાની અને બીજાઓમાં માયાના અંશોની પ્રેરણા કરવાનું સામર્થ્ય આવે છે.

૭ **વશિતા**—એ યોગની કળાથી વિષયરસમાં

તદ્દન અસંગ બુદ્ધિ થાય છે, જેથી મોટા-મહા-સુખની પ્રાપ્તિ થાય છે.

૮ **પ્રાકામ્ય**—જે જે સુખની ઇચ્છા થાય, તે તે સુખના છેક અંતને પહોંચવું-એટલે જો કદાચિત્ ઇચ્છા થઈ કે વિલાસ ભોગવવો તો તેમાં તે એવો પારંગત થાય કે, તેને કોઇપણ પહોંચી શકે નહિ—જેમ શ્રીકૃષ્ણે અનેક ગોપીઓ સંગ રંગ ઉમંગે ખેલ્યો, ને તે સર્વે તૃપ્ત થઈ, પણ પોતે નિર્લેપ રહ્યા. વળી જ્યારે આજે એક સ્ત્રીને સંતુષ્ટ કરવાને મનુષ્ય અસમર્થ છે ત્યારે ૧૬૧૦૮ સ્ત્રીને શ્રીકૃષ્ણે લગ્નસુખ આપ્યું તે જેવું તેવું સામર્થ્ય નથી. પણ આ આઠ કળા તો એટલી વસમી ને એટલી કઠિન છે કે, તે કદી પણ આ પાપી ભૂમિના મનુષ્યને મળે જ નહિ—પણ નીચેની કળા તો મોટા શ્રમે મળે ખરી.

૯ **અનૂર્મિમત્વ**—આ કળાથી ખાવા પીવાની ઇચ્છા રહેતી નથી.

૧૦ **દૂરશ્રવણ**—આ કળાથી ગમે તેટલે દૂરથી જોઇયે તો કોટી કોશ દૂર હોય—જોઇયે તો સ્વર્ગ લોક કે ગૌલોક કે બ્રહ્મલોકમાં કોઈ વાત કરતું હોય તો તે સાંભળી શકાય છે.

૧૧ **દૂરદર્શન**–ઘણે લાંબે સુધી દૃષ્ટિ પહોંચે છે ને આજ નેત્રે એ કળાથી સર્વ જોઈ શકીએ છીએ.

૧૨ **મનોજય**–મન જે જગોએ પહોંચ્યું ત્યાં ક્ષણ માત્રમાં શરીર પણ જઈ શકે છે, તે કળા તે એ.

૧૩ **કામરૂપ**–ઇચ્છામાં આવે તેવું રૂપ ધારણ કરી શકે તે કળા.

૧૪ **પર કાયપ્રવેશન**–એ યોગકળાથી પારકા શરીરમાં પોતાનો જીવ પેસાડી શકાય છે, ને તેથી ધાર્યું કાર્ય સિદ્ધ કરી શકાય છે. આપણા મહારાજ વિક્રમરાજ આ કળા જાણે છે.

૧૫ **સ્વચ્છંદ મૃત્યુ**–જ્યારે ધારીએ ત્યારે ને ઇચ્છામાં આવે તે રીતે મરણ પામવું તે આ કળાથી થઈ શકે છે.

૧૬ **દેવસહક્રીડાનું દર્શન**–ઈંદ્રાદિક દેવતાઓ અપ્સરાઓ સાથે, પોતપોતાના લોકમાં જે વિલાસ વૈભવ ભોગવે, જે ક્રીડા કરે તેનું દર્શન થાય ને પોતે વળી તે ક્રીડા ભોગવી પણ શકે.

૧૭ **સંકલ્પ સંસિદ્ધિ કળા**–જે ધારે તે કરે, ને ધારે તે મળે તે કળા.

૧૮ **અપ્રતિહતાજ્ઞા**–કોઈ પણ સ્થળમાં આજ્ઞાનો ભંગ જ ન થાય. સર્વ લોકો આ કળાથી તેના તાબેદાર બની રહે છે.

૧૯ **ત્રિકાળજ્ઞત્વ**–ત્રણે કાળનું જ્ઞાન આવે તેવી કળા.

૨૦ **અવદ્વંદ્વ**–તાઢ, તડકા કે વરસાદ કોઇથી કંઈ પણ રીતે પરાજય થાય નહિ તે કળા.

૨૧ **પરચિત્તાદ્યભિજ્ઞતા**–પારકાંના મનમાં શું છે, તે એ કળાથી જાણવામાં આવે છે ને તેથી મોટો જય મળે છે.

૨૨ **પ્રતિષ્ટંભ**–અગ્નિ, સૂર્ય, જળ, ઝેર, પર્વતપરથી પડવું–ફેંકવું, હાથીના પગ તળે કચડાવવું, તોપને ગોળે મૂકવો કે ફાંસીએ ચઢાવવો-ગમે તે થાય તો પણ શરીરને કોઈ પણ રીતે હાનિ જ ન થાય તેવી આ સર્વોત્તમ કળા છે. એ કળા દૈત્ય ભકત પ્રહ્લાદ જાણતો હતો ને તેથી તેનો જય થયો હતો.

૨૩ **અપરાજય કળા**–એ કળા મેળવી હોય તો કોઈ પણ સ્થળેથી લડતાં, ઝગડતાં કોઈ પણ રીતે હારી ન જાય.

આ ૨૩ કળા સર્વોપરી છે, પણ તે કંઈ શરીરથી પ્રાપ્ત થાય તેવી નથી, પણ ઈંદ્રિયોને દમવામાં આવે તો પ્રાપ્ત થાય તેમ છે ને તેને માટે જો તારી ઇચ્છા થાય તો ભલે સત્ય યોગીઓનું સેવન પર્વતપર જઇને કરજે.

**વિશેષ દશ કળા:**—૧ જો આપણો શત્રુ આપણા કરતાં વધારે બળવાન્ હોય તો આપણે ત્યાંથી ચાલી નિકળવું અથવા તેને નમણું કરવું.

૨ પણ તેની સામું થઈ પોતાની મૂર્ખતાનો પ્રકાશ કરવો નહિ.

૩ જ્યારે આપણી ચઢતી સ્થિતિ થાય ત્યારે તેની સામું વેર કરવું.

૪ દુઃખી થતા મનુષ્યે ધર્મમાં પ્રેમ રાખી યથાશક્તિ તેમાં આચરણ કરવું.

૫ અને દુઃખ વખતે ધીરજ ધરવી.

૬ સુખ આવે ત્યારે હર્ષમાં આવી જવું નહિ.

૭ ધન મળે—વૈભવ મળે ત્યારે સર્વત્ર સમાન દૃષ્ટિ રાખવી.

૮ સત્પુરુષો ઉપર સ્નેહ રાખવો.

૯ જ્યારે રાજ્ય ખટપટ આવે ત્યારે બુદ્ધિનો ઉપયોગ કરવો.

૧૦ અને નિંદાપાત્ર હોય તે ઉપર ઉદાસી રાખવી—તેની સોબત કરવી નહિ. આ દશ કળા ઔષધ જેવી ગુણકારી છે.

આવી રીતે જયશાળી દશ કળા તને કહી. પણ યાદ રાખ કે, સર્વમાં કીર્તિ મોટી છે. તેના જેવો

બીજો એક પણ પદાર્થ નથી; કારણ કે સર્વ વસ્તુનો કાળે કરીને નાશ થાય છે; પણ કીર્તિનો કોઈ પણ દિવસ નાશ થતો નથી. માટે કીર્તિ અવશ્ય મેળવવી.

## સત્પુરુષે નિર્માણ કરેલી ૧૦૦ કળાનું દર્શન. ગ્રહણ કરવા યોગ્યકળા–સદ્ગુણ દુર્ગુણનું વિવેચન.

યાદ રાખજે કે, ૧ સત્ય માત્રમાં **સત્યસારરૂપ** જેમ **ગુરુનું વચન** ગણાય છે.

૨ કાર્યમાત્રમાં **સારરૂપ કાર્ય** જેમ ગાય, **બ્રાહ્મણ** અને **દેવનું પૂજન** ગણાય છે.

૩ સંતાપ પેદા કરાવનારા પદાર્થોમાં મુખ્ય **સંતાપ** કરાવનાર જેમ **ક્રોધ** છે.

૪ ગુણ માત્રમાં **સારરૂપ** ગુણ જેમ **બુદ્ધિમાન્** પુરુષ ગણાય છે.

૫ અપાર ધનવંત પુરુષોમાં **ખરો ધનવાન્** જેમ **કીર્તિવાળો** પુરુષ ગણાય છે.

૬ અત્યંત દુઃખમાં મુખ્ય **દુઃખ** જેમ **સેવા** ગણાય છે.

૭ મોટી કાળ રૂપી સર્પની ફાંસીઓમાં મુખ્ય **ફાંસી** જેમ **આશા** ગણાય છે.

૮ રત્નના ભંડારોમાં ખરો **રત્નોનો ભંડાર** જેમ **દાન** ગણાય છે.

૯ સુખના સ્થાન માત્રમાં મુખ્ય **સુખસ્થાન** જેમ સર્વ સાથે કરેલી **સલાહ (મૈત્રી)** ગણાય છે.

૧૦ અપમાન કરનારી વસ્તુઓમાં જેમ મુખ્ય **અપમાન** કરનારી વસ્તુ **યાચના** ગણાય છે.

૧૧ સર્વ પશ્ચાત્તાપમાં મુખ્ય **પશ્ચાત્તાપ** જેમ **દરિદ્રાવસ્થા** ગણાય છે.

૧૨ રસ્તામાં ખાવા માટે લીધેલાં ટીમણોમાં ખરું **ટીમણ** જેમ **ધર્મ** ગણાય છે.

૧૩ મુખને પવિત્ર કરનારા પદાર્થોમાં મુખ્ય **પદાર્થ** જેમ **સત્ય** ગણાય છે.

૧૪ રોગોમાં મુખ્ય **રોગ** જેમ **દુઃખ** ગણાય છે.

૧૫ ગૃહની સંપત્તિને નાશ કરનારી વસ્તુમાં મુખ્ય **નાશ કરનારું** જેમ **આળસ** ગણાય છે.

૧૬ વખાણવા લાયક પદાર્થોમાં મુખ્ય **વખાણવા યોગ્ય પદાર્થ** જેમ **નિઃસ્પૃહપણું** ગણાય છે.

૧૭ સર્વ મધુર વસ્તુમાં **મધુર** જેમ મિત્રનું **વચન** ગણાય છે.

૧૮ અંધારું કરનારી વસ્તુમાં મુખ્ય **અંધારું કરનારી** વસ્તુ જેમ **અહંકાર** ગણાય છે.

૧૯ ઉપવાસ કરવા લાયક પદાર્થોમાં મુખ્ય **ઉપવાસ કરવા** લાયક જેમ **દંભ** ગણાય છે.

૨૦ પવિત્ર પદાર્થોમાં વધારે **પવિત્ર** જેમ **ભૂતદયા** ગણાય છે.

૨૧ વ્રતમાત્રમાં મુખ્ય **વ્રત** જેમ **શાંતિ** ગણાય છે.

૨૨ અણગમતી વસ્તુમાં મુખ્ય **અણગમતી વસ્તુ** જેમ **ચાડિયાપણું** ગણાય છે.

૨૩ ક્રૂરાચરણમાં મુખ્ય **ક્રૂરાચરણ** જેમ કોઇની **આજીવિકાનો નાશ** કરવો તે ગણાય છે.

૨૪ પુણ્યોમાં મુખ્ય **પુણ્ય** જેમ **દયાળુપણું** ગણાય છે.*

૨૫ પુરુષપણાનાં ચિહ્નમાં મુખ્ય **પુરુષપણાનું** ચિહ્ન જેમ **કૃતજ્ઞતા** ગણાય છે.

૨૬ મોહ કરનારી વસ્તુઓમાં મુખ્ય **મોહકર** વસ્તુ જેમ **માયા-કપટ** ગણાય છે.

૨૭ નરકમાં પાડનારી વસ્તુઓમાં **નરકે લઈ જનાર** વસ્તુ જેમ **ચોરપણું** ગણાય છે.

૨૮ કપટી ચોરોમાં મુખ્ય **કપટીચોર** જેમ **કામદેવ** ગણાય છે.

---

* તુલસી દયા ન છાંડિયે, જબ લગ ઘટમેં પ્રાણ.

૨૯ જ્ઞાતિભેદોમાં મુખ્ય **જ્ઞાતિભેદ** જેમ **સ્રીનું ભાષણ** ગણાય છે.

૩૦ ચંડાળોમાં મુખ્ય **ચંડાળ** જેમ કસાઈ ગણાય છે.

૩૧ કળિયુગના અવતારોમાં મુખ્ય **કળિનો અવતાર** જેમ **માયાવી** ગણાય છે.

૩૨ મણિઓના દીવાઓમાં મુખ્ય **મણિનો** દીવો જેમ **સત્શાસ્ત્ર** ગણાય છે.

૩૩ અભિષેક માત્રમાં મુખ્ય **અભિષેક** જેમ **શાસ્ત્રોપદેશ** ગણાય છે.

૩૪ કલેશ માત્રમાં મુખ્ય **કલેશ** જેમ ઘડપણ ગણાય છે.

૩૫ મરણ જેવાં સર્વ દુઃખોમાં મુખ્ય **મરણ દુઃખ** જેમ **રોગીપણું** ગણાય છે.

૩૬ ભયંકર ઝેરો વિષે મુખ્ય **ઝેર** જેમ **સ્નેહનું તૂટવું** ગણાય છે.

૩૭ કોઢોમાં મુખ્ય કોઢ જેમ **વેશ્યાની સાથે કરેલો પ્રેમ** ગણાય છે.

૩૮ પરલોકના કુટુંબીઓમાં મુખ્ય **કુટુંબી** જેમ **દીકરો** ગણાય છે.

૩૯ અપાર દુઃખમાં મુખ્ય **અપાર દુઃખ** જેમ **શત્રુ** ગણાય છે.

૪૦ સ્ત્રીઓમાં **મુખ્ય સ્ત્રી** જેમ **તરુણાવસ્થા-જુવાની** ગણાય છે.

૪૧ સુંદર શણગાર શોભાવનારાઓમાં મુખ્ય **શણગાર** શોભાવનાર જેમ **રૂપ** ગણાય છે.

૪૨ રાજ્યોમાં **સારરૂપરાજ્ય** જેમ **સંતોષ** ગણાય છે.

૪૩ ચક્રવર્તીના વૈભવોમાં મુખ્ય **વૈભવ** જેમ **સત્સંગ** ગણાય છે.

૪૪ **શરીરને સૂકાવી નાંખનારી** બાબતમાં જેમ મુખ્ય **ચિંતા** ગણાય છે.

૪૫ કોટની અંદર પૂરી, ઉપરથી અગ્નિ મૂકે તેના કરતાં પણ **વધારે દુઃખદાયક** જેમ **દ્વેષ** ગણાય છે.

૪૬ વિશ્વાસોમાં મુખ્ય **સારરૂપ વિશ્વાસ** જેમ **મિત્રતા** ગણાય છે.

૪૭ ઉત્તમ સાધનોમાં મુખ્ય સાધન જેમ **સ્વતંત્રતા** ગણાય છે.

૪૮ વ્યાધિઓમાં મુખ્ય **વ્યાધિ** જેમ **કૃપણતા** ગણાય છે.

૪૯ પાણી વગરના અંધારા કુવામાં મુખ્ય **અંધારો કૂવો** જેમ **ખળતા** ગણાય છે.

૫૦ નિર્મળ વસ્તુઓમાં મુખ્ય **નિર્મળ કરનારી** જેમ **કોમળતા** ગણાય છે.

૫૧ ઉત્તમ રત્નના મુકૂટમાં મુખ્ય **રત્નનો મુકૂટ** જેમ **વિનય** ગણાય છે.

૫૨ દુરાચરણમાં મુખ્ય **દુરાચરણ** જેમ **જુગટું** ગણાય છે.

૫૩ મારવાડના પિશાચો કરતાં પણ વધારે **મોટો પિશાચ** જેમ **હીજડાપણું** ગણાય છે.

૫૪ મણિનાં કડાઓમાં **ખરાં મણિનાં** કડાં જેમ **ઉજ્જવળ દાન** ગણાય છે.

૫૫ કાન ઉપર પહેરવાનાં ઉજળાં રત્નોમાં જેમ મુખ્ય **રત્ન, શાસ્ત્રશ્રવણ** ગણાય છે.

૫૬ ચપળ વસ્તુમાં મુખ્ય **ચપળ** વસ્તુ જેમ **ખળની મિત્રતા** ગણાય છે.

૫૭ ફોગટ જનારી મહેનતમાં ખરી ફોકટ **જનારી** જેમ **ખળની સેવા** ગણાય છે.

૫૮ બગીચાઓમાં મુખ્ય **ખરો બગીચો** જેમ **નિવૃત્તિ-શાંતિ** ગણાય છે.

૫૯ અમૃતના વર્ષાદમાં મુખ્ય **અમૃત વર્ષાદ** જેમ (સત્) **મિત્રનું દર્શન** ગણાય છે.

૬૦ મેળવવા લાયક વસ્તુમાં ખરી **મેળવવા લાયક** વસ્તુ જેમ **સત્યપ્રેમ** ગણાય છે.

૬૧ અવિવેકમાં મુખ્ય **અવિવેક** જેમ **મૂર્ખની સભા** ગણાય છે.

૬૨ ફળવાળાં ઝાડમાં મુખ્ય **ફળવાળું ઝાડ** જેમ **કુલીન** ગણાય છે.

૬૩ સત્યયુગોના અવતારોમાં મુખ્ય **અવતાર** જેમ **સૌભાગ્ય** ગણાય છે.

૬૪ શંકા કરવા લાયક વસ્તુમાં મુખ્ય **શંકા કરવા લાયક** વસ્તુ જેમ **રાજદ્વાર** ગણાય છે.

૬૫ સ્વભાવથી કુટિલ વસ્તુમાં મુખ્ય **કુટિલ** જેમ **સ્ત્રીનું હૃદય** ગણાય છે.

૬૬ વખાણવા લાયક વસ્તુમાં મુખ્ય **વખાણવા લાયક** વસ્તુ જેમ **લાયકાત-વિનયતા મર્યાદા** ગણાય છે.

૬૭ ચંદન વિગેરે લેપોમાં મુખ્ય **સુગંધી લેપ** જેમ **ગુણ ઉપર કરેલો પ્રેમ** ગણાય છે.

૬૮ શોક કરાવનારી વસ્તુમાં મુખ્ય **શોક કરાવનાર** જેમ **કન્યા** ગણાય છે.

૬૯ દયા કરવા લાયક વસ્તુમાં મુખ્ય **દયા કરવા લાયક** જેમ **મૂર્ખ** છે.

૭૦ સૌભાગ્યમાં જેમ મુખ્ય **સૌભાગ્ય વૈભવ** ગણાય છે.

૭૧ કીર્તિનાં મૂળમાં મુખ્ય **કીર્તિમૂળ** જેમ પોતા ઉપર **પરમનુષ્યે કરેલી પ્રીતિ** ગણાય છે.

૭૨ પિશાચોમાં મુખ્ય **પિશાચ** જેમ **દારૂ** ગણાય છે.

૭૩ **હાથીમાં** અને **ભયંકર યક્ષોમાં** જેમ મુખ્ય યક્ષ **મૃગયા** ગણાય છે.

૭૪ શાંતિ કરનારી વસ્તુમાં મુખ્ય **શાંતિ કરનાર** જેમ **વિરામ** ગણાય છે.

૭૫ તીર્થોની સેવામાં મુખ્ય **તીર્થ** સેવા જેમ **આત્મપ્રેમ-આત્મજ્ઞાન-દેહમાં અપ્રીતિ** ગણાય છે.

૭૬ નિષ્ફળ ગયેલામાં મુખ્ય **નિષ્ફળ ગયેલો** જેમ **લોભી** ગણાય છે.

૭૭ સ્મશાનમાં મુખ્ય **સ્મશાન** જેમ **અનાચાર** ગણાય છે.

૭૮ રક્ષા કરવા લાયક સ્ત્રીમાં મુખ્ય **રક્ષા કરવા લાયક સ્ત્રી** જેમ **નીતિ રાણી** ગણાય છે.

૭૯ પ્રતાપોમાં મુખ્ય **પ્રતાપ** જેમ **ઇંદ્રિય-વિજય** ગણાય છે.

૮૦ હજારો યક્ષમાં મુખ્ય **યક્ષ** જેમ **પરની ઇર્ષ્યા** ગણાય છે.

૮૧ અતિશય **અપવિત્ર જગામાં મરણ** થવું, તે કરતાં પણ અધિક નિંદ્ય જેમ **અપયશ** ગણાય છે.

૮૨ **મંગળકારી** વસ્તુમાં જેમ મુખ્ય **મંગળ-કારી માતા** ગણાય છે.'

૮૩ પુણ્યોપદેશ કરનારાઓમાં મુખ્ય **પુણ્ય-પવિત્ર ઉપદેશ આપનાર** જેમ **પિતા** ગણાય છે.

૮૪ કષ્ટમાં પણ **કષ્ટકારક** જેમ માર ગણાય છે.

૮૫ તરવાર વિગેરે સખત હથિયારોમાં મુખ્ય **હથિયાર** જેમ **કપાવું** ગણાય છે.

૮૬ કોપને શાંત કરનાર વસ્તુમાં મુખ્ય **શાંતિ-કારક** વસ્તુ જેમ **પ્રણામ** ગણાય છે.

૮૭ કઠિન માગણીમાં મુખ્ય **કઠિન માગણી** જેમ **મિત્રતા કર એમ કહેવું** ગણાય છે.

૮૮ પોષણ કરનારાઓમાં મુખ્ય **પોષણ કર-નાર** જેમ **માન** ગણાય છે.

૮૯ સંસારમાં **સારમય** જેમ **સતકીર્તિ** ગણાય છે.

૯૦ નીતિમાં મુખ્ય **નીતિ** જેમ **ભગવદ્ભક્તિ** ગણાય છે.

૯૧ સુખ આપનારા માર્ગમાં મુખ્ય **સુખ** આપનારો માર્ગ જેમ **સંગ્રામમાં મરણ** ગણાય છે.

૯૨ કલ્યાણોમાં મુખ્ય **કલ્યાણ** જેમ **વિનય** ગણાય છે.

૯૩ સિદ્ધિઓમાં મુખ્ય **સિદ્ધિ** જેમ ઉત્સાહ ગણાય છે.

૯૪ મેળવવા લાયક વસ્તુમાં મુખ્ય **મેળવવા લાયક વસ્તુ** જેમ **પુણ્ય** ગણાય છે.

૯૫ પ્રકાશમાં મુખ્ય **પ્રકાશ** જેમ જ્ઞાન ગણાય છે.

૯૬ ગાવામાં મુખ્ય **ગાવું** જેમ **પ્રભુ નામ રટણ** ગણાય છે.

૯૭ શાસ્ત્રમાં **સતશાસ્ત્ર** જેમ **પૂર્ણબ્રહ્મનું** નામ ગણાય છે.

૯૮ પુત્રમાં **સુપુત્ર** જેમ **જ્ઞાનધર્મ** ગણાય છે.

૯૯ વલ્લભમાં **વલ્લભવસ્તુ** જેમ ધન ગણાય છે.

૧૦૦ તેવી રીતે પૃથ્વી ઉપર વસનારા મનુષ્યોને અવશ્ય—સદા તૃષ્ણા રાખવા લાયક ઉત્તમ વસ્તુ **યશસ્વી કીર્તિ** ગણાય છે. તે **કીર્તિ તમામ માણ-**

**સને મેળવવા લાયક-ઉત્તમ-અનુપમ પદાર્થ છે. તેનાથી શ્રેષ્ઠ કંઈ પણ નથી.**

## સર્વોત્તમ શ્રેષ્ઠ કળા-૧

પણ હે વત્સ, આ સઘળી કળાનું આવર્જન વિસર્જન કાળે કાળે થયા જ કરે છે. કાળે કરીને તેમાં વધઘટ થાય છે. જે કળા આજે કામની હોય છે, તે કળા કાલે કોડીની થઈ પડે છે-તે જાણી તો શું ને ન જાણી તો પણ શું. એ તો ચંદ્રપેરે વધે ઘટે-આવર્જન વિસર્જન કાળાનુક્રમ થયા કરે જ. પણ જે કળાનું આવર્જન વિસર્જન થતું નથી, વધઘટ થતી નથી, ક્ષય વૃદ્ધિ હોતી નથી, ભરતી ઓટ કંઈ જ નથી; પણ જે સદાકાળ જેવીને તેવી જ સ્થિર છે, જે કળામાંથી અમૃત સદા જ ઝર્યાં કરે છે, જે અમૃતના પ્રભાવથી. મહાદેવનાં મસ્તકમાં વિરાજમાન થયેલા ચંદ્રમાંથી ઝરતા અમૃતના સમાગમથી નિર્જીવ રુંડમાળાઓ પણ સજીવપણાને પામે છે; તેવી જ આ એક સર્વોત્તમ-સર્વેશ્વર કળા છે, ને તે તારે અવશ્યે જાણવી જરૂરની છે, ને તે કળા આ કે

આ કળા જે કોઈ જાણે છે, તેને કોઈ વાતની ન્યૂનતા રહેતી નથી ને તેનો ત્રણ લોકમાં કોઈ પરાભવ પણ કરી શકતું નથી.

હે ચન્દ્રગુપ્ત, ઉપર પ્રમાણે શુભ અને અશુભ ફળ આપનારી અનેક કળાઓ મેં તમોને કહી બતાવી છે. એ કળામાં જે નિપુણતા મેળવે છે, તે સર્વ તત્ત્વનું યથાર્થ જ્ઞાન મેળવી વર્ણ માત્રમાં જેમ બ્રાહ્મણ, વિદ્યાના સંબંધથી માનનીય, ગણાય છે તેમ, કળાકુશળ મનુષ્ય પણ માનનીય પૂજ્ય ને ગુરુ ગણાય છે. કળાપ્રવીણ મનુષ્ય પોતાના પૈસાનો ઉપયોગ વ્યવહારમાં સપ્રયોજન–યોગ્યતાથી કરે છે, પણ અયોગ્ય રીતે કરતો નથી.

આવી રીતે મૂળદેવે ચન્દ્રગુપ્તને ૧૪ દિવસમાં ચૌદ રત્નોથી પણ વધારે મૂલ્યવાન્ કળાઓ ભણાવી. પછી ચન્દ્રગુપ્ત પોતાના ગુરુને અત્યંત ધન આપી, આજ્ઞા લઈને પોતાના પિતા પાસે વિદાય થયો.

સમાપ્ત

# સસ્તું સાહિત્ય—"ગુજરાતી"ના ગ્રાહકોને જ



| પુસ્તકનું નામ | કિંમત |
| --- | --- |
| ૧ જૂનું નર્મગદ્ય—વધારા ને કવિની છબી સાથે | ૧— ૪—૦ |
| ૨ ગુજરાત સર્વસંગ્રહ—કવિ નર્મદનો રચેલો અને સરકારે છપાવેલો ... ... ... ... | ૧— ૦—૦ |
| ૩ દેશવ્યવહારવ્યવસ્થા—કવિ નર્મદનો ન છપાયલો અર્થશાસ્ત્રનો ઉત્તમ ગ્રંથ ... ... | ૦—૧૪—૦ |
| ૪ ધર્મવિચાર—અદ્વિતીય નિબંધોનો સંગ્રહ... | ૧— ૦—૦ |
| ૫ નર્મકવિતા—સુરત મીશન પ્રેસમાં છપાયલી | ૦— ૨—૦ |
| ૬ નર્મકવિતા—સુરત સોદાગર પ્રેસમાં છપાયલી | ૦— ૧—૦ |
| ૭ રામજાનકી દર્શન (નાટક)... ... ... | ૦— ૬—૦ |
| ૮ સારશાકુન્તલ ( નાટક ) ... ... ... | ૦— ૪—૦ |
| ૯ બાળકૃષ્ણવિજય ( નાટક )... ... ... | ૦— ૪—૦ |
| ૧૦ ગંગા—ગુર્જર વાર્તા (શિવાજીની સુરતની લૂટ) | ૦— ૮—૦ |
| ૧૧ ઘાસીરામ કોટવાલ—પેશ્વાના વખતની બહુ રમુજી, ચાનક અને જ્ઞાન આપનારી વાર્તા. | ૦— ૪—૦ |
| ૧૨ વેદોક્ત ધર્મપ્રકાશ—વિષ્ણુબાવા બ્રહ્મચારી કૃત. એ ગ્રંથમાં ધર્મના ઘણા ગૂઢ વિષયોના સાદી ભાષામાં એવા સચોટ ખુલાસા આપ્યા છે કે, જેવા બીજે સ્થળે ભાગ્યે જ વાંચવામાં આવશે... ... ... ... | ૦—૧૪—૦ |

| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| ૧૩ ધાતુસંગ્રહ–ટેલર અને વ્રજલાલ શાસ્ત્રીનો રચેલો અને સરકારે છપાવેલો... ... | ૦– ૬–૦ |
| ૧૪ એમ. એ. બનાકે કર્યો મેરી મીટ્ટી ખરાબકી | ૧– ૦–૦ |
| ૧૫ આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા | ૧– ૦–૦ |
| ૧૬ વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ... | ૧– ૦–૦ |
| ૧૭ ભાગવત એકાદશસ્કંધ–મૂળ–ભાષાંતર–ચિત્ર. પાકું પુઠું. સુંદર કાગળ ... ... ... | ૦– ૬–૦ |
| ૧૮ ૨૫૦૦ વર્ષ પૂર્વનું હિન્દુસ્તાન ... ... | ૦– ૮–૦ |
| ૧૯ બોધવચન–પરમહંસ રામકૃષ્ણનાં ... ... | ૦– ૬–૦ |
| ૨૦ શુક્રનીતિ ... ... ... ... ... | ૧– ૪–૦ |
| ૨૧ જનાનખાનાની બીબી ... ... ... | ૦– ૮–૦ |
| ૨૨ મુક્તમાળા ... ... ... ... ... | ૦– ૮–૦ |
| ૨૩ રાસેલાસ ... ... ... ... ... | ૦– ૭–૦ |
| ૨૪ દિનાર્ણસ ... ... ... ... .. | ૦– ૭–૦ |
| ૨૫ મુરખો... ... ... ... ... ... | ૦– ૬–૦ |
| ૨૬ ચતુરસિંગ ... ... ... ... ... | ૦– ૪–૦ |
| ૨૭ સવિતાસુંદરી... ... ... ... ... | ૦– ૪–૦ |
| ૨૮ હાથનાં કર્યાં હૈયે વાગ્યાં ... ... ... | ૦–૧૨–૦ |
| ૨૯ મિસરની મહારાણી... ... ... ... | ૦–૧૨–૦ |

ઉપરની સઘળી ચોપડીઓનો ટપાલ ખર્ચ જૂદો પડશે.